શ્રી ગુજરાત સંશોધન તરફથી
કાર્તિક ઉજાણી ભેટ.

# પ્રિયંવદા.

## પુસ્તક ૫ મું.

અકટોબર ૧૮૮૯ થી સપ્ટેંબર ૧૮૯૦ સુધી.

नहिज्ञानेनसदृशंपवित्रमिहविद्यते ॥ भ. गी. ४. ३८ ॥
उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैवह्यात्मनोबन्धुरात्मैवरिपुरात्मनः॥ भ.गीः६.५॥

અર્થ —આ જગત્‌માં જ્ઞાન (પરમજ્ઞાન) સમાન પવિત્ર બીજું કોઈ નથી. (તે પ્રાપ્ત કરવામાં) આત્માવડે આત્માને તારવો, પણ આત્માનો નાશ ન કરવો કારણ કે આત્મા એજ આત્માનો બંધુ છે ને રિપુ પણ છે (અર્થાત્ પોતે પોતાનો મોક્ષ સન્માર્ગે લે, તો આત્મા આત્માનો રિપુ થાય, ને લે, તો બંધુ થયો

---

તંત્રી—એરેસગ મણિલાલ નભુભાઈ દ્વિવેદી, નડિયાદ.
વ્યવસ્થાપક—પુસ્તક પ્રસારક મંડળી—મુંબઈ.

મુંબઈ;
સુબોધપ્રકાશ પ્રેસ.




સન ૧૮૯૦

કીમત રૂ ૧॥ (દોઢ)

# વર્ષાનુક્રમણિકા.

## ધર્મજ્ઞાનસંબંધી.



## સંસાર સંબંધી.



## કવિતા.



## વાર્તા.



## ગ્રંથાવલોકન.



## પ્રકીર્ણવિષયો.

# પ્રિયંવદા.

પુસ્તક ૫. અંક. ૧.
ઑક્ટોબર ૧૮૮૯.



## વર્ષારંભ.

આનંદને દિવસેજ આપણી ભેટ થાયછે. મારા નવીન વર્ષના આરંભ ભેગો લોકમાત્રને પણ નવીન વર્ષારંભજ છે. ગતવર્ષ આપણે સર્વેરીતે શાન્તિમાં ગાળ્યુંછે ને સર્વને યથાશક્તિ રંજન કરવામાં મેં પણ મારૂં કર્તવ્ય સાધ્યુંછે. વર્ષના મુખ્યપર્વનુંજ મેં પણ અનુકરણ કર્યુંછે. ગીતામૃતના વર્ષણથી ચારે પુરુષાર્થનાં બીજને, મેઘરાજના નિષ્ટવર્ષણે સુધાન્યનાં બીજને કર્યાંછે તેમ સર્વથા પુષ્ટ કર્યાંછે; સ્વચ્છ જલાશયમાં પ્રતિબિંબ પામતી અનંત તારાગણાલંકૃત ઉડુરાજશ્રીયુત અભ્રતુતિની પેઠે અનેક ઉપદેશમૌક્તિક વિરાજિત પરમ પુરુષાર્થપ્રાપ્તિગર્ભિત સદ્વૃત્તિઓને મેં સુજનોનાં સ્વચ્છ માનસમાં સંક્રામિત કરીછે; ઋતુરાજની આલ્હાદક આકર્ષક શ્રી જેમ રાગી વિરાગી સર્વને રાગવૃદ્ધિ કે પરમાત્માભિરુચિ, ઉભય વિરુદ્ધ ભાવનો એકકાલે પાત્રભેદે કરી ઉદ્ભવ કરેછે તેમ ગુલાબસિંહના ગુલાબરૂપ વચનોથી મેં પણ પરમ પુરુષાર્થગર્ભિત રસાસ્વાદનું વિલક્ષણ આકર્ષણ વિસ્તાર્યું છે; શીતગ્રીષ્મમાં ટાઢ તડકાના સંકોચ વિકાસની પેઠે મેં પણ અનેક સરસ્વતિપ્રસાદસંપન્ન વિદ્વત્કુસુમોને વિકાસ પમાડી તદન્યનો હ્રાસ કર્યોછે. વાચકગણ! તમને મારે આ પણ કહેવું જોઈએ ? નહિજ. વર્ષ—અર્થાત્ કાલ—તેનુંજ મેં અનુકરણ કર્યુંછે, કાલ એજ પરમાત્માની મૂર્તિ છે, હું તેનુંજ સેવન કરેછું. તમે હું આપણે સર્વ કોણ છીએ ? કાલનાં રમકડાં, પરબ્રહ્મના પ્રમિત આશરૂપ કાલના પટ ઉપરનાં ચિત્ર. એ ચિત્રો પોતે જે એકાધાર ઉપર રહી રમેછે, તે આધારની એકતા સમજી અન્યોન્યનો કલહ તજે એજ મારૂં પરમ ઇષ્ટ, અને પરમપ્રયત્નસ્થાન. સર્વને તેમજ હો. આ વર્ષનો આરંભ જેવો મંગલમય છે, તેવો તેનો મધ્ય ને અંતપણ હો.

---

મને પાંચમું વર્ષ બેઠું, હવે મારે વધારે ગંભીર થવાની અપેક્ષા છે. મારો સંબંધીપણ હવે વધવોજ જોઈએ. અસ્તુ. એવાજ આશયથી એક નવી યોજના મારે કરવી પડેછે, ને તે સર્વને અનુકૂલ થશે એમ સંપૂર્ણ આશા રાખુંછું:—

આ પત્રનાં ગ્રાહક હોઈ, જે સ્ત્રીપુરુષો પત્રમાં સારા વિષયો લખશે—સારા તે ભાષા તેમજ વિચારથી—તેમને વર્ષાન્તે એક સુવર્ણમુદ્રા* (સોનાનો ચાંદ) ઈનામ આપવામાં આવશે. એ ઈનામની યોજના એવી રહેશે કે જેટલા વિષયો બારઅંકમાં પ્રસિદ્ધ થયા હશે

---

* એની કીમત કેટલી રાખવી તેનો હાલ નિશ્ચય નથી. પણ પત્રની સ્થિતિ ઉપર તેનો આધાર છે.

તેટલામાંથી પસંદ કરવામાટે એક પત્ર પ્રતિગ્રાહક તરફે મોકલવામાં આવશે, કે કોને મુદ્રા આપવી? જેતો તરફેણમાં ઘણા ગ્રાહકોનાં મત આવશે તેને મુદ્રા મળશે. આવેલા વિષયો ક્રમશઃ દાખલ થશે. પણ કોઈ વિષય દાખલ કરવો કે ન કરવો તે તંત્રીના વિચાર ઉપરજ રહેશે.

બીજી યોજના એવી રાખવામાં આવેછે કે જે સ્ત્રીપુરુષો આ પત્રનાં ગ્રાહકની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરશે, અને પોતાની જવાબદારીથી ગ્રાહકો લાવી તેમનાં લવાજમ વસુલ કરાવી આપશે, તેમને તે ગ્રાહકોમાટે પત્રની હયાતીસુધી દશ ટકા લેખે કમીશન મળી શકશે. ગ્રાહક દશથી ઓછાં હોવાં ન જોઈએ. જે ગ્રાહક હાલ છે તેમને દશ દશામાં વહેંચાઈ જવાની જોગવાઈ કરવી હોય તો તેમ થઈ શકશે, પણ જૂના ગ્રાહકનું જે દશક થાય તેમાં ઓછામાં ઓછાં ત્રણ નવાં હોવાં જોઈએ.

આ બે યોજનાથી પત્રનો વિસ્તાર અને લખવાની અભિરુચિ તથા સદ્વિચારની વૃદ્ધિ એજ મુખ્ય રીતે ઇચ્છેલાં છે. એમાં દ્રવ્યપ્રાપ્તિની લેશ પણ ઇચ્છા નથી. મૂલથીજ આ પત્રનો તે આશય નથી, કેવલ સદ્વિચાર અને સદ્વર્તનની વૃદ્ધિ કરવા ઉપર તેનું લક્ષ છે. સુજ્ઞને અધિક કહેવાની અપેક્ષા નથી.

---

## શ્રીમદ્ભગવદ્ગીતા.

(અનુસંધાન ગયા વર્ષના પાને ૨૨૫ થી.)

અધ્યાય ૬.

श्रीभगवानुवाच ।

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥
आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥
यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥
बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥
जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥ ८ ॥
सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

અક્ષરાર્થ: —શ્રીભગવાન્ કહે છે:—(૧) કર્મફલનો આશ્રય કર્યાવિના, જે કાર્ય કર્મ કરેછે તે સંન્યાસી છે, યોગી છે; નિરગ્નિ કે અક્રિય તે નહિ. (૨) હે પાંડવ! જેને સંન્યાસ કહે છે તેને યોગ જાણ, કેમકે સંકલ્પનો સંન્યાસ કર્યાવિના કોઇપણ યોગી થતો નથી. (૩) યોગના આરુરુક્ષુ મુનિને કર્મ સાધન છે, તેનેજ યોગારૂઢ થયે શમ સાધન છે. (૪) જ્યારે ઇન્દ્રિયાર્થમાં કે કર્મમાં આસક્ત થતો નથી અને સર્વ સંકલ્પનો સંન્યાસ કરેછે, ત્યારે યોગારૂઢ કહેવાયછે. (૫) આત્માથી આત્માને ઉદ્ધારવો, આત્માનો નાશ ન કરવો; કેમકે આત્માજ આત્માનો બંધુ છે, આત્માજ આત્માનો રિપુ છે. (૬) જેણે આત્માને આત્માથી જીત્યોછે તેનો આત્મા આત્માનો બંધુ છે, ને જે અનાત્મા છે તેનો આત્મા શત્રુની પેઠે શત્રુત્વ ગ્રહેછે. (૭) જિતાત્મા અને પ્રશાન્ત છે તેનો આત્મા શીતઉષ્ણ સુખ દુઃખ તથા માન અપમાન સર્વમાં અત્યંત સમાહિત છે. (૮) જે જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત આત્માવાળો, કૂટસ્થ, વિજિતેન્દ્રિય છે, અને જેને માટી પથ્થર સુવર્ણ સર્વ સમાન છે, તેવો યોગી યુક્ત કહેવાયછે. (૯) જે, સુહૃદ મિત્ર અરિ ઉદાસીન મધ્યસ્થ દ્વેષ્ય બંધુ સાધુ પાપી સર્વ સાથે સમબુદ્ધિ છે તે સર્વોત્કૃષ્ટ છે.

વિવેચન:—સંન્યાસપૂર્વક જ્ઞાનયોગ સમજાવ્યા પછી, તેમજ અંતઃકરણની શુદ્ધિમાટે ફલાભિસંધિ રહિત નિષ્કામ કર્મનો બોધ પણ સમજાવ્યા પછી, સર્વવિક્ષેપને નિર્મૂલ કરવાવાળો જે યોગમાર્ગ પંચઆધ્યાયને અન્તે સૂત્રરૂપ ત્રણશ્લોકથી કહ્યોછે તેને હવે વિસ્તારેછે. ખરો સંન્યાસી કોણ? અને યોગીપણ કોણ? એ શંકાથી અધ્યાયનો આરંભ થાયછે. શાસ્ત્રદ્વારા તો એવો વ્યવહાર સિદ્ધ છે કે જે પુરુષ અગ્નિસાધ્ય શ્રૌતસ્માર્તાદિ કર્મમાત્ર તજીને નિરગ્નિ એ-

થાયછે, માટે આત્માજ આત્માનો બંધુ પણ છે ને રિપુપણ છે એમ કહ્યું તે વાસ્તવિક છે. એજ બંધુરિપુભાવ હજુ વધારે સ્પષ્ટ કરેછે કે જેણે આત્માને આત્માથી જીત્યો છે તેનો આત્મા તેનો બંધુ થયોછે; એટલે કે આત્મા અર્થાત્ મન, જેના સંકલ્પ માત્રથીજ આખું કાર્ય કરણરૂપ બ્રહ્માંડ ભાસેછે, તેનો જેણે પોતાના આત્મામાંજ લય કરી નાખવા રૂપ જય કર્યોછે, તેને આત્મા બંધુ છે. જે પુરુષે આમ કર્યું નથી અને તેથી જેને તૃણથી બ્રહ્માંડ પર્યંત સર્વ સ્થલે એકાકાર આત્મદૃષ્ટિ થઈ નથી તેવા અનાત્માને તો તેનો આત્મા એટલે બધો ભિન્નભાવ વિસ્તારનાર મન, તે શત્રુરૂપ થઇ શત્રુની પેઠે વિરુદ્ધ માર્ગેજ દોરેછે. સંસારના જન્મમરણની જાલથી કદાપિ છોડવતું નથી. આત્મદૃષ્ટિવાળાને બધું બંધુ રૂપ છે, અર્થાત્ એકરસ બ્રહ્મમય છે; અનાત્મદૃષ્ટિવાળાને બધું દ્વૈતરૂપ ભેદમય અને તેથી બંધરૂપ છે. આ સ્થલે અર્થસંગતિ ઘટાવવાતે આપણે આત્મા એ પદનો અર્થ કોઈ કોઈ સ્થલે મન એવો કર્યોછે તે વાસ્તવિક તો છેજ, પણ સૂક્ષ્મ બુદ્ધિવાળાની શંકા દૂર કરવા કહીએ છીએ કે આત્માનો અર્થ મન એવો ન લેતાં આત્માનો આત્માજ મુખ્યાર્થ રાખીએ તોપણ બાધ નથી, કેમકે આત્માજ આ બધું દૃશ્ય વિશ્વ છે, એટલે આત્માને આત્માથી જીતવો ઇત્યાદિનો અર્થ સ્પષ્ટજ છે કે પોતામાં રહેલા આત્માને અને તેથી જુદા ભાસતા આત્માને એકાકાર સમજવા, અને એ પ્રમાણે એકભાવ અનુભવવો. આ શ્રેણીથી આત્મા શબ્દનો લક્ષ્યાર્થ ન લેતાં પણ અર્થ સુશ્લિષ્ટ અને સાનુભવ છે, પણ સ્થૂલ રીતે સમજ પડવાને આપણે બીજી કલ્પના કરી વિવરણ કર્યુંછે. આમ આત્માથીજ આત્માને ઉદ્ધારવાનું પ્રોત્સાહન યોગારૂઢનાં લક્ષણ બતાવવાના પ્રસંગે કરીને, યોગારૂઢના માર્ગની પણ સહજ સૂચના કરી દીધીછે. હવે પાછાં યોગારૂઢનાંજ વિશેષ લક્ષણ નિરૂપે છે. જે યોગારૂઢ છે તેજ જિતાત્મા એટલે જેણે આત્માને જીત્યોછે અર્થાત મનને નિર્વિષય કરી લય પમાડ્યુંછે, અથવા જેણે સર્વત્ર એકાત્મભાવ અનુભવ્યો છે, એવો અને પ્ર એટલે અત્યંત શાન્ત—સંકલ્પરહિત—છે, તેવાને તમામ દ્વંદ્વભાવ એકરૂપેજ સમજાયછે—તાપ ટાઢ સુખદુઃખ, માન અપમાન, ઇત્યાદિ. એવા સર્વ ભાવમાં તેવાનો આત્મા અત્યંત સમાહિત એટલે કેવલ સ્થિર રહેછે, જરાપણ વિક્ષેપ પામતો નથી કેમકે તેને બધે એકાકાર એકરસ અનુભવવાથી વિક્ષેપ પામવા પમાડવાનો દ્વૈતભાવજ છે નહિ. વળી કહેછે કે આવો થવા ઉપરાંત જેને જ્ઞાન કે વિજ્ઞાનની પણ કાંઇ સ્પૃહા ન હોય; અર્થાત અમુક જાણ્યું, અમુક બાકી છે, અમુક અધિક છે એવી જ્ઞાનની પણ જેને સ્પૃહા ન હોય, તેમ વિજ્ઞાન એટલે સાંભ-

જેણે જાણેલા જ્ઞાનનો અનુભવ તે લેવાની પણ જેને તૃષ્ણા ન હોય એવો જ્ઞાન વિજ્ઞાનથી તૃપ્તાત્મા હોય, અર્થાત્ પાતંજલ યોગસૂત્રમાં तस्यसप्तधाप्रान्त भूमीप्रज्ञा એ સૂત્રમાં કહેલી અન્ત્ય ભૂમિકામાં હોય, અથવા બૃહદારણ્યકના नानुध्यायाद्बहून्शब्दान्वाचोविग्लापनंहितत् એ વાક્યાનુસાર શાસ્ત્રાદિથી તૃપ્ત થઈ પ્રજ્ઞાપ્રકર્ષને પામ્યો હોય, અને કૂટસ્થ એટલે અનેક ઘાટ પોતાના સંબંધે પ્રારબ્ધ વશાત્ ઘડાવાં જાય તોપણ લુહારની એરણની પેઠે જે સ્થિર અને અવિકૃત હોય, તેમજ અત્યંત જિતેન્દ્રિય, અને માટીથી સુવર્ણ પર્યંત વિષયમાત્રને સરખા ગણનાર હોય, તેજ યોગી યુક્ત કહેવાય, એટલે યોગારૂઢ કહેવાય, યોગી છતાં યોગની પરિસીમા એ પહોંચ્યો કહેવાય. આવા યોગારૂઢમાં પણ સર્વોત્તમ કોણ છે તે કહે છે કે જેને બધું એકજરૂપ છે, સુહૃદ અર્થાત્ અકારણ ઉપકાર કર્તા, મિત્ર અર્થાત્ સ્નેહી, અરિ, ઉદાસીન અર્થાત્ સંબંધવિનાના, મધ્યસ્થ અર્થાત્ પક્ષપાતવિના હિતાહિત સમજાવનાર, દ્વેષ્ય અર્થાત્ પોતાને નિર્વેદ આપનારે, બંધુ, સાધુ, પાપી, સર્વે જેને એકજ રૂપ છે—અર્થાત પાતંજલસૂત્રોક્ત મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા, જેને સર્વથા સુદૃઢ છે, તે સર્વાધાર બ્રહ્મરૂપ હોવાથી સર્વોત્તમ યોગારૂઢ છે.

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥
शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥
समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥
युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामुपगच्छति ॥ १५ ॥

અક્ષરાર્થઃ—(૧૦) યોગી એ એકાન્તમાં સ્થિતિ કરી, એકાકી, યતચિત્તાત્મા, નિરાશી, અપરિગ્રહ, થઈ આત્માને સતત યોજવો. (૧૧) શુચિદેશ ... વિષે, અતિ ઉંચું પણ નહિ, અતિ નીચુંપણ નહિ, એમ કુશ ઉપર અજિન

ન અને ચેલનું પોતાનું આસન સ્થિર સ્થાપી, (૧૨) ત્યાં મનને એકાગ્ર કરી ચિત્ત અને ઇન્દ્રિયની ક્રિયાને સંયમન કરી, અચલ આસન બાંધી બેસી આત્માની વિશુદ્ધિમાટે યોગ યોજવો. (૧૩) કાય શિરસ્ અને ગ્રીવાને સમ તથા અચલ રાખી, સ્થિર થઇ, અને પોતાની નાસિકાના અગ્રનું સંપ્રેક્ષણકરી; દિશાઓ તરફ દૃષ્ટિ ન નાખતાં, (૧૪) પ્રશાન્તાત્મા, નિર્ભય, બ્રહ્મચારી વ્રતસ્થ થઇ, મનને સંયમન કરી, મારામાં ચિત્ત અર્પી, યુક્ત થઇ, મારા પરાયણ બેસે. (૧૫) એમ સદા આત્માને યોજતો, નિયત ચિત્તવાળો યોગી, મારા વિષે રહેલી એવી પરમનિર્વાણની શાન્તિને પામેછે.

વિવેચન :—યોગારૂઢની સ્થિતિનું વર્ણન કર્યા પછી હવે તે યોગ એટલે નિર્વિકલ્પ બ્રહ્મસાક્ષાત્કાર રૂપ સમાધિ પ્રાપ્ત કરવાનો સરલ માર્ગ સૂચવે છે. કેવલ શ્રવણ મનનથીજ સિદ્ધિ થતી નથી, જ્યારે નિદિધ્યાસ પૂર્વક એકાકારતા થાયછે ત્યારે પરમ અનુભવ ઉદય પામેછે, ને સમાધિ સિદ્ધિ થાયછે. શબ્દમાત્રમાં જ્ઞાનનો સમાસ થતોજ નથી. યથાર્થ બ્રહ્મજ્ઞાન છે તેજ ખરી સમાધિ અથવા રાજયોગ છે, ને તે શબ્દમાત્રમાં સમાતું નથી. વેદાંત શાસ્ત્રનું જ્ઞાન સર્વદા સાનુભવ છે. અનુભવ ન હોય તો જ્ઞાન કહેવાતુંજ નથી; માટે જ્ઞાનના અનુભવને દૃઢાવવાસારૂ ઉત્તમ રાજયોગરૂપ સમાધિનો માર્ગ કહેછે. કહ્યાં તે લક્ષણયુક્તયોગીએ એકાન્તમાં રહેવું, અર્થાત્ કોઈ જાતના સંસર્ગથી, વિક્ષેપ નથાય તેવી રીતે રહેવું; ને એકાકી એટલે કેવલ એકલાજ થઈ જવું, અન્યના સંબંધથી અનેક વિક્ષેપ પેદા થાયછે, માટે કેવલ આત્મા ઉપરજ આસક્ત થઈ સંબંધમાત્ર તજવા, ને યતચિત્તાત્મા એટલે ચિત્ત તથા દેહાદિ સર્વને સારી રીતે કબજામાં રાખવાં ને જરા પણ વિક્ષેપ પામવા ન દેવાં; વળી નિરાશી એટલે કશીપણ આશા ન રાખવી અને સર્વાધાર સર્વમય એકરસમાંજ લીન થઈ જઇ સર્વ આશા તેમાંજ સમર્પવી; તેમ કાંઈપણ પરિગ્રહ અર્થાત્ ગ્રહણ કરેલો પદાર્થ—મિત્ર સ્ત્રી પુત્ર વૈભવાદિ કાંઇપણ રાખવું નહિ, એટલે કે તે તે વિષય મારા છે, હું તેમનો છું ઇત્યાદિ આસક્તિ કેવલ નિર્મૂલ કરવી; તે એ રીતે સતત [illegible] હમેશાં આત્માને યોજવો એટલે આત્માનો યોગ કરવો. યોગ એટલે શું? યોગ એટલે સમાધિ, સમાધિ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ—અર્થાત્ ચિત્તની જે જે વૃત્તિઓ ઉઠેછે ને જેથી તે ચિત્તની ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત ઇત્યાદિ અવસ્થાઓ થઇ સમાધિ બનતી નથી, તે તમામને રોધવાથી, નિરુદ્ધાવસ્થામાં જે આત્માનંદ અનુભવાય અને સર્વત્ર એકાકાર પરમ કૈવલ્ય ઉદય પામે તેજ સમાધિ. એ પામવાને માટે તે તરફ વળવાનો જે પ્રયત્ન તેપણ યોગ કહેવાયછે, માટે કહ્યુંછે, કે

આત્માને યોજવો, એટલે આત્માની ઉપર સ્થિતિ કરવી, તેનું જે એકરસ સર્વમયરૂપ છે તેમાંજ પોતાપણાને લય પમાડવું આવો અભ્યાસ કરી તે રીતે આરંભવો, તેમાટેના બહિરંગ સાધન કહ્યા, હવે આસનાદિ વિશેષ પ્રકાર કહેછે. જે સ્થલે યોગસાધનમાટે નિયત થવું હોય તે સ્થલ કેવલ નિરુપદ્રવ તથા શાન્ત અને કોઇ રીતે વિક્ષેપ ન પાડે એવું હોવું જોઇએ હઠપ્રદીપિકામા કહ્યુંછે કે જ્યા રાજાપ્રજાધાર્મિક હોય, કાંઇ વિગ્રહાદિ હોય નહિ, પોષણાદિ સુલભ હોય એવા દેશમાં અને નદી, વન, આદિ રમણીય સ્થાનમાં, ઘણો પવન કે તાપટાઢ ન લાગે તેવી નાની જગો બાંધવી ને તેને વનચર પ્રાણી કે કીડીકીટપતંગાદિ વિક્ષેપવાળી ન કરે તેવી સુરક્ષિત તથા બહુ સ્વચ્છ રાખવી. આવા શુચિ એટલે અત્યંત શુદ્ધ, તે કૃત્રિમ કે સ્વાભાવિક, એવા સ્થલને વિષે રહી નિત્યાભ્યાસમાટે આસનની ગોઠવણ કરવી. તે આસન એવું ઉચું પણ ન જોઇએ કે જ્યાથી ક્વચિત્ પડવાનો ભય રહે તેમ એવું નીચું પણ ન જોઇએ કે જ્યાં શરદીઆદિ ઉપદ્રવ થાય, કેવલ મધ્યમ પ્રકારનું રચી તે ઉપર પ્રથમ દર્ભ પછી અજિન એટલે મૃગચર્મ, કે વ્યાઘ્રચર્મ, ને તે ઉપર ચૈલ એટલે સ્વચ્છ વસ્ત્ર બીછાવવું; ને આવું આસન પણ વારવાર ફેરફાર કર્યા ન કરવું. કેવલ સ્થિર સ્થાપવું. આ ઠેકાણે અજિન એટલે મૃગચર્મ પ્રશસ્ત ગણ્યું છે ને તંત્રોમા એવો લેખ પણ છે કે अजिने मंत्रसिद्धिः स्यान्मोक्षश्रीर्व्याघ्रचर्मणि તથાપિ મૃગનું કે વ્યાઘ્રનું ઉભયે ચર્મ ટીકાકારોએ તથા ભાષ્યકારે સંમત ગણ્યાછે આમ આસનનો વિવેક કરી હવે અંતરંગ સાધન કહેછે આવા સ્થાન ઉપર મનને એકાગ્ર કરીને બેસવું. મનને એકાગ્ર કરી બેસવું એટલે વૃત્તિ જે બહાર ગયા કરેછે તેને અંતર્મુખ કરવાનો પ્રયત્ન કરવા માંડવો, ને આત્મા ઉપર એકાગ્ર વૃત્તિ સ્થાપતા જવી. આટલુંજ નહિ પણ ચિત્ત અને ઇંદ્રિયદ્વારા જેજે પ્રવૃત્તિ થય—સંકલ્પવિકલ્પ ઉઠે કે આનો કર્તા હું છું, આ મારૂં છે ઇત્યાદિ, તથા ભોગાદિ વાસનાના બલથી અમુક શબ્દ સ્પર્શાદિ સાંભરવાથી કે પ્રત્યક્ષ જણાવાથી ઇન્દ્રિયો તે તરફ ખેચવા માંડે ઇત્યાદિ—એ સર્વને અત્યંત અટકાવી દઇ કેવલ અંતરાત્મા જે સર્વમય છે તેના ઉપરજ લીન થઇ જવું. અને આવી વૃત્તિ કરી કદાપિ ચલે નહિ તેવું આસન બાંધીને બેસવું. સુવું કે ઉભા રહેવું નહિ આસનનું લક્ષણજ એવું કહ્યુંછે કે स्थिरसुखमासनम् જે સ્થિર એટલે અચલ હોય અને સુખે કરી શકાતું તથા સ્થાતું હોય તે આસન અમુક પ્રકારનુંજ તે હોવું જોઇએ એવો આગ્રહ

નથી, પણ જે તે એક સાધ્યું હોય તે નિશ્ચલ તથા સુખરૂપ રહેવું જોઈએ, કેમકે આસન છે તે યોગમાર્ગની કૂંચી છે. આપ્રમાણે સ્થિર થઈને યોગ આરંભવો. યોગની સિદ્ધિ અભ્યાસ અને વૈરાગ્ય એથી થાયછે એમ પાતંજલસૂત્રમાં વારંવાર પ્રતિપાદન કરેલુંછે, ને આપણે પણ પદે પદે તે કહેતા આવ્યા છીએ માટે તે વાત બહુજ લક્ષમાં રાખવી. અભ્યાસ એટલે અમુક સિદ્ધ થવામાટે પુનઃ પુનઃ પ્રયત્ન કરવો તે. આવો અભ્યાસ આત્યંત વિરાગવૃત્તિપૂર્વક આરંભવાથી અંતે નિર્વિકલ્પ સાક્ષાત્કારરૂપ સમાધિ સિદ્ધ થાયછે. આવા યત્નમાં અધિક સાધન બતાવે છે કે આસન ઉપર સ્થિર થયા પછી કાય એટલે કટિથી ગળાસુધીનો ભાગ, શિરસ્ એટલે માથું, અને ગ્રીવા એટલે ડોક, એ ત્રણને અર્થાત્ આધાર ચક્રથી તે સહસ્રારપર્યંત એક સરખીરીતે એકજ લીટીમાં સીધાં અને અચલ રાખી બેસવું, ને પછી નાસિકાગ્ર ઉપર દૃષ્ટિ બાંધવી, તથા આસપાસ દિશાઓમાં કોઇ શબ્દ સ્પર્શાદિ તરફ દૃષ્ટિને જવા દેવી નહિ. નાસિકાગ્રે દૃષ્ટિ બાંધવાનું તાત્પર્ય એટલુંજ છે કે દૃષ્ટિને વિષયમાંથી અંતઃ કાઢી લેવી, કાંઈ નાસિકાના અગ્ર ઉપરજ ઠરાવવી એમ નથી; કેમકે જો એમ હોય તો પછી દિશાઓમાં નજર ન રાખવી એ ઉમેરવાની જરૂર રહે નહિ. ને વળી ખરું ધ્યાન તો કેવલ એકરસ આત્માનુંજ કરવાનુંછે ત્યાં નાસિકાગ્રનુંજ થઇ જાય. આવીરીતે દૃષ્ટિને અંતર્મુખ કરી આત્મા એટલે ચિત્તને અત્યંત શાન્ત રાખી, કશોપણ ભય ન રાખતાં એટલે કે પોતાના આત્મા ઉપર વિશ્વાસપૂર્વક શ્રદ્ધા તથા સર્વ કાર્ય સિદ્ધ કરવા જેટલું સામર્થ્ય આરોપી, બ્રહ્મચર્ય સાચવી પ્રયત્ન ચલાવવો. બ્રહ્મચર્ય એજ સર્વયોગનો યોગ છે. એનેજ શ્રીછાન્દોગ્યાદિમાં એક મહાયજ્ઞરૂપે વખાણ્યુંછે. ને જો એટલુંજ સચવાય તો બધા પ્રકારનો અભ્યાસ સત્વર ફલે. બ્રહ્મચર્ય ખોયુ તેણે કાંઇ સાચવ્યું ન જાણવું. આટલાંવાનાં પ્રાપ્ત કર્યાં છતાં પણ અતિ ચંચલ એવું જે મન તે ઠખજે રહેવું બહુ કઠિન છે, માટે પુનઃ કહે છે કે મનને સંયમન કરી, મારામાં ચિત્ત અર્પીને યુક્ત થવું, એટલે યોગસ્થ બનવું. મારામાં ચિત્ત અર્પી એવું કહ્યું તેથી કોઇને દ્વૈત શંકા થશે પણ તેમ નથી. યોગનાં અંગમાં યમનિયમાદિ પછી આસન છે, ને તે પછી પ્રાણાયામ પ્રત્યાહાર એ બે છે, ને પછી ત્રણ અંતરંગ સાધન છે. તે ધારણા ધ્યાન અને સમાધિ. એ સંયમ એ નામથી એકત્ર વ્યવહરાય છે. ચિત્તની વૃત્તિને કોઈ સ્થલે બાંધી દેઇ ભાવના કરવી તે ધારણા; તે ધારણા કરેલી વસ્તુનુંજ ભાન થયાં કરે એ ધ્યાન; અને સ્વરૂપની શૂન્યતા થઇ જઈ વસ્તુમાત્રજ ભાસે તે સમાધિ.

ધારણા અને ધ્યાનની અભ્યાસુધી કાંઇકપણ શુદ્ધ કલ્પનાની જરૂર પડે છે. પછી તે મૂર્તિ હોય, ભગવદ્રૂપની કલ્પના હોય, કે શરીરગત કોઈ ચક્ર હોય, કે પણ ભાવજ હોય, કે ગમે તે હોય સમાધિમાં દ્વૈત છેજ નહિ. કેમકે વસ્તુમાત્રજ ભાસેછે ને તે સ્વત ભાસેછે અને વસ્તુ તે આત્મા છે સમાધિપણ બે પ્રકારે છે સવિકલ્પ, અને નિર્વિકલ્પ સવિકલ્પના પણ ચાર પ્રકાર છે જે પાતંજલ સૂત્રાદિમાંથી સમજાશે, પણ સામાન્યત તેનું લક્ષણ એટલું છે કે તેમાં પ્રકૃતિલય પર્યંત જઇ શકાયછે, અર્થાત્ સર્વ દ્વૈત પ્રપંચનો નાશ થઇ જાયછે પણ તે નિઃશેષ થતો નથી, કેમકે તેના સસ્કાર અથવા વાસના અવશેષ રહે છે જે વ્યુત્થાન સમયે પુન. જાગ્રત થઇ પાછો પ્રપંચ રચેછે. નિર્વિકલ્પમાં તો અત્યંત અશેષ લય થઈ જાય છે એટલે પુન પ્રપંચ ઉદય પામતો નથી ને શ્રીવાક્યસુધામાં કહ્યુંછે તેમ यत्रयत्रमनो याति तत्रतत्र समाधय જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં સમાધિજ અનુભવાય છે ત્રણે કાલના એ સમાધિનો ભંગ થતો નથી. એજ કૈવલ્ય—કેમકે તેમાં કેવળપણું જે અવાચ્ય આત્માનંદ છે તેનો અનુભવ થાયછે આ બધી બાબતનો વિસ્તાર પાતંજલસૂત્રાદિમાં છે, પણ અત્રે ' મારામાં ચિત્ત અર્પી ' એમ કહ્યું છે તેનો આશય સવિકલ્પ સમાધિપર્યંત સમજાવવાનો છે, ને પછી જે " મત્પરાયણ " એમ કહ્યુંછે ત્યાંથી નિર્વિકલ્પનો આરંભ થાયછે એ નિર્વિકલ્પ તેજ પરમ નિર્વાણ નિર્વાણ એટલે જેમાં અત્યંત ઓલાઈ ગયેલા છે પ્રકૃતિના સંસ્કાર તેવી સ્થિતિ— અર્થાત્ કૈવલ્ય મારામાં એટલે આત્મામાં એકતાનતાનો અનુભવ તે અવર્ણ્ય નિર્વિકલ્પરૂપ છે, ને તેનેજ, નિત્ય અભ્યાસ કરનારા યોગી, જે નિયત એટલે સર્વદા દૃઢતાથી એ પ્રયાસમાં વળગેલા ચિત્તવાળા છે તે અનુભવે છે. ( અપૂર્ણ )

---

## ગુલાબસિંહ

(અનુસંધાન ગતવર્ષના પાને ૨૩૪ થી.)

### પ્રકરણ. ૧૭

દીલ્હી શેહેરમાં અમીર કાંઇ વહેમી માણસમાં ગણાતો ન હતો, તોપણ એ ભૂમિનુ માહાત્મ્યજ કાંઇક એવું હતું કે બુદ્ધિમાનમાં બુદ્ધિમાન્ અને નાસ્તિકમાં નાસ્તિક વિદ્વાનોના મનમાં પણ કાંઇગુપ્તવિશ્વાસ કેવલ નિર્મૂળ થઇ શકતો નહિ. અમીરે પોતાના પ્રપિતાના પરાક્રમની અનેક વાતો સાંભળેલી હતી,

તેણે ગુપ્તવિદ્યા પાછળ જે શ્રમ કર્યો હતો તેની ભવ્યતા તેના જાણવામાં હતી, અને પોતાના વંશના દૃષ્ટાન્તથી દોરાઈ એણે પણ ઘણું કરીને, યુવાવસ્થામાં તે વિદ્યાતરફ લક્ષ આપ્યું ન હતું એમ ન હતું. એના મરણ પછી એક ગુટકો નીકળ્યો હતો, જેના ઉપર એનું નામ તથા એની છાપ હતી, અને જેમાં કીમીઆ વિષે અર્ધી ગંભીર અને અર્ધી ઉપહાસાત્મક વાર્તા વિસ્તારેલી હતી.

આવા શોધમાંથી એનું ચિત્ત મોજમઝાએ ખેંચી લીધું, અને એની સ્વાભાવિક તીવ્ર બુદ્ધિ બહુ ઉંડાં ને ગુંચવણ ભરેલાં કાવતરાંમાં વળી ગઇ. એની નિઃસીમ સમૃદ્ધિ, અપરાજિત અહંકૃતિ, અને અસ્ખલિત સિદ્ધિ પામે તેવી વૃત્તિ, એ સર્વથી એ રાજમંડલને વિજીગિષારૂપ થઈ પડ્યા, તથા એનાં અવળાં સવળાં કૃત્યો ઉપર તેમણે આંખ આડાકાન કરવા માંડ્યા. આજે શ્રીમત્સ્યેન્દ્રનાથની આશ્ચર્યકારક મુલાકાત અને તેથી પણ અધિક આશ્ચર્યયુક્ત અદૃશ્ય થઇ ગયાની વાત, એ ઉભયથી, એના મનમાં કાંઇક એવું અવર્ણ્ય ભય ભરાઈ ગયું કે જેની સામે એના નાસ્તિક બુદ્ધિબળે જેટલા પ્રયત્ન કર્યા તેટલા વ્યર્થ ગયા. ગુલાબસિંહને જેવો તેણે અદ્યાપિ કોઈવાર ધાર્યો ન હતો, તેવો તે એને મત્સ્યેન્દ્રના દર્શનથી જણાવા લાગ્યો. જે શત્રુ એણે ઉભો કર્યો હતો તેનું એને કાંઇ અવર્ણ્ય ભય લાગવા માંડ્યું. જમવાના થોડાક વખત આગમચ જ્યારે એ શાન્ત તથા આત્મસ્થ થઈ શક્યો. ત્યારે એટલાજ નિશ્ચય ઉપર એ નીરાંતવાળી હર્યો હતો કે ગમે તે રીતે પણ હવે ગુલાબસિંહને નક્કી દૂર કરવો. એને એમ નક્કી થઈ ગયું કે મારી પોતાની જીંદગીની ખાતર ગુલાબસિંહની જીંદગી લેવી આવશ્યક છે, ને તેથી મેં જે આગળ કોઈવાર એવો નિશ્ચય કર્યો હોય તો તેને આ મત્સ્યેન્દ્રના આવવાથી દશગણો ટેકો મળે છે. પોતાના મુખ્ય ખવાસને બોલાવતાં એણે મનમાં નિશ્ચય ઉચ્ચાર્યો. "વારૂં જોઈએ, એનો યોગ એને કેવોક કામ આવે છે! પેલા વિષ ઉપર એનો યોગ કેવી અસર કરેછે." એ વિષ તે કોઈ એવી અપૂર્વ બન વટ હતી કે જેના એક કણ માત્રના પેટમાં જવાથી સદ્યઃ મૃત્યુ થઇ જાય. એ વિષની ક્રિયા આજ એ અમીરના કુટુંબમાંજ જાણીતી હતી. કેમકે એના વડિલોએ તે કોઈ કારણસર કોઈ મહાત્મા પાસેથી પ્રાપ્ત કરી હતી. એ વિષ લેનારને કાંઈ દુઃખ ન જણાતું એટલુંજ નહિ પણ મુંવા પછી પણ તેની કશી નિશાની શરીર ઉપર કે અંદર રહેતી નહિ. ગમે તે રીતે કાપો, શોધો, પણ કાંઇ સમજાતુંજ નહિ. લગભગ બાર કલાક સુધી તો લેનારને માત્ર આનંદ અને આવેશની મઝા સમજાયાં જતી, પણ પછી ધીમે ધીમે મીઠી તંદ્રા થવા માંડતી, જે-

માંથી એકાએક તાવ ચઢી વાગતો અને ત્રિદોષનાં કાંઇક ચિહ્ન થઈ મરણ નીપજતું. એ વિષ પોતાના પરોણાને આપવાના દારમાં અમીરે પોતાને હાથે મેળવી રાખ્યું.

પરોણાઓનો જમાવ થવા માંડ્યો, મ્હોટા મ્હોટા ઉમરાવો અને દરબારીઓ આવવા લાગ્યા. ઉજ્વલ સૂર્ય અને ચંદ્ર વંશના કુમારોની ઠઠ જામી; તથા ચોહાણ અને બીજા રજપૂતો પણ અન્યોન્યનાં પરાક્રમોની વાતોએ ચઢયા. છેક છેલ્લો ગુલાબસિંહ આવ્યો. જેવો તે આવ્યો અને અમીરની તરફ જવા લાગ્યો તેમ બધાએ એને માગ આપવા માંડ્યો. અમીરે એને સાર્થ હાસ્યપૂર્વક આવકાર દીધો, અને ગુલાબસિંહે નીચા નમી એના કાનમાં કહ્યું કે "કપટના પાસાથી જે માણસ રમે છે તે હંમેશાં જીતી જતો નથી." અમીરે પોતાનો હોઠ કરડ્યો, પણ ગુલાબસિંહ આગળ ચાલી ગયો અને ખુશામદખોર મુખ્ય ખવાસની સાથે વાતે વળગ્યો.

"અમીર સાહેબનો વારસ કોણ છે?" ગુલાબસિંહે પૂછ્યું.

"મોસાળ તરફનો, એક દૂરનો સગો. એમના પિતાનો વંશતો એમની સાથેજ પૂરો થાયછે."

"આ મીજબાનીમાં એ માણસ આવ્યોછે?"

"ના, એને ને અમીર સાહેબને જરા અણબનાવ છે."

"કાંઈ ફીકર નહિ; કાલે આવશે." (અપૂર્ણ.)

---

# સદ્વૃત્તિ.

( અનુસંધાન ગતવર્ષના પાને ૨૨૮ થી. )

## આત્મસંયમ.

सर्वंपरवशंदुःखं सर्वमात्मवशंसुखं ॥

આત્મસંયમ એ શૌર્યનુજ રૂપાન્તર છે. સદ્વૃત્તિનું એ તત્વ છે એમ કહીએ તોપણ બાધ નથી. મનુષ્ય અને પશુ વચ્ચે જે મુખ્ય વિશેષ છે તે એનાથીજ થયેલોછે; ને વાસ્તવિક રીતે જોતાં એનાવિના મનુષ્યત્વજ સંભવતું નથી. આત્મસંયમ એ સદ્ગુણમાત્રનું તત્વછે. જેટલા જેટલા સદ્ગુણ છે તે આત્મસંયમથીજ ઉદ્ભવેછે, ને તેનુંજ રૂપાન્તર છે. માણસ પોતાના આવેશ અને વાસનાઓને સ્વચ્છંદે પ્રવર્તવા દે તો તેજ ક્ષણથી તે સત્પાત્ર થતો અટકે. જીવિતના તોફાની પ્રવાહને પૂરે તે તણાતો જાય અને જે ક્ષણે જે આવેશ બળવાન હોય તેનાથી આમતેમ અફળાય. વૃત્તિથીજ સ્વતંત્ર થવા

માટે, પશુથી જુદા થઇ મનુષ્ય થવામાટે, 'સ્વાભાવિક પ્રેરણારૂપ આવેશોની સામા થવાની શક્તિ હોવી જોઇએ; ને આપ્રમાણે થવું એ આત્મસંયમવિના કદાપિ સંભવતું નથી. આ શક્તિથીજ માનુષીવૃત્તિ પશુવૃત્તિથી જુદી પડી શકે છે; ને એજ વ્યક્તિમાત્રની વૃત્તિનો મૂલ આધાર છે.

કોઇ રાજાનાં પરાક્રમ વાંચી આપણે પ્રસન્ન થઇએછીએ કે તેણે કેવું પરાક્રમ 'દાખવ્યું', કેવા શત્રુને પરાજિત કર્યા, કેવાં નગરો ડોલાવ્યાં, કેવો વિજય વર્તાવ્યો; પણ એવા પરાક્રમ કરતાં એ અધિક પરાક્રમનો આત્માને જીતવામાં સમાયલું છે, ઇન્દ્રિય વિષયાદિ શત્રુને દમવાથી દીપે છે, દેહરૂપી કીલાને વશ રાખવાથી વધે છે, ને આત્મપ્રસાદરૂપ વિજય વિસ્તારે છે. આ વિશ્વમાં જેટલા જેટલા દુર્ગુણ છે. જેટલાં જેટલાં તે દુર્ગુણ જન્ય દુઃખ છે, ને જેટલા જેટલા અપરાધોથી જનસમૂહની મર્યાદા દૂષિત થાય છે. તે બધાંના સેંકડે નવાણું ટકા તો માત્ર આત્માભ્યાસ, આત્મનિરીક્ષણ, અને આત્મસંયમથીજ દૂર થઇ શકે એમ છે. આ સદ્ગુણોના નિત્યાભ્યાસથી હૃદય અને બુદ્ધિની વિશુદ્ધિ વિસ્તરે છે, અને વૃત્તિમાં પવિત્રતા, સત્પાત્રતા, અને મિત-વ્યવહાર, ઉદય પામી દૃઢ થાયછે. અભ્યાસ એ સદ્વૃત્તિનું મુખ્ય બંધારણ છે; અને અભ્યાસનું પણ એમ છે કે જેવા સંકલ્પપૂર્વક આપણે તેને આચરીએ તેવીજ વૃત્તિએ તે આપણને લઇ જાયછે. તે આપણને સન્માર્ગે દોરી જાય. કે કુમાર્ગે ડુબાવે. પણ અભ્યાસમાંથી સ્વભાવ બંધાવાને નિત્ય નિયમની અપેક્ષા છે. નિયમથી જે ફલ ઉપજે છે તે ભવ્ય અને આશ્ચર્યકારક હોયછે. ગામડાના હળેથી છોડી આણેલા બળદ જેવા પુરુષોમાં પણ નિયમિત અભ્યાસથી એવાં બલ. પરાક્રમ, ઉદારતા, આત્માર્પણ, અને આત્મસંયમ, ઉદય પામેલાં છે ને પામે છે, કે તેથી રણરંગનો ઇતિહાસ સર્વદા પ્રિયકર અને કીર્તિભર્યો આકર્ષણ કરેછે.

"આત્મસંયમના ઉત્કર્ષમાંજ" હર્બર્ટસ્પેન્સર લખેછે "મનુષ્યત્વના અલૌકિક અંશની પરાકાષ્ઠા છે. આવેશને આધીન થઇ, જે જે વૃત્તિ ઉદય પામે તેનાથી આંદોલિત ન થવું, પણ આત્મસ્થ, આત્મનિયત. આત્મપરાયણ, થઇ, એકત્રથએલી વૃત્તિ માત્રનો જે નિષ્કર્ષ ઠરે તેને અનુસરવુ— એજ શિક્ષણ માત્રનો વિશેષે.કરી નીતિશિક્ષણનો મુખ્ય આશય છે."

નીતિશિક્ષણની પ્રથમ શાલા આપણે આગળ કહી ગયા છીએ તેમ, ઘરજ છે. એના પછી પાઠશાલા અને પછી વ્યવહાર, જે આ જીવિતના અનુભવોની મહાશાલા છે. એ બધાં ઉત્તરોત્તર ઉપયુક્ત છે, ને એકથી બીજામાટે તૈયાર કરેછે. ઉત્તમમાં ઉત્તમ નિયમવાળું ઘર તે એજ કે જ્યાં નિયમ બહુ સંપૂર્ણ રીતે ચાલતો હોય, છતાં જ્યાં તે નિયમ પલાયછે અથવા ચાલેછે એ ત્યાંનાં રહેનારાંને જરાપણ લાગતું ન હોય. નીતિનિયમોનો

સ્વભાવજ એવો છે કે તે વિશ્વનિયમની પેઠે સહજ શક્તિથીજ પ્રવર્તે છે. જે એને તાબે હોયછે તે અજ્ઞાતજ એના વશમાં વર્તે છે, અને યદ્યપિ એને આધારે આપણો સ્વભાવ અને વૃત્તિ બંધાતે બંધાતે નિત્યરૂપ પકડેછે, તથાપિ આ પ્રકારે થયેલી અસર ઘણું કરીને અજ્ઞાત અને અપ્રસિદ્ધજ હોયછે. આમ યદ્યપિ નીતિનિયમનો આધાર સ્વભાવ, શરીરસ્થિતિ, અને બાલ્યશિક્ષણ, તથા સમાગમ ઉપર હોયછે, તથાપિ પ્રતિવ્યક્તિને પોતાની વૃત્તિ સુધારવાનો પ્રયત્ન પોતાનેજ કરવાનું પણ પોતાના હાથમાંજ છે. એ પ્રયત્ન તે આત્મ-સંયમ. આત્મસંયમ અને આત્મનિરીક્ષણથી અનેક કુપ્રવૃત્તિ અટકાવી તેને સન્માર્ગે વાળી શકાયછે, ને એમ ધીમે ધીમે સદ્વૃત્તિ ઉદય પામેછે. વૃત્તિનું ઉદય થવું ને તેને સન્માર્ગે કે કુમાર્ગે દોરવી એ પ્રાયશઃ આપણા હાથમાંજ છે, પણ તે આત્મસંયમવિના બનતું નથી. સંકલ્પદ્વારા વૃત્તિની પ્રવૃત્તિ થાયછે, તે સંકલ્પનો નેતા આત્મસંયમ છે. જે પુરુષો સંયમવાળા છે તે સહજ સંકલ્પથી વૃત્તિને દોરી શકેછે. ઉદાહરણ તરીકે લેઇએ તો ક્રોધની વૃત્તિ થવી એ સર્વને સહજ છે, પણ આત્મસંયમવાળા એજ વૃત્તિને દોરવી જે કુમાર્ગે જવાય તે કુમાર્ગે ન જવા દેતાં તુરત અન્ય માર્ગે ચઢવેછે, ને ક્રોધ ઉત્પન્ન કરાવનાર જે કામવૃત્તિ તેના ઉપર ક્રોધ કરી મનને નિર્મળ કરતાં ક્રોધને પણ નિર્મૂળ કરેછે. આમ વૃત્તિમાત્રનું સમજવું પણ એ બધામાં આત્મસંયમ મુખ્ય છે. નહિ તો વૃત્તિના ઉદયની સાથેજ જેને એટલું ભાન નથી રહેતું કે શું કરવું તેનાથી તો કશું બનતું નથી, ને તે ઉત્તરોત્તર અધમતામાં ડુબી, પાપ વિકારી થાયછે.

દા૦ જૉન્સને કહ્યુંછે કે માણસને ખુશ મિજાજમાં રહેવું કે ચીડીઆ થઇ જવું એ પોતાના હાથમાંછે. આપણે ધીરજ અને સંતોષનોજ અભ્યાસ રાખીએ કે એથી ઉલટું બડબડ કરવાનો અને અસંતોષનોજ અભ્યાસ પાડીએ, નાના નાના દુઃખોને આપણે મ્હોટું રૂપ આપતા થઇ જઇએ ને મ્હોટી આશિષ રૂપ જે હોય તેનો હીસાબ પણ ન ગણીએ તો કેવળ ક્ષુદ્ર ઉપદ્રવોની પણ બહુ દરકાર કર્યાથી આપણું તે મહા દુઃખરૂપ થઇ પડે. એનો પોતાનાજ મન ઉપરછે. વસ્તુમાત્રમાં સારું ને નરસું બન્નેનું મિશ્રણજ હોયછે. એવી એકે વસ્તુ નથી કે જે એકાન્ત શુદ્ધ હોય કે જે જે એકાન્ત દુષ્ટ હોય; છતાં જેવું જેવું મન તેવી તેવી પરીક્ષા. દુઃખમાંથી પણ સુખમાનો સેનાગ જેમ ઘણા મહાત્માઓ થઇ ગયાછે, તેમ સુખમાં એ દુઃખ ઉપજાવનારા પામર અસંખ્ય દેખાયછે. દઢ આત્મસંયમથીજ એવી ઉદારતા પ્રાપ્ત થાય છે કે જેમાં સર્વદા આશાનુંજ ગ્રહણ કરવાની ટેવ પડે અને એમ આ વિશ્વ, જેવું છતાં આપણે નથી એટલે જેવો આપણે જોગ તેમ અનુકૂળ કરી લેવાનુંછે, તેમાં સુખી થઇ શકાય.

ધાર્મિક માણસોનું જીવન અતિ વિકટ આત્મનિયમન અને આત્મસંયમથીજ ભરપૂર હોયછે. તેને સર્વદા નિયમિત અને જાગ્રત રહેવું પડે છે, દુઃખ વેઠતાં પણ પરોપકાર કરવો પડેછે, વિષયપરાઙ્મુખ થઈ આત્મપરાયણ થવું પડેછે, મરણની મૈત્રી રાખવી પડેછે, ને એ બધું કરવા છતાં આત્મપ્રયત્નમાંજ ફલ માનવું પડેછે. શ્રદ્ધામાત્રથી આવા આત્મસંયમમાં રહ્યાં કરનારને, જો તેની શ્રદ્ધા સ્ખલિત ન થાય તો યોગ્યકાલે યોગ્ય બદલો મળે જછે. શ્રદ્ધા જે આત્મસંયમનુંજ રૂપ છે તે સર્વનુંજ રહસ્ય છે. श्रद्धाफलति सर्वत्र न मन्त्रो न चदैवतम् એમ શ્રીમદ્ભાગવતમાં પણ કહેલુંછે. ધર્મમાં તેમ વ્યવહારમાં કે રાજકાજમાં પણ આત્મસંયમ એજ જયનો માર્ગ છે. આત્મસંયમ પૂર્વક સ્વભાવને કબજામાં રાખવો એજ કાર્યસિદ્ધિનું પ્રથમ લક્ષણ છે. જેનો મીજાજ હરવખત જતો રહે તે માણસ કાંઇપણ કામને લાયક નથી. ઠંડો મીજાજ એટલે ધીરજ એજ કાર્યમાત્રમાં સિદ્ધિદાતા છે; ને તે ધીરજ આત્મસંયમનુંજ રૂપાન્તર છે. (અપૂર્ણ)

## શિક્ષણવિચાર.

શિક્ષણપ્રકાર વિષેના પોતાના અપૂર્વ લેખમાં પ્રખ્યાત હર્બર્ટ સ્પેન્સરે એક બહુ માર્મિક ટીકા કરી છે જે અમારા હૃદયમાંથી કદાપિ વિસરતી નથી. વિસરતી નથી એટલુંજ નહિ પણ જેમ જેમ અમે શાલાઓની રીતિપદ્ધતિ વિશેષ વિશેષ અવલોકતા જઇએ છીએ તેમ તે અમને અધિકાધિક કષ્ટ પેદા કરેછે. તેણે લખ્યુંછે કે " જો કોઈ અકસ્માતૃથી આ દુનીયાંનો નાશ થઇ જાય, અને થોડાંક વાચન પુસ્તકો અને કેટલાંક પ્રશ્નપત્રો સિવાય બીજું કાંઈ અવશેષ રહે નહિ, તો નવીદુનીયાંના કોઇ પ્રાચીન શોધ કરનારને એ જીર્ણદુનીયાંનું અવશિષ્ટ રૂપ જોઇ બહુ આશ્ચર્ય પેદા થાય. તેને એમજ લાગે કે પ્રાચીન સમયમાં બધી દુનીયાં બ્રહ્મચારી અને સાધુઓથીજ ભરેલી હશે !." છતાં આપણે જાણીએ છીએ, ને જાણીને ખેદ પામીએ છીએ, કે આપણામાં કેટલા બ્રહ્મચારી છે, ને કેટલા સાધુ છે ! કેળવણીના સર્વ મર્મને સમજવાનું ડોળ ઘાલી તેના કાયદા બાંધનારાઓને વિચારવાનું છે કે તેમનાં પ્રયત્ન અને કહાંપણ કેવાં ફલે છે !

આપણા દેશમાં પ્રાચીન શિક્ષણપદ્ધતિ દૂર કરી નવીન પદ્ધતિ દાખલ થયાને આજ લગભગ પચાસ કરતાં વધારે વર્ષ થયાંછે, પણ તેનાં પરિણામ ઇચ્છાવાયોગ્ય નીવડ્યાં નથી એમ સર્વ કોઇ જણાવેછે. પ્રાચીન

શિક્ષણ પદ્ધતિ કેવી હશે? એમ કોઇ પૂછશે, અને નવા વહીવટમાં પડેલા "ગુજરાતશાળાપત્ર"ના એકાદ બે અંકોને વિષે જે કેવલ અજ્ઞાન ભરેલું અને અવળું લખાણ આવ્યું હતું તે ઉપરથી ભોળવાઇ કોઇને એ શંકા હજુ પણ અધિક બલથી ઉભી થશે—પણ જેની વિચારશક્તિ છેક બુઠી ન થઇ ગઇ હોય, અને જેનાં મનમાં નિષ્પક્ષપાત અવલોકનથી જે નિશ્ચય થાય તેને પ્રવેશ પામવાની જગો હોય, તેવાં સર્વને સહજે સિદ્ધ થઇ શકે તેમછે કે પ્રાચીન શિક્ષણપદ્ધતિમાં કાંઇ અદ્ભુત ચમત્કાર હોવાવિના જે મહાભારત ગ્રંથો અને શોધો આપણે પ્રાચીન ઇતિહાસમાં દેખીએ છીએ તે સંભવે નહિ. તેમ તે પદ્ધતિ સંબંધી જે વિવેક સ્મૃત્યાદિમાં કરેલો છે તે ઉપરથી પણ તેનું મહાન્ રૂપ જણાયાવિના રહેતું નથી. આમ છતાં આજકાલના લખનારા તે પદ્ધતિનું રૂપ ગામઠી નિશાળોના મેહેતાજીના હોકારામાં ને તેના લાંબા કોરડામાંજ શોધવા જઇ પ્રાચીન શિક્ષણપદ્ધતિને હસેછે ત્યારે વિચારવાનને તો માત્ર એવા લેખકોના લખાણ ઉપરજ હસવું આવેછે. પણ એવાં લખાણ જો એક ખુણે પડી રહેતાં હોત તો હરકત ન હતી, પણ આનો તે ગંભીર વદને એવા લોકના હાથમાં સોંપાયછે કે જેને હાથ ઉછરતી પ્રજાના ભવિષ્યનો સંપૂર્ણ આધાર છે! હાલની કેળવણીનો દિવસ કાંઇક એવો ચાલે છે કે પાયામાંથીજ ઉંધી ઇંટ ચણાયછે. ત્યાં ઉપરના ડોળડમાકથી કાંઇ લાભ થતો નથી. મૂલમાં કેળવણીનું બંધારણજ અયોગ્ય રાખી આપણે વારંવાર એવી તકરારો કરીએ છીએ કે ઉંચી કેળવણીવાળાને સ્વભાષાનું સારૂં જ્ઞાન નથી, એ કેવું વાસ્તવિક ગણાય! યુનિવર્સિટિમાં દેશીભાષાને યોગ્ય સ્થાન આપેલું નથી તેથી જે ગેરલાભ છે તેને જરાપણ ઓછો કર્યાવિના, એટલું તો આપણે કહી શકીએ કે હાલના ગ્રેજ્યુએટોની સ્વભાષાપરત્વે જે સ્થિતિ છે તેમાં ગુજરાતી નિશાળોમાં અપાતી ગુજરાતી કેળવણી પણ ઘણે અંશે જવાબદાર નથી એમ નથી. જેવો આપણે પ્રાચીન શિક્ષણ ઉપરના વિચાર સંબંધે ઘોટાળો જોયો તેવોજ ઘોટાળો શિક્ષણમાત્ર સંબંધે ઉતરતા દરજ્જાની નિશાળોમાં જોવામાં આવેછે. એનાં કારણોનો વિચાર આપણે હવે પછી કરીશું. હાલતો જે બાબત ચર્ચવાની છે તેના સ્વરૂપ ઉપરજ જઇએ.

પ્રાચીન કેળવણીનું મુખ્ય રૂપ એ હતું કે કોઇએક વિષયનું સાંગ જ્ઞાન મેળવવું. હાલની કેળવણીનું સામાન્યતઃરૂપ એવું છે કે સર્વે વિષયોનું કાંઇક કાંઇક જ્ઞાન મેળવવું. આ બેમાંથી કીયો રસ્તો સારો છે તે સમજવું કઠિન નથી; પણ સમયાનુસાર વ્યવહાર પ્રવર્તે છે એમજ કોઇ સમાધાન કરવા

ઇચ્છે તો તે વાસ્તવિક ગણાય નહિ. વર્તમાન સમય એવો છે ખરો કે ઘણ્ વિષયોના થોડા થોડા પણ જ્ઞાનવિના માણસને ચાલતું નથી, ને એકજ વિષયના પૂર્ણજ્ઞાનમાત્રથીજ નભતું નથી. પરંતુ વર્તમાન પરત્વે પણ એટલું તો સિદ્ધ અનુભવાય છે કે સર્વવિષયનું થોડું થોડું જાણવાથી એકે વિષય પરિપક્વ થતો નથી, ને તેથી શિલ્પ, કલા, તત્ત્વજ્ઞાન, ઇત્યાદિ વિષયે કોઈપણ પ્રકારના પરાક્રમનો ઉદય થતો નથી. જે જે લોકો જુદા જુદા વિષયમાં પરાક્રમી નીવડ્યા છે તે તે કોઇ એકાદ વિષયમાંજ એક્કા હોયછે, કિંબહુના તેઓએ આપણી ગાંધીઆટાની "શાળા" ઓમાં કેળવણી પણ ઘણીવાર લીધેલી હોતી નથી !

આ પ્રમાણે યદ્યપિ વર્તમાનકાલીન શિક્ષણમાત્ર દૂષિત છે તથાપિ હાલતુરત આપણે જે વિષયનું વિવેચન કરવાનુંછે તે આટલો વિસ્તૃત નથી. આપણે જે બાબત બોલવા ઇચ્છીએ છીએ તે માત્ર આપણા દેશની ઉતરતા દરજ્જાની નીશાળોમાં અપાતી કેળવણીમાટે બોલીએ છીએ. એમાં જે પુસ્તકો ચાલેછે તે એવા પ્રકારનાં છે કે તેમાં સંસાર વ્યવહાર સંબંધી કાંઈપણ દીઠામાં આવતું નથી, ધર્મ બાબત જરાપણ વિવેક સમજાતો નથી. જાણેકે એ પુસ્તકો ભણનારને નીશાળમાંથી નીકળીને કોઇ સંન્યાસીના મઠમાં દાખલ થવાનું હોય, કે તુરતજ મરીજવાનું હોય ને તેથી બીજી કશી કર્તવ્યતા બાકી ન રહેતી હોય, એવું એ ગ્રંથોનું બંધારણછે. બીચારાં બાલકો લડાઇ અને યુદ્ધની વાતો વાંચેછે, રાજાઓ અને યોદ્ધાઓ વચ્ચે થતા કલહનો કારણો ગોખેછે, અમુક રાણીને લીધે અમુક થયું એમ પણ જેમ તેમ યાદ રાખેછે, પણ ક્વચિત્જ સમજી શકેછે કે સ્ત્રી પુરુષનો સંબંધ શું છે કેવો છે, ને કેમ ચાલવો આવશ્યક છે, તથા ખરાં સ્ત્રી પુરુષના ઉત્તમ ગુણ શાને કહેવાયછે. ધર્મ વિષે પણ એવુંજછે. બાલકોને અર્થશાસ્ત્રના ને ખગોળ ભૂગોળ તથા ભૂમિતિ અને રસાયણના પાઠ ભરડાવવામાં આવેછે ખરા અનો 'તેમના આગળ કોઇ "પરમેશ્વર" એવા પ્રાણીનું કે પથ્થરનું નામ દેવામ આવેછે ખરું', પણ તેમના સમજવામાં તો એટલુંજ આવેછે કે માણસે જેમ બને તેમ સર્વ ધર્મની નિંદા કરવી, કશું માનવું નહિ, બહુમાં બહુ કરવાની ઇચ્છા હોય તો પ્રાર્થના સમાજમાં જઈ પરમેશ્વરની સ્તુતિ ગાવી અમે એમ નથી કહેતા કે બાલકોએ ઘરમાંડવાનો વ્યાપારમાત્ર અધ્યયન કરવો જોઇએ, અથવા ધર્મમાં ફીલસુફીના વિચારો મગજમાં ઉતારવા જોઇએ પણ એટલું તો કહેવા ઇચ્છાએ છીએજ કે બાલકોને ભણાવવામાં જે મુખ્ય હેતુ તેમની બુદ્ધિને ખીલાવવાનો અને તેમને વિચારતાં શીખવવાનોછે તે હેતુ પાર પાડવામાં જે સાધનો વપરાયછે તે તેમને શાલા મૂકવાની સાથેજ જે વિષ-

થમાં ગુંથાવાનું છે તેને લગ્ન હોય તો એકપથ દો કાજ થઇ અતિલાભ ઉત્પન્ન થાય, અને પુસ્તકે ગોખેલા મિથ્યા જ્ઞાની શીનમુદ્દો કરતા શાન્તિથી અને પ્રામાણિકપણે સંસાર વ્યવહાર નીભાવતા બુદ્ધિમાન્ લોકો આપણી નજરે વધારે પડે (અપૂર્ણ)

## ગ્રંથાવલોકન.

સ્નેહમુદ્રા*:—રા. ગોવર્ધનરામના સરસ્વતીચંદ્રનું જેણે અવલોકન કર્યું હશે તે એ વિદ્વાન્‌ની રસિકતા, બુદ્ધિ, અને અપૂર્વ યોજક શક્તિ વિચારી આશ્ચર્ય પામ્યાવિના રહ્યા નહિ હોય. તેમનોજ રચેલો આ ગ્રંથ ઘણા સમયથી અમારી પાસે પડી રહેલો છે, અન્યત્રપણ તેમજ પડેલો હશે કોઈએ હજુ તેના વિષે અભિપ્રાય આપવા પ્રયત્ન કર્યો નથી. સરસ્વતીચંદ્રની આગળીએ સ્નેહમુદ્રા કાંઈક ઝાંખું પડે તેવી છે. છતા છેતો શુદ્ધ કુંદન અને રત્નજડિત એટલે કોઈ આશે તેને અનુચિત તો નથીજ, પરંતુ સરસ્વતીની પ્રાકૃત પ્રસાદીવાળાને એ કાવ્ય રુચિકર થતું અમને તો અસંભવિત લાગેછે આ ગ્રંથમાં જે ચમત્કાર સમાયલો છે તે એક પ્રકારનો નથી કે તેને સહજમાં વાચક સમક્ષ ધરી શકાય એમાં વસ્તુ સંકલના કોઇક જુદાજ વિષયની છે, પદ્યમાં તેને આધીન રહી સાધવા ધારેલો શબ્દાર્થ વળી તેથી પણ જુદો છે અવાંતર પ્રસંગોમાં રહેલા મર્મ એ ઉભયથી વિલક્ષણ છે, અને આખા વિષયમાં સ્નેહનો કોઇ અપૂર્વ સંસ્કાર, જે અપૂર્વ સાથે અસાધ્ય પણ છે, તે જુદાજ રંગે જામેલો છે આ ગ્રંથનું બંધારણ ઠેક પ્રાચીન શૈલી ઉપર નથી, તેમ નથી છેક અર્વાચીન ઉપર એમાં ઉભયનું મિશ્રણ છે, પણ અર્વાચીન ઉપર કાંઈક અધિક વલણ છે પ્રસંગે પ્રસંગે ભવભૂતિની પેઠે ભાવ ઉભરાઈ જાયછે, પણ એ ભાવનો પ્રવાહ પાછો શેની ભારતીની પેઠે કોઇ એવા ઉંડાણમાં ઉતરી પડે છે કે તેનો એક છાંટો પણ આપણે હાથ આવતો નથી ને આપણે તેની ગૂઢતાને લીધેજ તેનાથી મોહ પામતા, તેની મિથ્યા શોધમાંજ ભમ્યા કરીએ છીએ આમ છતા એ પ્રવાહ કોઇ રીતે અણગમો પેદા કરતો નથી

આખા ગ્રંથનો વિષય પ્રેમ સિવાય બીજો નથી પણ તે પ્રેમ એટલે અમુક સ્ત્રીપુરુષના યોગે ઉત્પન્ન થતી લાગણીઓની ગરબીઓ નહિ, પણ દિવ્ય ઉચ્ચ પ્રેમ જેનો સંસ્કાર લાગવોજ દુર્ઘટ અને જેનો અનુભવ થવો

* રચનાર રા રા ગોવર્ધનરામ વિ માધવરામ ત્રિપાઠી. બી. એ એલ એલ બી મૂલ્ય રૂ ૧), મુંબઇ

આ ગર્ભે લેકમાં પણ આગમતજ. નાયક યદ્યપિ પુરુષરૂપે કલ્પ્યોછે ને તેનો એક મિત્ર તથા સ્ત્રી એમ લીધાં છે તથાપિ તે સર્વેમાં આમને તો પ્રિય આત્માર્પણરૂપ દેશપ્રીતિ અને તેને પ્રોત્સાહન કરનાર વત્સલતા, રતિ પ્રવણતા, ઇત્યાદિ વૃત્તિઓનાં દિવ્યરૂપક માત્રજ સમજાયછે. પ્રવાસી પોતે એકલો નીકળેછે ને રતિના અભાવે દુઃખ સહન કરતાં જડમય બનેછે પણ તેને પ્રાપ્ત કરી ચેતનવત્ થઇ આનંદે છે. એજ પ્રસંગમાં દેશવાત્સલ્યરૂપ યોદ્ધાના હૃદયમાં પ્રેમોદ્ગાર પરાકાષ્ઠાને પામેછે; ને એની સહચરી પણ એ પરાકાષ્ઠાના પ્રસંગને પોતે જે જે રીતે સ્વાર્પણ કરી પોતાની જાતિને દુઃખી દેખી પોતાના સહચર સાથે મૂર્છાવશ થઇ મૃતપ્રાય થાયછે તેથી દીપાવેછે. આ સ્થલનો પ્રસંગ હિંદુ સ્ત્રીઓની અધમતા શી છે; અને તેનેજ આપણાં દુઃખગારનું નિદાન ઠરાવવામાં કવિએ બહુ યુક્તિથી કાવ્યાર્થ ગોઠવ્યો છે. કવિએ પુનરુદ્ધારનો જે નીવેડો આણ્યોછે તે સર્વેને રુચે એવો નથી તથાપિ ઠીક છે એમ કલ્પાતિના ચાલે નહિ; પરંતુ જેણે સ્નેહના તત્ત્વનું આકંઠ ગૂઢ પાન કરેલું છે, ને જેના પ્રેમનીશાના ઉદ્ગાર પ્રાકૃત લોકને ગળે ઉતારવા પણ કઠિનછે, તથા સતીત્વનો પવિત્ર મહિમા જેણે યથાર્થ ચીતર્યોછે, તેના તરફથી પુનરુદ્ધાર પ્રસંગે છેક પ્રાકૃતનીતિનો બોધ થાય એ તેના ગૂઢ પ્રેમપાનને શોભતું નથી. પ્રેમની સાત્વિક છાયા ઓનું દુઃખ દેખી ચિત્તાર્પણ કરી રહેલાં સ્ત્રીપુરુષને તેમનો મિત્ર મળે છે ને તે પછી જે જે કાવ્યના ઉદ્ગાર થયેલા છે તે ખરી કવિત્વશક્તિના નમુના છે. અહો! પ્રેમનું આયત્ત પ્રેમજ છે. પ્રેમની દીનતા જોઈ ઉદાર પ્રેમે જે અર્પણ કર્યું છે, તે પાછો સમાન પ્રેમથી પુનર્જીવન પ્રાપ્ત કરેછે, ને કવિ જેને ભૂત કહે છે તે રૂપે બોલે છે. પ્રેમીને બધું વિશ્વ પ્રેમમય લાગે છે. કવિની એમાંજ શક્તિ છે કે તે જે ભાવ પોતાના નાયકને આરોપે છે તે ભાવમાં તેને એવો તન્મય કરે છે કે બધું વિશ્વએને તે ભાવમય જણાય છે. હૃદયભૂતે જે જે વસ્તુ પદાર્થાદિનું અવલોકન કર્યુંછે તેમાં પ્રેમની ગાઢ છાયામાં વિકારી સંસારથી જે જે છાયા પડેછે, જે જે ઉત્કર્ષ થાયછે, ધર્મકર્મ વ્યવહાર સંસાર આદિથી તેના જે જે રંગ બદલાય છે, તેનું સંગ્ય વર્ણન કવિએ જે યુક્તિ અને અનુભવથી આપ્યુંછે તેનું અહીં યથાર્થ પૃથક્કરણ કરતાં વિસ્તાર વધી પડે એમ છે. આ ભૂતનો પ્રસંગ રાત્રીમાં બનેલોછે, ને પછી પ્રભાત થતાં પાછાં સર્વને ઉત્તનપુર કર્યાંછે, એમાં આર્યાવર્તની ગત અને વર્તમાનદશા બતાવતાં, ભાવિ, ઉજ્વલ ભવિષ્યની બહુ યુક્તિપુરઃસર સૂચના સમાવેલી છે. પ્રેમરતિરૂપ પરમ શ્રીમય ચક્રવાકોને પુનર્મેળાવીપૂર્ણ પ્રભાતે આનંદોલ્લાસમાં ઉતારી છે. આમ સર્વ રીતે જોતા આ પ્રબંધમાં સ્નેહનોજ વિષય છે, પણ તેને અંગે રાજ્યજાગૃતિ, દેશસુધારણા, સંસાર, ધર્મ, આદિ અનેક વિષયને સ્પર્શ્યાછે. પણ સર્વમાં સુખ આનંદ, સર્વનું નિદાન પ્રેમ પ્રેમને પ્રેમજ બતાવ્યોછે. એ ગર્ભાર્થ ગ્રહણ કરવામાંજ સ્નેહમુદ્રાના નામનું સાર્થકછે, કેમ કે એક પીંછ પણ એવી નથી, કે જેનાપર સ્નેહની મુદ્રા ન હોય.

પ્રિય વાંચનાર,

આ પત્રનું ૫મું વર્ષ ગયા માસથી શીરૂ થયું છે. અમે ધારીએ છીએ તેમ—જો ગ્રાહક રહી આ શુભ કામમાં કરો છો તેવી મદદ કરવા રાજી હો તો તેનું લવાજમ જે માત્ર રૂ ૧–૩–૦ (ટપાલ ખર્ચ સુદ્ધાં) છે તે કૃપા કરી વેળાસર મોકલવા ગોઠવણ કરશો,

વર્ષની શીરૂઆતથીજ જેઓ ગ્રાહક થયાછે અને ભરેલા લવાજમની મુદ્દત જેમની પૂરી થઇછે તેમનેજ સદરહુ વિજ્ઞપ્તિ છે. તેમ વર્ષની વચગાળે થએલા ગ્રાહકોએ પોતપોતાની મુદ્દત પૂરી થએ લવાજમ સવેળા વાળી દેવા અવશ્ય કૃપા કરવી

નંબર ૫૯ કાળકા દેવી, મુંબઇ

રામદાસ કાશીદાસમોદી,
સેક્રટરી પુસ્તકપ્રસારક મંડળી.
"વ્યવસ્થાપક" પ્રિયંવદા

---



---

## શ્રીમદ્ભગવદ્ગીતા.

(સંબંધપાને ૧૧ થી.)

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥
यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥
यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥ १९ ॥
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥
सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥ २३ ॥
सङ्कल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥
शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥
यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ २८ ॥

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

અક્ષરાર્થ :—(૧૬) અતિ અશન કરનારનો યોગ નથી, તેમ કેવલ અનશન કરનારનો પણ નથી; કે નથી અતિ સ્વપ્નશીલનો તેમ હે અર્જુન, કેવલ જાગનારનો પણ. (૧૭) યુક્ત આહારવિહારવાળાને, ને કર્મને વિષે યુક્ત ચેષ્ટાવાળાને, તથા યુક્ત સ્વપ્નજાગ્રતવાળાને યોગ દુઃખ હણનારો નીવડે છે. (૧૮) જ્યારે અત્યંત યત થયેલું ચિત્ત આત્માને વિષેજ સ્થિતિ કરે અને સર્વ કામથી નિઃસ્પૃહ થાય ત્યારે યુક્ત કહેવાય. (૧૯) યતચિત્તવાળા અને યોગ યોજનારા યોગીના આત્માની એવી ઉપમા સ્મરાય છે કે જેમ નિવાત સ્થાનને વિષે રહેલો દીપ જરાપણ હાલતો નથી. (૨૦) યોગસેવાથી નિરુદ્ધ ચિત્ત જ્યાં ઉપરમે છે, ને જ્યાં આત્માને આત્માથી દેખતો આત્માને વિષે તુષ્ટ થાયછે; (૨૧) જ્યાં જે આત્યંતિક સુખ કેવલ બુદ્ધિગ્રાહ્ય અને અતીન્દ્રિય છે તેને અનુભવે છે, ને જેને વિષે સ્થિત થયો સતો તત્ત્વથી કદાપિ ચલતો નથી; (૨૨) જેને પામીને બીજો કોઇપણ લાભ એથી અધિક માનતો નથી, ને જેમાં સ્થિત થયો સતો મહા દુઃખથી પણ ડગતો નથી; (૨૩) તેનેજ યોગ એ સંજ્ઞાવાળો દુઃખસંયોગવિયોગ જાણવો, ને તે યોગ અનિર્વિણ્ણ ચિત્તથી નિશ્ચયપૂર્વક યોજવો. (૨૪) સંકલ્પથી પેદા થતા કામમાત્રને નિઃશેષ તજી મનથીજ ઇન્દ્રિયસમૂહને સર્વ રીતે કબજે કરી, (૨૫) ધૃતિગૃહીતબુદ્ધિથી

ધીમે ધીમે ઉપરમવું: મનને આત્મસંસ્થ કરી કિંચિત્ પણ ચિંતવન કરવું નહિ. (૨૬) ચંચલ અને અસ્થિર મન જે જે પાસાથી ચલે તે તે પાસાથી નિયમન કરી આત્માંતેજ વશ કરવું. (૨૭) આવા પ્રશાન્ત મનવાળા અને રજ.સંસ્કાર અત્યંત જેના શાન્ત થઇ ગયાછે એવા, બ્રહ્મભૂત, તથા અકલ્મષ, યોગીને ઉત્તમ સુખ આવી મળેછે. (૨૮) આ પ્રમાણે સદા આત્માને યોજતો યોગી વિગતકલ્મષ (થઇ) બ્રહ્મ સંસ્પર્શીનું અત્યંત સુખ તેને સહજમા અનુભવે છે. (૨૯) સર્વત્ર સમદર્શન એવો યોગયુક્તાત્મા સર્વભૂતમાં આત્માને, ને આત્મામાં સર્વભૂતને, દેખે છે. (૩૦) જે મને સર્વત્ર દેખેછે, ને સર્વ મારામાં દેખે છે; તેથી હું કદાપિ જુદો નથી, તેમ તે મારાથી જુદો નથી. (૩૧) જે એકત્વને અવલંબી સર્વ ભૂતસ્થ (જાણી) મને ભજે છે, તે યોગી સર્વથા વર્તતો સતો મારામાંજ વર્તે છે. (૩૨) હે અર્જુન, જે સર્વત્ર આત્મૌપમ્યથી સુખ વા દુઃખ સમાન દેખેછે તે પરમ યોગી છે.

(વિવેચન:—યોગના સ્વરૂપનો વિવેક કરી તેનાં ઇતર સાધનનો યથાર્થ બોધ કરે છે. બહુ અશન એટલે ભોજન કરનારને અજીર્ણાદિ વિકાર થઇ વિક્ષેપ થાય છે, તેમ કેવલ અશન ન કરનારને પણ અનેક પ્રકારની ક્ષીણતા થઈ રોગોત્પત્તિને લીધે વિક્ષેપ થાય છે, એટલે બહુ ભોજન કરનાર તેમ કેવલ ઉપવાસાદિજ કરનારને યોગ સિદ્ધ થઇ શકતો નથી. જે મધ્યમ રહી મિતાહારી હોયછે તેનેજ યોગસિદ્ધિ સંભવેછે. એવા ભોજનનેજ શતપથશ્રુતિમાં "આત્મસંમિત અન્ન" કહેલુ છે ને તેજ હિતાવહ છે. યોગ ગ્રંથોમાં પણ વારંવાર કહેલુ છે કે ઉદરનો અર્ધ ભાગ અન્નથી પૂરવો, પા ભાગ ઉદકથી, ને બાકીનો પા વાયુસંચાર માટે ખાલી રાખવો. જેમ આ આહારમાં આવો નિયમ છે તેમ સર્વ વ્યાપારમાં સમજવો. પીવામાં, સુવામાં, ફરવામાં, રમવામાં, સર્વમાં. માટેજ કહે છે કે અતિ સ્વપ્નશીલ એટલે અતિ નિદ્રા* કરનારને યોગ કરવો ફાવતો નથી, તેમ કેવલ નિદ્રા ન કરનારને પણ નથી ફાવતો. આ સ્થલે "તેમ" એ અવ્યય છેલ્લી વખત વાપરેલોછે તેમાં અત્રે ન કહેલા એવા દોષનો પણ સંગ્રહ કરવાનો આશય છે. તે દોષ શ્રીમાર્કંડેય પુરાણમાં આ પ્રમાણે કહ્યા છે नाध्मातःक्षुधितः श्रान्तोनच व्याकुलचेतनः युञ्जीत योगं राजेन्द्र योगीसिद्ध्यर्थमात्मतःनातिशीते नचैवोष्णे न द्वन्द्वे नानिलान्विते कालेष्वेतेषुयुञ्जीत न योगंध्यानतत्परः ॥

---

* સ્વપ્ન શબ્દ આ સ્થલે નિદ્રાવાચક છે, ને તેનો ધાત્વર્થ પણ તેવોજ છે.

આમ હોવાથી સર્વ વાતમાં મધ્યમ માર્ગે રહી જેમ વિક્ષેપ ન થાય તેમ સુખરૂપ વ્યવહાર કર્યાથી યોગ સાધી શકાયછે, એમ ફરીથી સૂચવેછે, કે યુક્ત એટલે યથાયોગ્ય આહાર વિહાર રાખનારને, તેમજ કર્મમાત્રમાં યથાયોગ્ય ચેષ્ટા રાખનારને, યોગમાર્ગથી કરીને દુઃખમાત્રની નિવૃત્તિ થઈ શકેછે. આ પ્રકારે એકાગ્રતા રૂપ સંપ્રજ્ઞાતસમાધિ અને તેનાં સાધન સમજાવી હવે નિરુદ્ધ વૃત્તિરૂપ અસંપ્રજ્ઞાતસમાધિનું સૂક્ષ્મરૂપ કહે છે. યત એટલે યોગથી કરીને કેવલ વૃત્તિશૂન્ય થયેલું અસંત અપરિણામી એવું ચિત્ત જ્યારે આત્માને વિષેજ સ્થિતિ કરે; અર્થાત્ આત્મરૂપ થઈ જાય, કેમકે બધું આત્મમયછે, તેમાં ચિત્તની વૃત્તિઓને લીધેજ વિક્ષેપ સમજાયછે, તો વૃત્તિઓ જ્યારે શૂન્ય થઈ ત્યારે જે આત્મમય છે તે આત્મમય જણાશેજ, એટલે ચિત્ત આત્માને વિષે સ્થિતિ કરી, આત્મરૂપ થઇ ગયું એમ કહેવાય; વસ્તુતઃ વૃત્તિ માત્રનો લય થવાથી, આત્માવિના બીજો વિષયજ ચિત્તને રહેતો નથી એટલે બધું આત્મમય અનુભવાયછે એજ અસંપ્રજ્ઞાતની પરાકાષ્ઠાછે. આ પ્રમાણે જ્યારે ચિત્તઆત્માને વિષે સ્થિતિ કરે, ને એમ નિર્વૃત્તિક થાય એટલે કે કામનામાત્ર તજી દે અર્થાત્ સર્વ કામ એટલે ઈચ્છાથી નિ:સ્પૃહ થાય; ત્યારેજ ખરો યોગ થયો ગણાય, ને તેવો જેને થાય તે યુક્ત કહેવાય. આવું યુક્ત ચિત્ત તેને કોની સાથે સરખાવી શકાય? જેનું ચિત્ત આ પ્રમાણે યત છે, ને જે એ રીતે આત્મસ્થિતિરૂપ યોગને નિરંતર યોજેછે, એવા યોગીના આત્માને એવી ઉપમા આપી શકાયકે તેનો આત્મા જરાપણ પવન ન આવતો હોય એવા નિવાત સ્થાનમાં મૂકેલા દીવાની જ્યોતિ જેવો સ્થિર છે. સ્થિર છતાં દીપવત્ પ્રકાશમાનછે. આ સ્થલે આત્મા શબ્દનો અર્થ ટીકાકારો અન્તઃકરણ અથવા ચિત્ત એમ કરેછે, પણ તેમ ન કરીએ તોપણ ચાલે, કેમકે જ્યારે અસંપ્રજ્ઞાત સમાધિથી ચિત્તનો કેવલ નાશજ થઈ ગયોછે ત્યારે આત્મારૂપજ બધુંએ પ્રકાશેછે એટલે શુદ્ધ આત્માનેજ દીપજ્યોતિની ઉપમા અત્યન સાર્થ છે. આવી સમાધિનો આનંદ નિરૂપવા માટે હવેના શ્લોકોનો સમારંભ છે. શ્લોક વીશથી ત્રેવીશ પર્યંત એકાર્થતારૂપ સંબંધવાળા છે. ખરા યોગનું સુખ કેવું છે તેનો નિશ્ચય કરાવવાને કહેછે કે તેજ ખરો નિર્વિકલ્પ અથવા અસંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગછે કે જેમા દુઃખમાત્રનો કેવલ અસ્પર્શ છે, અથવા અભાવ છે, દુઃખ કે સુખ જે કાંઇ અનુભવાતું તે ચિત્તની વૃત્તિનો વ્યવહાર છે, ને જ્યારે વૃત્તિ માત્ર શૂન્ય થઇ ગઇ ત્યારે નિરુદ્ધાવસ્થામાં કાંઇપણ દુઃખ સુખ અનુભવવાનો પ્રસંગ નથીજ. કેવલ એકાકાર આત્મરૂપ પરમ સત્તાજ સ્ફુરેછે જેમાં સર્વ એકરસ આનંદઘન છે. દુઃખનો જે સંયોગ તેનો અત્યંત વિયોગ થવો એજ વૃત્તિ-

માત્રના ઉચ્છેદનું મુખ્ય લક્ષણ છે; ને તેજ ખરો યોગ કહેવાય, કેમકે શ્રીભગવાન્ પતંજલિએ પણ યોગનું એજ લક્ષણ કર્યુંછેકે “ योगश्चित्तवृत्तिनिरोधः[1] ” ત્રેવીશમા શ્લોકમાં જે યોગ અર્થાત્ નિર્વિકલ્પસમાધિરૂપ યોગ કહ્યોછે તેનુંજ પ્રકારાન્તરે દુઃખસંયોગવિયોગ એ લક્ષણથી વર્ણન કર્યું છે. હવે એમાં જે મહાપરમાનંદ છે તેનું વર્ણન કરીએ એ આનંદ કેવલ અવર્ણ્ય છે, માટેજ શ્રુતિ પણ કહે છે કે “समाधि निर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् । न शक्यते वर्णयितुंगिरातदा यदेतदन्तःकरणेन गृह्यते ॥ યોગસેવાથી એટલે યોગનો નિરંતર અવિરત અભ્યાસ કર્યાથી નિરુદ્ધ એટલે નિરુદ્ધાવસ્થામાં આવેલું ચિત્ત—અર્થાત્ ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, નિરુદ્ધ એવી જે ચિત્તની અવસ્થાઓ, તેના જુદા જુદા વૃત્તિપરિણામ પામવાના સ્વભાવથી થાય છે, તેમાંની અત્યંત અપરિણામી એવી વૃત્તિશૂન્ય જે નિરુદ્ધાવસ્થા તેમાં આવેલું ચિત્ત—જ્યાં એટલે જે પરમનિર્વિકલ્પમાં ઉપરમેછે અર્થાત્ કેવલ નષ્ટપ્રાય થાયછે, કેમકે જ્યારે વૃત્તિઓ શમી ગઇ ત્યારે ચિત્ત રહ્યુંજ નહિ અને કેવલ એકાકાર આત્મરૂપતાજ વિસ્તરી એટલે તે આત્મામાંજ ઉપરમ્યું, એમ જે અવસ્થામાં ચિત્ત કેવલ નિર્મૂલ થઈ જાયછે તે પરમ નિર્વિકલ્પ યોગાનંદની સ્થિતિ છે. એમાજ યોગી આત્માને આત્માથીજ દેખેછે, ને આત્મામાં વિરામેછે—અર્થાત્ બધું પછી એકરસ આત્મરૂપજ પ્રકાશેછે. વળી એમાં સુખ પણ જે અનુભવાયછે તે કેવલ પરાકાષ્ઠાનું છે, તેના જેવું બીજું કાંઇ નથી કે જેનીસાથે તેની તુલના કરી સમજણ પાડી શકાય; માટેજ એ સુખને આત્યંતિક એટલે અંતનું, પરાકાષ્ઠાનું, સર્વોત્તમ, અવર્ણ્ય, કહ્યુંછે, કે જેનાથી બીજું વધારે ત્રિકાલમાં પણ હોઈજ ન શકે. એ સુખ એવું છે, માટેજ તે કેવલ અતીન્દ્રિય એટલે ઇન્દ્રિયોથી ગ્રહણ ન થઈ શકે તેવું છે, ને તેથી માત્ર બુદ્ધિગ્રાહ્ય એટલે બુદ્ધિવડેજ સમજી શકાય તેવુંછે, એટલે કે જેનું હાર્દ અનુમાન કરી શકાય પણ જે અનુભવાય ત્યારેજ વાસ્તવિક રીતે સમજાય તેવું છે. નિર્વિકલ્પ બ્રહ્માનંદનો કાંઇક વિચાર કરાવવા શ્રીવિદ્યારણ્યસ્વામીએ પંચદશીના વિષયાનંદ પ્રકરણમાં કહેલુંછે કે જેટલા જેટલા સુખના વિષય આ વિશ્વમાં લાગેછે તે સર્વમાં જે સુખ સમજાયછે તે બ્રહ્માનંદનો એક છાંટો હોય તેટલું છે, ને તે બધાને ભેગાં કરીએ તો પણ બ્રહ્માનંદનું પૂરેપૂરું વર્ણન થયું ગણાય નહિ. માટેજ આવા સુખને અનુભવ્યા પછી જેને વિષે સ્થિત થયો સતો એટલે જે અસંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિત થયા પછી તત્વ

---

૧ ચિત્તની વૃત્તિનો અત્યંત નિરોધ થાય તે યોગ.

એટલે બ્રહ્માનંદ તેનાથી કોઈપણ કારણે વિક્ષિપ્ત થતો નથીજ. એજ પ્રમાણે એ આત્મા અનુભવ્યા પછી બીજી કશી કામના એટલે લાભેચ્છા રહેતી નથી, કેમકે એનાથી અધિક બીજું કાંઇ છેજ નહિ. શ્રી યાજ્ઞવલ્કયે પણ બૃહદારણ્યકમાં એજ કહેલું છે કે आत्मनः कामायवैसर्वं प्रियं भवति બધું આત્માને માટેજ પ્રિય લાગે છે. તો જ્યારે પરમ ઐક્યરૂપ આત્મભાવ થયો ત્યારે બીજો પ્રિયતાનો વિષય સંભવેજ ક્યાંથી? આવી સ્થિતિવાળો મહાદુઃખ—દુઃખરૂપે અન્યને સમજાતું મહાદુઃખ—તેનાથી ડગતો નથી, કેમકે તેને સુખદુઃખ કાંઇ છેજ નહિ. આવો જે મહા સમાધિરૂપ નિર્વિકલ્પયોગ તેજ દુઃખસંયોગવિયોગરૂપ છે ને તે અનિર્વિણ્ણ ચિત્તથી એટલે જરાપણ કંટાળો ખાધાવિના અત્યંત ધૈર્યથી સર્વદા આચરવો. શ્રીગૌડપાદાચાર્યે એજ અનુલક્ષી કહ્યુંછે કે, उत्सेकउदधेर्यद्वत्कुशाग्रेणैकबिन्दुनामनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥ * વળી અનિર્વિણ્ણ ચિત્તે કરવો એટલુંજ નહિ પણ નિશ્ચયપૂર્વક કરવો કેમકે अज्ञश्चाश्रद्दधानश्चसंशयात्माविनश्यति એ ચતુર્થાધ્યાયમાં કહી આવેલાજ છીએ, તે પ્રમાણે નિશ્ચયવિના કાંઈ ફલ થતું નથી. આ કાર્યમાં કાંઈ ફલ જણાતું નથી, ક્યારે થશે? ઇત્યાદિ સંશયથી નિર્વેદ કરવાથી ઉલટી હાનિ થવાનો વખત આવશે માટે દૃઢનિશ્ચયપૂર્વક કરવો એમ કહેલું છે. આ પ્રમાણે સાધવાનો જે પરમયોગ તે કેવી રીતે સિદ્ધ થાય માટે સવિશેષ વિવેક બતાવેછે. સંકલ્પ એટલે વિચાર, દુષ્ટ વિષયોમાં પણ સારાપણું આરોપવારૂપ મનોધર્મ; એનાથીજ કામ એટલે આવું સુખ થાઓ, અમુક પ્રાપ્ત થાઓ, એવી ઇચ્છા પેદા થાયછે. એવા સંકલ્પજન્યકામને નિઃશેષ એટલે જરાપણ શેષ ન રહે તેમ તજવા; સંકલ્પમાર્ગ પડવું નહિ, ને કેવલ ઇશ્વરાર્પણ બુદ્ધિથી પ્રારબ્ધપ્રાપ્ત અનુભવતા નિર્વિકલ્પાનંદથી ડગવું નહિ. સંકલ્પજન્યકામ તજવા છતાં પણ ઇન્દ્રિયો જો સંગ રાખે તોપણ વિક્ષેપ પેદા થાય, કેમકે ઈન્દ્રિયસંસ્પર્શથી સંકલ્પાદિ ઉદ્ભવી વિઘ્ન કરે; માટે કહેછે કે મનથીજ બાહ્ય તેમ આંતર ઇન્દ્રિયને કબજે કરી લેવી. આમ કર્યા પછી, અભ્યાસમાં ફલ થાય કે ન થાય તેથી જરાપણ નિર્વેદ ન પામતાં અત્યંત ધૈર્યથી અર્થાત્ ધૃતિએ કરીને બુદ્ધિ. ગૃહિત એટલે દૃઢ નિશ્ચયવાળી રહે તેમ કરી, ધીમે ધીમે ઉપરમવું એટલે ઉપરમ પામવો. ઉપરમ એટલે કેવલ નિઃસંગ થઇ જઇ સર્વ ઉપરથી વૃત્તિ ખેંચી લઇ, આત્મત વૃત્તિશૂન્ય

* જેમ સમુદ્રનું ઉલેચવું કુશાગ્રે ચઢાવેલા બિંદુ બિંદુથી સાધવાનું હોય તેમ મનના નિગ્રહ માટે જરાપણ ખીન્ન થયાવિના મંડવું.

આત્મસ્થ થવું તે. આવી સ્થિતિએ પહોંચવા ધીમે ધીમે પ્રયત્નવાન્ થવું. એકદમ કરવાથી કશું થઇ શકતું નથી, ને યોગ માર્ગમાં તો ઉતાવળ કરવાથી અધિક હાનિ થઇ બેસેછે, માટે ગુરુ બતાવે તે પ્રમાણે ધીમે ધીમે એક પછી એક ભૂમિકાએ ચઢતા જવું. એનો ક્રમ શ્રુતિ એવો બતાવેછેકે યચ્છેદ્વાङ्मनसीप्राज्ञस्तद्यच्छेज्ज्ञानमात्मानि ज्ञानं नियच्छेन्महति तद्य·च्छेच्छान्त आत्मनि ॥ "વાણીને મનમાં, મનને અહંકારમાં, અહંકારને મહત્‌માં, ને મહત્‌ને શાન્ત આત્મામાં એમ ઉત્તરાત્તર વિલય કરતા જવું.' આ સ્થલે બતાવેલો ક્રમ સાંખ્ય શાસ્ત્ર પ્રમાણે છે; તેજ યોગમાંપણ સ્વીકારેલોછે. એનું તાત્પર્ય એવું છે કે વાક્ આદિ ઇન્દ્રિયને મનમાંજ સમાવવી અર્થાત્ તે તે ઇન્દ્રિયથી કાર્ય કરવાનો સંકલ્પજ બંધ કરવો, પછી તેવા સંક-
ને કેવલ અસ્તિરૂપ અહંભાવમાં સમાવવો, ને મહત્‌ને અવ્યાકૃતમાં, તથા
ને શાન્ત એટલે ઉપાધિ રહિત કેવલ પુરુષ પરબ્રહ્મમાં.* એજ ક્રમ
તિમાં પણ કહેલોછે." અથવા એજ ભૂમિકા અન્ય રીતે કહીએ કે
પેઠે વાણીનિરોધ, બાલમુગ્ધાદિની પેઠે મનોનિરોધ, કાષ્ઠાદિકની
નિરોધ, ને સુષુપ્તિની પેઠે મહનિરોધ એમ ચાર ક્રમે કરીને ધીમે
ન યોજવો. નિર્વિકલ્પનો આનંદ વૃત્તિશૂન્યત્વ માટે તો સુષુપ્તિ જેવોજ
તેમાં જ્ઞાન રહેછે એટલી તેમાં અધિકતા છે, માટે એ સ્થિતિ સુષુપ્તિ
વ, કહી શકાયછે. પણ તેથી એ આગળ છે. આમ ધીમે ધીમે યોગ યોજતાં
રે નિર્વૃત્તિવાળું કર્યું એટલે આત્મસ્થતા સ્વતઃ સિદ્ધ થઇ, એટલે કહ્યુંછે કે
ને આત્મસંસ્થ એટલે સારી રીતે આત્મરૂપ કરી કિંચિત્ પણ ચિન્તવ
કરવું. કિંચિત્ એટલે આત્માકે અનાત્મા કોઈનું પણ ચિન્તવન ન કરવું. આત્માનું ચિંતવન કરવું એ સંપ્રજ્ઞાત અથવા સવિકલ્પ સમાધિ છે, ને અનાત્માનું ચિંતવન કરવું એ તો વ્યુત્થાનજ છે, એટલે અસંપ્રજ્ઞાત અથવા નિર્વિકલ્પવાળાએ તો ચિંતવન માત્ર તજવું જોઇએ. આ પ્રમાણે નિરોધ-સમાધિ કરતાં યોગીનું ચિત્ત જે જે પાસાથી ચલે એટલે મન ચંચલ થાય અથવા અસ્થિર થાય, અર્થાત્ શબ્દાદિ વિષયોમાં લોભાઇ ચંચલ થઈ ચલે, અથવા નિદ્રાદિમાં પડી અસ્થિર થઇ જવોમાંડે, તે તે પાસાથી તેને પાછું વાળી આત્માનેજ આધીન કરવું. દોષદૃષ્ટિ ઉત્પન્ન કરી વિરોધી પ્રસંગ વડે

---

*इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः मनसस्तु परा बुद्धि र्बुद्धेरात्मा महान् परः महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः

ઉત્પન્ન થયેલી વિક્ષેપવૃત્તિને ગટાડવી, તથા આત્મભાવમાં નિમગ્ન થતા આવવું. આવા પ્રયત્નોથી જેનાં રજોગુણાત્મક વિક્ષેપકારણ અને તમોગુણાત્મક લયકારણ નાશ પામ્યાંછે, એટલે કે જેના રજઃસંસ્કાર અત્યંત શાન્ત થઇ ગયાછે ને જે અકલ્મષ છે, તેવા યોગીને સહજમાંજ જે ઉત્તમોત્તમ આનંદ હવણાંજ વર્ણવી ગયા તે આવી મળેછે—એજ બ્રહ્મભૂત છે એનુંજ મન પ્રશાન્ત છે એવા યોગીના સુખનું વર્ણન સત્તાવીશ અઠ્ઠાવીશ શ્લોકમાં કર્યા પછી તત્ અને ત્વં પદનો સ્પષ્ટ વિવેક ઉદય પામી, સમસ્ત અવિદ્યાનો નાશ થઇ, નિર્વિકલ્પ સમાધિ ઉત્પન્ન થાયછે, તેનો વિવેક સમજાવવા હવે ત્વંપદવાચ્ય પદાર્થસમૂહનું નિરૂપણ કરેછે. સર્વત્ર જેને એકાકાર દષ્ટિ છે, જેને કાંઇ ન્યૂનાધિક નથી એવા સમદૃષ્ટિવાળા યોગયુક્ત યોગી સર્વ ભૂતમાં આત્માને દેખેછે, તે આત્મામાં સર્વને દેખેછે એટલે કે ભૂતમાત્રમાં આત્માનીજ, તેને પ્રતીતિ થાયછે કેમકે આત્માથી અતિરિક્ત કાંઇ છેજ નહિ, ને જે ભેદ જણાયછે તે તો માત્ર આધ્યાસિકજ છે. એમજ જેને આત્મામાં પણ સર્વ ભૂત સમજાયછે અર્થાત્ એક અનાદિ અનંત ભૂમાગાં જેને છાન્દોગ્યોક્ત એકપિંડજ્ઞાનથી સર્વજ્ઞાન સંભવેછે. આવી રીતે સમદૃષ્ટિવાળા યોગી સર્વત્ર આત્માભિન્ન કાંઇ દેખતા નથી. આમ ત્વં પદનો વિવેક કરી તત્ પદનો વિવેક બતાવેછે કે જે મને એટલે આત્માને સત્તાસ્ફુરણરૂપે સર્વત્ર દેખેછે ને સર્વને મારામાં દેખેછે અર્થાત્ જેને બધે આત્મભાવજ સમજાયછે, ને એમ નિશ્ચય જણાયછે કે આત્માવિના બધું મિથ્યા છે, તેનાથી હું કદાપિ જુદો નથી અર્થાત્ પરબ્રહ્મ મારાથી જુદા છે એમ તેને કદાપિ લાગતું નથી, તેમ બ્રહ્મ પણ તે માણસથી કદાપિ પરોક્ષ થતું નથી—સર્વદા અપરોક્ષજ રહેછે. આવીરીતે યોગાભ્યાસથી તત્ ત્વંનો નિર્ણય થઇ ગયા પછી જે યોગી એકત્વને અવલંબી અર્થાત્ તત્ત્વંનો ભેદ મિથ્યા અનુભવી ઉભયની એક રસ એકાકારતાને અવલંબે, અનુભવે, ને મને એટલે આત્મનેજ સર્વભૂતસ્થ એટલે સર્વ ભૂતમાં રહેલો એમ સર્વ રૂપે ભજે, તે સર્વથા વર્તતો સતો અર્થાત્ ગમે તેવો આચાર કરતો સતો કેવલ મારામાંજ વર્તેછે એટલે સર્વથા બ્રહ્મપરાયણજ છે. તે ગમે તેમ કરતો સતો કેવલ બ્રહ્મમય પરમમુક્ત, બ્રહ્મ છે. વળી હે અર્જુન, આવું થયા પછી યદ્યપિ બીજો સંભવ નથી, તથાપિ પ્રારબ્ધવશાત્ વ્યુત્થાન થાય તો તેમાં પણ જે યોગી કેવલ આત્મોપમ્યથી એટલે આત્માના ઉપમાનથી અર્થાત્ આત્મા જે પોતે તેને જેવું લાગે તેવુંજ સર્વત્ર લાગે છે એમ જે અનુભવે ને બધું આત્મરૂપ દેખે, બધે આત્માજ દેખે, તે સર્વોત્તમ છે. જેને વાસનાનો અત્યંત ક્ષય અભ્યાસવૈ-

રાગાદિથી થાય તેનાથીજ આનું બ્રહ્મજ્ઞાન અપરોક્ષ અનુભવાય છે. વાસનાનું લક્ષણ શ્રીવસિષ્ઠે કહ્યુંછે કે दृढभावनयात्यक्तपूर्वापरविचारणं पदादानं पदार्थस्य वासना सा प्रकीर्तिता દૃઢભાવનાપૂર્વક, પૂર્વાપરવિચાર કર્યાવિના, પદાર્થની ઉપર વૃત્તિનું વળવું તે વાસના. વાસના શુદ્ધ તથા મલિન બે પ્રકારની હોયછે; તેમાં શુદ્ધ તે શાસ્ત્ર સંસ્કારાદિથી તત્ત્વજ્ઞાન પેદા કરે છે, ને બીજી મલિન જે બાહ્ય તથા માનસ બે પ્રકારની છે, તે કેવલ બંધમાંજ નાખે છે. બાહ્ય વાસના પણ લોક, શાસ્ત્ર, દેહ, એમ ત્રણે પ્રકારે કરી ત્રણ જાતની છે. એના પણ પ્રત્યેકના અવાંતર ભેદ ઘણા છે. પણ તાત્પર્ય એ છે કે સંકલ્પનું વગર વિચારે ઉત્પન્ન થઈ કલેષમાં લેઈ જવાપણું એ વાસનાનું કાર્ય છે, તેનો અશેષ નાશ થયેથી બ્રહ્મસાક્ષાત્કાર થાય છે, ને નિર્વિકલ્પનો ઉદય થાયછે. એ પરમ યોગીને સંભવેછે, ને તેજ ખરા જીવન્મુક્ત છે.

---

## મરણ! સર્વે તારે શરણ.

(મળેલું.)

માલિની.

જનમ સમય જેના ઉત્સવો તો થયાછે,
વળિ સુકરમવાળા જ્યોષિઓએ કહ્યાછે;
લલિત સરવ તેને લાડ પ્રેમે કરેછે,
મરણ! શરણ તારે તોય તે આખરેછે. ૧
વણિક વળિ કરેછે વસ્તુવ્યાપાર મોટા,
દિલ દુખકર એવા ક્યાંઈ દીઠા ન ટોટા;
રળિ રળિ અતિ રિદ્ધિ ભુવનોમાં ભરેછે,
મરણ! શરણ તારે તોય તે આખરેછે. ૨
અતિરૂપવતિ એવી દેખતાં દેવિ જેવી,
નભગતિ રહિ નાચે પેલિ વિદ્યુત તેવી;
પ્રીતિમય પ્રમદા તે પ્રેમમધ્યે તરે છે,
મરણ! શરણ તારે તોય તે આખરે છે. ૩
સહૃદય પુરુષો જે પ્રેમને પૂજનારા,
નિજમન ખુશિ જેઓ પ્રેમ જોઈ થનારા;

પ્રીતિમય પ્રમદાને જે વહાલે વરે છે,
મરણ! શરણ તારે તોય તે આખરે છે. ૪
અધિક વિનયવંતા ચિત્ત જેને ન ચિન્તા,
વળિ સુધરમવાળા જે જનો બુદ્ધિમંતા;
દરશન કરિ જેનાં દીલ સૈનાં ઠરે છે,
મરણ! શરણ તારે તોય તે આખરે છે. ૫
ભણિ ભણિ બહુ ભાષા જેહ વિદ્વાન થાતા,
ગુણિ ગણિ જન જેનાં ગીત સાનંદ ગાતા;
વરણન કવિ જેનાં પુસ્તકોમાં કરેછે,
મરણ! શરણ તારે તોય તે આખરેછે. ૬
વિવિધ ગતિ વધારે જે કવિ ધારનારા,
અતિ ગુણભર એવા ગ્રંથને ગુંથનારા;
અધિક સુયશ જેનો સૃષ્ટિમાં સંચરેછે,
મરણ! શરણ તારે તોય તે આખરેછે. ૭
ધરિ ધરમધ્વજા જે ધર્મના સ્થાપનારા,
વળિ રણભટિ જેને જગના જીતનારા;
નરતન અતિ જેનું રોગ આરોગ્ય રહેછે,
મરણ! શરણ તારે સર્વ તે આખરેછે. ૮

ગીતિ.

માનવ ગુરૂના મંત્રો, પર મન! વિશ્વાસ જો ન તું આણે,
મરણ ગુરૂ તણા મંત્રો, તો ભણિ ભાજ પ્રભુ સુબુદ્ધિ પરમાણે ૯

---

## ગુલાબસિંહ.

મુખ્ય ખવાસ તો આઅર્વંધી સ્નમ્ભેજર થઇ ગયો; પણ જમવાની તૈયારી થઇ ગઇ હતી એટલે પરોણાઓ પોતપોતાને સ્થાને બેસવા લાગ્યા. જમવાનો ઓરડો બહુ ભભકાથી શણગારવામાં આવ્યો હતો. સાયંકાળને સમયે જે અનુકૂળ હવા મંદ અને મધુરપવન લાગે અતિસ્વાદિષ્ટ ખાનાનો સુવાસ વિસ્તારે એવી મજે ગોઠવણ કરવામાં આવી હતી. જમવાની બેઠક બે તરફથી ખુલ્લી રહેવાને લીધે ચારે બાજુએ પથરાઇ રહેલા સુંદર બાગનાં ઝાડોથી પુષ્પપરાગ વડે આપૂર્ણપણે પણ અતિ રમ્ય રીતે ભરાઇ રહ્યો હતો.

સ્વાભાવિક યોજના ઉપરાંત અતર, ગુલાબ, ધૂપ, આદિ કૃત્રિમ યોજનાથી જે જે થઇ શકે તેની પણ ખામી ન હતી. સુવર્ણ રેખાથી વિચિત્ર શણગારેલા રૂપાના થાળ ભાતભાતનાં પકવાન્નથી ઉભરાઇ જતા હતા. જમતી વખતે જે વાતચીત ચાલતી હતી તેપણ સાધારણ કરતાં જુદાજ પ્રકારની હતી. અનેક વિદ્યા, કલા, ઇત્યાદિ વિષે રમુજી વાતો થવા ઉપરાંત, અન્યોન્યમાં એવા આનંદથી ટોળ ચાલતો હતો કે એ બધો વચ્ચે યજમાનની અફુલ્લ શાન્ત મુખમુદ્રા—જે પ્રસંગે પ્રસંગે જાગ્રત તથા આનંદી જણાવા બહુ પ્રયત્ન કર્યા કરતી—તે વિલક્ષણ લાગતી હતી. ગુલાબસિંહ તો બધાંને પ્રિયતમ થઇ પડ્યો હતો; એની સરલ તથા મૃદુ વાતચીત અને ઉપહાસમિશ્ર આનંદ ઉપજાવવાની, કોઇને પણ દુભવે નહિ તેવી નિર્દોષ રીતિ, એના ઉચ્ચકુલ અને ગુણનું ભૂષણ હતી, અને એથીજ એ સર્વનું મન આકર્ષતો હતો.–આ પ્રસંગે એના યજમાન કરતાં એની રીતિ કેવલ વિલક્ષણ હતી, ને તેથી એ બે ઉપર બધાનું બહુ લક્ષ રહેતુ હતું. આવો આનંદ મચી રહ્યોછે એવામાં ચાકરે આવી ધીમેથી ગુલાબસિંહના કાનમાં ખબર કહી કે “લાલાજી નામે કોઈ માણસ આપને બહુ અગત્યના કામસર મળવા આવ્યોછે.”

તુરતજ ગુલાબસિંહે અમીર તરફ વળી કહ્યું “સાહેબ મને માફ કરજો, પણ મારે જરા ઉઠવું પડશે. મારો એક મિત્ર જેને આપ ઠીક ન ઓળખતા હો એમ હું ધારતો નથી તેની સાથે મારે કેટલુંક બહુ અગત્યનું કામ છે ને તે અત્યારે મારે માટે ખોટી છે.”

અમીરે જરા હસને વદને પણ બહુ માનથી કહ્યું “ગુલાબસિંહ! મેં એ ગૃહસ્થનું નામ સાંભળ્યુંછે. લાલાજી આપણી સાથે આવી બેસે એવીજ મારી ઇચ્છાછે તો તમે એટલી મારી યાચના માન્ય રાખશો.”

ગુલાબસિંહે કાંઇ બોલ્યાસિવાય માત્ર નમનતાઈથી ડોકું નમાવી આજ્ઞા માથે ચઢાવી, અને નોકરને કાંઈ સમજાવી પાછો મોકલ્યો. લાલાજીને માટે ગુલાબસિંહની પાસેજ થાળ ગોઠવ્યો અને આસન મંડાવ્યું. લાલાજી આવીને સર્વને રામરામ કરી બેઠા કે તુરતજ અમીરે કહ્યું “ભાઇ, તમે આવ્યા તેથી મને બહુ સંતોષ થયો. મારા ઉપર ઉપકાર થયો. મને આશા છે કે તમારે જે કામે છે તે ખુશીના સમાચારનુંજ હશે, નહિ તો હું માગી લઉં છું કે હાલ કાંઇ બોલશો નાં.” લાલાજી આવેશમાં ને આવેશમાં બોલવા જતો હતો પણ ગુલાબસિંહે એને અટકાવ્યો અને વાત ઉડાવી લાલાજીને કહ્યું “ફીકર નહિ, હાલ તુરત જે થાય તે જોયાં કરો, કામની વાત કામે છે.”

લાલાજી વાત સમજ્યો, અને તેથી આડી અવળી વાતો ચાલવા માંડી તે વખત ધીમેથી ગુલાબસિંહને પૂછવા લાગ્યો "ત્યારે તમે જાણોછો કે જેને તમે બચાવવાની શક્તિ ધરાવવાનું અભિમાન રાખતા હતા તે રમા——"

"અત્યારે અહીંઆં છે, હા અહીંઆં છે. હું એથી વિશેષ પણ જાણું છું કે આપણા યજમાનના જમણા હાથપર અત્યારે યમદૂત આવી બેઠોછે. પણ એનું અને એ અબલાનું ભાગ્ય આ ક્ષણથીજ કેવલ જુદું પડી ગયેલું છે; અને જે આરસીમાંથી મને તે ભાગ્યનું દર્શન થાયછે તે આરસી રુધિરમાં નહાઈ ગયેલી છે. શાન્ત થા, ને પાપનો ઘડો કેમ ફુટેછે તે જોયાં કર." આ વાત થઇ રહ્યા પછી ગુલાબસિંહે ઉચ્ચ સ્વરે કહ્યું "મિત્રો, મારા મિત્રે મને જે ખબર આપીછે તેપ્રમાણે મારે દીલ્હીથી કાલેજ જવું પડશે, માટે આજે જેટલી થાય તેટલી મઝા કરી લેવી."

અમીરે અધીરા થઈ પૂછ્યું "એવું તે શું છે."

"મને સંપૂર્ણ પ્રીતિથી ચહાનાર એક પરમ મિત્રનું પાસે આવતું મરણ. પણ એ વાત જવા દો; શોક કરવાથી કાંઈ વળવાનું નથી. રકાબીમાં મૂકેલાં ફૂલમાંથી કરમાઈ જતાં ફૂલોને કાઢી નાખી તે બદલ તાજાં ગોઠવીએ છીએ તેવુંજ આ સંસારના સ્નેહનું છે."

"એ તો ખરૂં તત્ત્વજ્ઞાન!" અમીરે કહ્યું "મારો પણ એજ નિશ્ચય છે. ગતં ન શોચામિ એ મારો પણ સિદ્ધાન્ત છે. આ જીવિતમાં શોક કરવા જેવું કાંઇ નથી—હા, એક છે જ્યારે કોઈ અપ્રતિમ કાન્તિ ઉપર આપણું દીલ લાગ્યું હોય ને તે આપણા હાથથી જાય! એવે પ્રસંગે આપણે બધું જ્ઞાન ભેગું કરી ધીરજ રાખવી જોઇએ, ને ગાંડા થઇ ન જવું જોઇએ. કેમ ગુલાબસિંહ! તમે શું ધારો છો? તમે તો કદાપિ એમ ન કરો. આવો, એક પ્યાલો લો, ચાલો 'જયવાન્ આશકને આનંદની પ્રાપ્તિ સાથેજ પરાજિત પ્રતિપક્ષીના મોહનો ભંગ થાઓ.'

"લાવો, હું એજ પ્રતિજ્ઞાપૂર્વક" ગુલાબસિંહે, પેલો વિષમય દારૂ પ્યાલામાં રેડાતો હતો તે વખતે અમીર ઉપર દૃષ્ટિ બાંધી કહ્યું "આ દારૂથી પણ તમને વચનસિદ્ધિ ઇચ્છું છું."

ગુલાબસિંહે પ્યાલો મોઢે માંડ્યો. એની દૃષ્ટિ પોતાના ઉપર લાગેલી જોઇને યજમાન ગભરાવા લાગ્યો, પણ ગુલાબસિંહે તો પ્યાલો ચોખો કરી જમીન ઉપર મૂકતા સુધી એક નિમિષવાર-પણ પોતાની દૃષ્ટિના તાપથી અમીરને મુક્ત કર્યો નહિ. "તમારો દારૂ બહુ જુનો જણાયછે; પણ એમાં જોસ રહ્યો નથી. બીજાને તો એ બહુ ચઢી જાય, પણ મને કાંઈ થનાર

નથી: કેમ ભાઇ" ખવાસ તરફ દૃષ્ટિ કરી બોલ્યો "તમને દ્રાક્ષની સારી પરખ છે, તમે જરા જોશો."

ખવાસે કૃત્રિમ ગંભીરતાથી જવાબ આપ્યો "નાજી મને દારૂની ટેવજ નથી. આપના મિત્ર લાલાજીને વખતે અનુભવ હશે."

"મારા મિત્રને પણ આ દારૂનો સ્વાદ ચખાડવાની ઇચ્છા છે?" ગુલાબસિંહે અમીર તરફ જોઈ કહ્યું "પણ સમજવું જોઇએ કે બધાને મારી પેઠે નહિજ ચઢે એમ ન'હોય."

અમીરે ઉતાવળથી ઉત્તર વાળ્યું "ના, ના, આપની ઇચ્છા ન હોય તો, મારે લેશ પણ મરજી. આપના મિત્રને આગ્રહ કરવાની નથી."

"ત્યારે એ દારૂ, ને આ વાત એ બન્ને હવે બદલી નાખો" ગુલાબસિંહે કહ્યું. (અપૂર્ણ.)

---

# જ્ઞાતિબંધન નીતિને પુષ્ટિ આપનારૂં છે ?

---

ज्ञातिश्चेदनलेनकिम् જ્ઞાતિ હોય તો અનલનું શું કામ છે ? આમ પ્રખ્યાત શ્રીમર્તૃહરિએ કહ્યું છે, છતાં હાલમાં ઇંગ્લંડના 'ફોર્ટનાઇટલી રિવ્યુ' માં એવા આશયનું લખાયું છે કે જ્ઞાતિબંધન નીતિને પુષ્ટિ આપનારૂં હોવાથી લાભકારી છે. આવી બાબતમાં જેમ પ્રાચીન તથા અર્વાચીન એ મત ભિન્ન પડ્યા, તેમ અનેક વિદ્વાનોનાં મત ભિન્ન થવાનો સંભવ છે. ત્યારે એ વિષયનો નિર્ણય થઈ શકે કે નહિ ?

જાતિ શું ? જ્ઞાતિ, નાત, જાત, ક્યાંથી ઉત્પન્ન થઇ ? મૂલ આર્યાવર્તમાં તો વર્ણ અને આશ્રમ હતાં, જ્ઞાતિ હતી નહિ વર્ણ અને આશ્રમ એ એવી વ્યવસ્થા છે કે જે પ્રતિદેશમાં હોવીજ જોઈએ, ને જે મનુષ્યસ્વભાવથીજ સહજરીતે થઈ શકે છે. એટલુંજ નહિ પણ તેમાં એક વર્ણથી બીજા વર્ણમાં જવા આવવા જેટલી પણ છુટ રહેછે. વર્ણનો વિવેક અનાદિ છે, પણ તેમાં જ્યારે અન્યવર્ણના એટલે અન્યદેશીય અનાર્ય લોકોનો સમાગમ થવાથી આર્યત્વ મલિનતા પામવા લાગ્યું. ત્યારે સંકરવર્ણ અથવા જાતિ, નાતો થવા લાગી. આવો વિચાર સ્મૃતિકારોએ જણાવેલોછે, ને મનુએ તેવી અનેક સંકરજાતિઓ તેમનાં જૂદાં જૂદાં કર્તવ્યસહિત ગણાવી પણ છે.

જ્યારે જાતિ પેદા થવાનું કારણ સંકર એજ ઠર્યું ત્યારે એકથી બીજી જાતિમાં જવાય નહિ એવો પ્રતિબંધ ઉત્પન્ન થયેલો હશે. આમ થયા પછી

કોઈ જાતિની સંખ્યા વધે આગળ કોઈની ઘટે એમ થાય એતો સ્વાભાવિકછે, ને તેમાં પણ જે જાતિઓ અમુક સ્થળેજ નિયત થઈ ગઈ, ને એમ જેમની સંખ્યા ઘણીજ ઘટી, તેમનામાં અન્યોન્યની આગળ ચઢવાનું વધારે થવા લાગેજ, આમ થતાં સ્વાભાવિક રીતે ઈર્ષ્યા પેદા થાયછે, ને તેમાંથી ક્લેશાદિ ઉદ્ભવેછે. આવા અનેક ક્લેશથી પરિતાપિત થઈનેજ શ્રીમાન્ ભર્તૃહરિએ લખ્યુંછે કે જો જ્ઞાતિના લોક આપણી દેખરેખ રાખનારા હોય તો અનલ એટલે પ્રજાળનાર જે અગ્નિ તેની શી જરૂરછે? અર્થાત્ જ્ઞાતિની ઈર્ષ્યાનો અગ્નિજ પ્રજ્વાલન કરનાર, અને પગલે પગલે દાહ કરનાર છે.

પણ અગ્નિ એજ પવિત્ર કરનારી વસ્તુ છે. ઈર્ષ્યારૂપી અગ્નિથી પણ માણસને થોડો લાભ થતો નથી. જ્ઞાતિ હોય તો અગ્નિથી પાવન કરવાનો જે શાસ્ત્ર સંપ્રદાયછે તેની જરૂર નથી એમ કોઈ કલ્પના કરે તો તેપણ છેક તુચ્છ ગણાય નહિ. ગોરજ નાત તો ગંગા છે એવું વચન લોકમાં પ્રચલિતછે. પણ એમાં કાંઈક અધિક તાત્પર્ય છે. જ્ઞાતિનું બંધન અનેક રીતે દુઃખકર નીવડ્યું છે એ વાતને જરાપણ જુઠી જણાવિના આપણે એમ તો સ્પષ્ટ કહી શકીએજ કે મૂળ એ બંધન કરવામાં ઘણાઓમાંનો એક ઉત્તમ હેતુ એજ હશે કે જેમ મંડળ નાનું હોય તેમ કોઈ અમુક પ્રકારના સુધારા તથા સુનિયમ સહજમાં કરી નિભાવી શકાય. તથા અન્યોન્યમાં બંધુભાવ વૃદ્ધિ પામી કોઈ કેવલ અસહાય થઈ ન પડે.

જે દેશમાં જ્ઞાતિબંધન નથી ત્યાં સ્વતંત્રતા ઘણી હોયછે ને તેથી લાભ અનેક થાયછે એ ખરું. પણ તે દેશમાં માત્ર લોકાચાર સિવાય બીજું કશું અનાચાર ઉપર દબાણ હોતું નથી. આપણે આ સ્થળે દબાણમાત્રનોજ વિચાર કરીએ છીએ, બાકી સ્વતઃ અંતઃકરણથીજ જે પૂજ્ય મહાત્માઓ સદાચાર પાળેછે તેમને તો જ્ઞાતિની એ જરૂર નથી ને કશાની જરૂર નથી. ત્યારે જ્ઞાતિબંધનથી અનાચાર ઉપર એક જાતનું દબાણ રહેછે એમ માનવાને કાંઈ બાધ ન ગણાય તો હરકત નથી, કેમકે ગુપ્ત અનાચાર ચાલે એમ ધારીએ તોપણ તે અનાચારને ગુપ્ત રાખવામાં કે તે કરાવવામાં જ્ઞાતિબંધન એ કાંઈ અવિરોધ કારણ નથી.

વળી જે દેશમાં જ્ઞાતિ જેવો રીવાજ નથી ત્યાં અસહાયતાની સ્થિતિ બહુ વિષમ હોયછે. જે માણસ કેવલ હામ પગે થઈ જાયછે તે અસહાય થઈ ગયો તે કુમાર્ગે જાયછે કે આત્મહત્યા કરેછે. આમ કરતાં તેને અટકાવનાર કોઈ હોતું નથી; તે પણ બે રીતે: તેના અંતઃકરણને કોઈ પણ રીતે સહાય આપવાનો સંભવ બનાવીને, તેમ દુરાચરણથી પાછા હઠવામાં તેને

નિસ્પૃહા, વિવેક બુદ્ધિ, નિર્લોભ, સમતા, દઢતા, વગેરે સર્વ મહાન્ ગુણો હોવાજ જોઇએ. એમાંનો કોઇપણ એકાદ ગુણ ન હોય અથવા પ્રમાણમાં ઓછો હોય તો તે માણસ પ્રમાણિક હોઈ શકે નહિ પ્રમાણિક માણસને એવા દરેક ગુણની આવશ્યકતા છેજ.

પ્રમાણિકપણુ સર્વદા પકડી રહી બીજાને દુઃખ કરવું એ પણ વિચારવા જેવી વાત છે, છતાં અપ્રમાણિક થવાની ભલામણ કરી શકાતી નથી. શેખ સાદી જેવા મહાન્ કવિનું પણ કહેવું એજ છે કે જે સત્ય બોલવાથી દુનિઆની સમાધાની તૂટી દ્વેષ ઉત્પન્ન થતો હોય તેવું સત્ય ન કહેવું. એવું સત્ય બોલવા ન બોલવાનો અખ્તીઆર આપણા હાથમાં છે. એવે સમયે જે સત્ય હોય તે ન બોલતાં મુંગા રહીએ તો તેમાં જૂઠું બોલ્યા એમ કહેવાશે નહીં. વળી બીજી રીતે જોતાં પણ એમ માલમ પડેછે કે એવે સમયે એકલા સત્ય પક્ષે બોલવા કરતાં બીજા મહાન્ ગુણો મળીને થએલા પ્રમાણિક પક્ષે બોલવાથી હમેશાં સારો પરિણામ આવેછે. વળી જે સત્ય બોલવાથી ઇશ્વરનો હેતુ જે સમાધાની રાખી સલાહ સંપથી રહેવું તે જેથી તૂટે છે તે સત્ય શાનું? માટે તેવે પ્રસંગે યોગ્યરીતે વર્તી, સમાધાની જાળવવી એજ ખરું પ્રમાણિકપણુ છે

આ ઉપરથી એમ સાબિત થાયછે કે જે માણસમાં એકલું સત્યજ રહેલું હોય ને બીજા ગુણ ન હોય તે પ્રમાણિક કહેવાશે નહિ. કેટલાક દુરાચરણી માણસ પણ સાચા બોલા હોયછે. એ ઉપરથી તે પ્રમાણિક છે એમ કંઈ કહેવાશે નહિ. તેજ પ્રમાણે બીજા ગુણોવિષે પણ તપાસીએ તો માલમ પડશે કે સદરહુ બતાવેલા ગુણોમાંથી હરકોઈએક ગુણથી પરિપૂર્ણ માણસ હશે તો તે એકલાથી કરીને તે પ્રમાણિક થઈ શકશે નહિ. જો કોઈ માણસ અતિશય દયાળુ હશે તો કોઇ માણસને ગુનાના પ્રમાણમાં શિક્ષા કરી શકાશે નહિ ને તેથી કરી જલાલુદ્દીન ખીલજીના જેવી અવસ્થા થશે. નીતિવાન્ હશે તો પોતાની ચાલચલણ સારી રાખશે પણ સગાવહાલાને, ઓળખીતાને કે માયાવાળા માણસને તેનો હક નહીં છતાં પણ મોટો ફાયદો કરશે તો એથી પણ પ્રમાણિકપણાનો રસ્તો તજયોજ કહેવાય. એવીજ રીતે બીજા દરેક ગુણને અકેકથી નોખો લેતાં પરિણામ ઉપર મુજબજ આવવાનું વળી એવા બધે ગુણો સાથે હોવાથી પણ પ્રમાણિકપણાની ખોટ પૂરી પડશે નહિ. તે ઉપરથી ટુંકામાં એમજ સિદ્ધ થાયછે કે પ્રમાણિકપણાને અંગેજ સર્વ મહાન્ ગુણો રહેલા છે. મતલબ કે પ્રમાણિક થવાને એવા સર્વ મહાન્ ગુણો સાધ્ય કરવા જોઈએ.

પ્રમાણિક માણસ પ્રમાણિકપણું જાળવવાને પોતાની જાતને ગમે એટલું નુકશાન થતું હશે તોપણ તે સહન કરશે. એથી કરીને ફાયદા તે પોતાના કરવા ધારે એ થતો હશે ને તેમાં જો તેનો હક વાગતો હશે તો તેને આપશે. આને માટે તાજો ઐતિહાસિક દાખલો યુનૈટેડસ્ટેટ્સને સ્વતંત્ર કરનાર મહાન પ્રમાણિક વાશિંગ્ટનનો છે. તે આખરથી તે અંત સુધી કેવો પ્રમાણિકપણે વર્ત્યો છે. તેના પ્રમાણિકપણાને લીધે તેનું નામ આ દુનિયામાં જમાનાના જમાના સુધી રહેશે. બીજો દાખલો મહાન હરિશ્ચંદ્ર રાજાનો છે. હરિશ્ચંદ્રની ઝીંદગીમાં જે જે મોટા ફેરફાર થએલા છે, તે તેના પ્રમાણિકપણાને લીધેજ છે. તેણે સત્ય જાળવવા કરેલા પ્રમાણિકપણું જવાથી જમીનથી મહા મ[illegible] વેઠ્યા છે ને તેજ પ્રમાણિકપણાને લીધે તેનું નામ હાલ પણ અમર ગાજે છે.

કોઈ માણસ માઠું ખોટું કામ કરે અને તમે તેને પૂછો ત્યારે તે કબુલ કરે તે ઉપરથી તે પ્રમાણિક નહિ કહેવાય. કેમકે પ્રમાણિક માણસ ઝેર ખાય પણ ખોટું કામ નહિજ કરે. જ્યારે વિવેક બુદ્ધિ ભુલવાથી તેનાથી ખોટું થવાનો સંભવ છે પણ જ્યારે ખબર માલમ પડશે ત્યારે થએલા કામને માટે ખરા દીલથી પશ્ચાતાપ કરશે ને ઈશ્વરની ક્ષમા માગશે, ને ફરીથી એવી જાતનું કામ કરવાનું એને આવશે તો ન્યાયબુદ્ધિથી આગમચનો સંપૂર્ણ વિચાર કરી બીજા પ્રમાણિક માણસોની સલાહ લઈ બીજાના વાજબી હકોનું અવલોકન ને તોલન કરી તે હકોનો લાભ તેઓને લેવા દેશે. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે બીજા જે જે સદ્ગુણો છે તેમનો વ્યવહાર ચલાવવા માટે બાહ્ય કે અંતર અવયવો જે રીતે લાયક કરેલા છે તેજ પ્રમાણે કેળવવાથીજ તે તે સદ્ગુણો માણસ આચરી શકે છે. જેમ કે દયાળુ માણસ હોય તો દયાવૃત્તિ કેળવાએલી હોય, સત્યવાદી હોયતો સત્ય ગ્રહણ કરનારી શક્તિ કેળવાએલી હોય, પરોપકારી હોયતો પરોપકારવૃત્તિ કેળવાએલી હોય, વિગેરે પણ પ્રમાણિક માણસના તો મન વાણી ને કર્મ ત્રણે કેળવાએલાં હોય છે. કેમકે પ્રમાણિકપણું સાચવવામાં એ ત્રણેનો ઉપયોગ કરવો પડે છે. એ ત્રણમાંથી એક પણ ખામી હોય તો તે માણસ પ્રમાણિક હોઈ શકે નહિ. જેઓ બીજા માણસો ઉપર હુકમ ચલાવનારા છે જેવા કે માબાપ, મહેતાજી, ધર્મગુરૂઓ, ઉપરી અમલદારો, રાજાઓ, તેઓ તો આ ઉપરથી અવશ્ય શીખામણ લેશે કે આપણા ઉપર ઘણા માણસોની ઝીંદગી આધાર રાખે છે માટે તે લોકો પરિપૂર્ણ પ્રમાણિક હોવા જોઈએ. (અ. રૂ. પં.)

# ગ્રંથાવલોકન.

બૃહત્કાવ્ય દોહન ભાગ*—૨—૩. રા. રા. ઈચ્છારામે જે સ્તુત્ય પ્રયત્ન આદર્યોછે તેને સર્વથા ધન્યવાદ ઘટેછે, અને એ ભાઈએ જે શ્રમ અને વ્યય કરી આપણી ભાષાના ઉત્તમ ગ્રંથોને અજવાળામાં આણ્યાછે તેને પ્રત્યેક જાતના ઉત્તેજનની જરૂરછે. પ્રથમ આવા સંગ્રહ થવાનીજ ઘણી અપેક્ષા છે, જોકે તે બરાબર વિશુદ્ધ અને સટીક થાય તો બહુ ઇચ્છવા યોગ્યછે. આ સંગ્રહોમાં વિશુદ્ધિ અને ટીકા સંબંધે ઘણી સૂચનાઓ કરવા જેવીછે, પણ તે વાત હાલ બાજુપર રાખતાં ભાઈ-ઈચ્છારામના આ સંગ્રહજ જેવાછે તેવા પણ વખાણવા યોગ્યછે, કોઈ વિદ્વાન્ હવે એટલું કામ હાથે લે કે પ્રત્યેકકવિનાં બધાં કાવ્ય જુદાં કાઢે ને તેની બેચાર પ્રતિ મેળવી બધા પાઠ સરખાવી એક વિશુદ્ધતા નક્કીકરે તથા ઉપર સારી પેઠે વિવેચન, અર્થાદિપરત્વે, યોજે, તો ભાષા ને ખુબી વાચકોને સહજમાં સમજતાં અડચણ ન પડે, તથા ઉત્તમ વાચનનો શોખ પણ જલદીથી ફેલાવો પામે.

બાળશિક્ષણ અને ભાઈ બેહેનનું હેત:†—આ કાલમાં કેળવણીમાં નીતિનું શિક્ષણ આપવા માટે સરકાર તેમજ કેટલાક લોકો તૈયાર થઈ જાય છે પણ વિચારવાનું આવશ્યક છે કે નીતિની કેળવણી કાંઇ ભણાવી ભણાતી નથી. એના ઉપદેશ તો વાર્તાદ્વારા, કથાદ્વારા, સામાન્ય શિક્ષણ પદ્ધતિદ્વારા અને સર્વથી શ્રેષ્ઠ તાદૃશ દૃષ્ટાન્તદ્વારા આપી શકાય. આવો સિદ્ધાન્ત હોવાથી નીતિનો ઉપદેશ અમુક વાતોનાં દૃષ્ટાન્તથી પણ સમજાવવાનો પ્રયત્ન ઘણે અંશે સ્તુતિપાત્ર અને ઉપયુક્ત ગણાય. આ પુસ્તકનો હેતુ તેજછે, અને તેથી તેને અમે સર્વ રીતે પસંદ કરીએ છીએ. ભાષા તથા વિચાર પણ એકંદર સારાં છે.

જીવનપ્રભાત‡ બાબુ રમેશચંદ્રદત્ત પ્રણીત આ ઐતિહાસિક કથાનું ભાષાન્તર કરીને રા. નારાયણ હેમચન્દ્રે ગુજરાતી ભાષાના વાર્તાસંગ્રહમાં ઘણો અમૂલ્ય ઉમેરો કર્યો. એ કથાનો ઈતિહાસ શિવાજી સંબંધમાં

---

* સંગ્રહ કરી પ્રકટકરનાર રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ, કીંમત ૨—૩ પ્રત્યેક ભાગની.

† રચનાર વૈદ્ય ગદાધર પુરૂષોત્તમ મુંબાઇ મૂલ્ય રૂ. ૦—૧—૦

‡ ભાષાન્તર કર્તા શ્રી નારાયણ હેમચંદ્ર.

છે. અને તેનાં પરાક્રમ, સાથેના તેના ભક્તોની તેના ઉપરની દૃઢપ્રીતિ, તથા એક તરુણબાળાનું તેના એક ભક્ત સાથે સંપત્તિ વિપત્તિ સર્વે સમયે એકરૂપ રહેલું પ્રેમદર્શન, એ બધાં ચિત્તને આકર્ષે તેવાં છે. કથાને વાંચતાં દેશપ્રીતિ, પ્રામાણિકતા, ઈત્યાદિ અનેક ભાવનો ઉદય થવા ઉપરાંત શુદ્ધ પ્રેમનો વિજય જોઈ અંતરને અપૂર્વ આનંદ થાય છે. ભાષાન્તરની ભાષા પણ સારી છે, અને ગ્રંથ સર્વેને વાંચવાની ભલામણ કરવા યોગ્યછે.

મુદ્રારાક્ષસ[1]:—પ્રખ્યાત કવિ વિશાખદત્તનું રચેલું આ નાટક બહુ રીતે વિલક્ષણ છે. એ નાટકનું વસ્તુ એવું ઐતિહાસિક છે કે તે નન્દવંશનો ઉચ્છેદ થઇ મોર્યવંશની સ્થાપના થવાનું ચિત્ર છે. બીજાં પ્રખ્યાત નાટકોની પેઠે એમાં શૃંગારાદિ સંવિધાનપોષક રસ નથી, એટલે એક રીતે બીજાં નાટકની પંક્તિમાં એને મૂકાય એવું નથી. છતાં સંવિધાનચાતુર્યે અને પાત્રનિરૂપણ માટે એ નાટક કોઇ રીતે ઉતરે તેવું નથી, કવચિત્ નમુનાદાયક પણ પડે તેમ છે. એનું વસ્તુ પ્રખ્યાત ગુણાઢ્યની બૃહત્કથામાંથી લીધેલુંછે.

આ નાટકનું ભાષાન્તર આગળ ભાવનગરમાં કોઈએ કરેલુંછે, પણ તેના કરતાં રા. કેશવલાલનું ભાષાન્તર અમને સર્વથા ઉત્તમ લાગે છે. રા. કેશવલાલ આ કામમાટે ઘણા કારણથી યોગ્યછે. પોતે સારા સંસ્કૃતજ્ઞ હોવા ઉપરાંત, રસજ્ઞ છે, તેમ પ્રાકૃત અને સ્વભાષાના જ્ઞાનમાં સપ્રમાણ રીતે નિપુણ છે. એમની કૃતિ પણ એમની યોગ્યતાને અનુરૂપ થઈ છે. એમણે ભાષાન્તરને જેમ બને તેમ સરલ કરવામાટે બહુ કાળજી રાખીછે, ને એજ હેતુથી મૂલના છંદોને પણ ગુજરાતી રૂઢિ ઉપર આણવા પ્રયાસ કર્યોછે. આટલુંજ નથી પણ સંસ્કૃત પાઠને બે ચાર પ્રતોથી વિશુદ્ધ કરી જે સંદિગ્ધ સ્થલો છે તે તે સ્થલે ઔચિત્યપુરઃસર સમાધાન યોજાય તેવા પાઠ નિર્ધાર્યા છે. આટલે અંશે પંડિત તેલંગના અંગરેજી ટીકાવાળા પુસ્તક કરતાં પણ આ પુસ્તક વધારે ઉપયોગી છે, મૂલ નાટકમાં જે બે ચાર બહુ સંદિગ્ધ સ્થલ છે તેના અર્થપરત્વે યદ્યપિ મતભેદ રહે તથાપિ રા. કેશવલાલની સંગતિ સપ્રમાણ અને સુશ્લિષ્ટ છે. કવિચરિત તથા સ્પષ્ટાર્થ માટે કરેલી ટીકા વગેરેથી ગ્રંથને ભાષાન્તરકર્તાએ બહુ સારો શોભાવ્યો છે. કોઈ પ્રસંગે બનશે તો પુનરાવલોકન વખતે આ ગ્રંથ ઉપર વિસ્તારથી વિચાર કરીશું.

---

૧ ભાષાન્તર કર્તા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. બી. એ. અમદાવાદ.

**વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યોને પ્રશ્નની અરજી***:—આ અરજીની એક પ્રત અમારા તરફ મોકલતાં મંડલીએ એમ માગણી કરી છે કે તે વિષેનો અમારો અભિપ્રાય અમારે સ્પષ્ટ જણાવવો. જે પ્રશ્નો પૂછેલા છે તેના ઉત્તર આપવાનું કામ અમારું નથી કેમકે અમે વૈષ્ણવસંપ્રદાય કે કોઇ સંપ્રદાયના અભિમાની નથી. જે સત્ય હોય તેજ ગમે ત્યાંથી પણ લેવું એ ઉત્તમોત્તમ માર્ગ છે. પણ તેને અમુક આકારવાળું કરી તેનાપર છાપ મારવા માટે તેનો ઘાટ ઘડવાની જરૂર નથી. તત્ત્વશોધક મંડલીએ જે કામ કર્યું છે તે ખરું સ્તુતિ પાત્ર છે એમ કોણ નહિ કહે? આપણા દેશની ખરાબી થવામાં મુખ્ય કારણ ધર્મશૂન્યતા છે ને તે ધર્મ ભ્રષ્ટતાની જવાબદારીનો મોટો ભાગ આચાર્યોને માથે છે. વલ્લભસંપ્રદાય માટે પ્રશ્ન કરવા કરતાં લગભગ સંપ્રદાય માટે શંકાઓ કરવાનો આ સમય છે, છતાં પુષ્ટિમાર્ગમાં એવી ગરબડ છે, ને તે ધારવાપ્રમાણે પાછળના આચાર્યોએ વધારી દીધેલ હશે, કે તેના ઉપરથી એક વખત સ્થિરતાથી વિચાર કરનારની શ્રદ્ધા ઉડી જાય. એ મતનો સિદ્ધાન્ત અદ્વૈત જેવો અથવા અદ્વૈતજ છે, છતાં તેમાં જે સેવા, ભાવ, ઇત્યાદિનો વિસ્તાર છે. તથા છેવટ મોક્ષનો પણ પ્રકાર છે તે તો અદ્વૈતથી ઉલટોજ છે. આવો મૂળમાંથીજ વિરોધ છે, તો પછી તેનાં પત્રશાખા પુષ્પાદિમાં એથી અધિક વિરોધ હોય તેમાં આશ્ચર્ય નથી. સર્વ ધર્માભિલાષુકોને ઇચ્છવા જેવું છે કે આચાર્યો આ મંડલીના પ્રશ્નોમાંના—જે મુખ્ય પ્રશ્નો છે તેનો—ખુલાસો કરશે, ને તે ખુલાસોજ કરશે એમ નહિ, પણ ખરું સમાધાન કરશે.

આ સિવાય તારા વિજળી કષ્ટ નિવારણ નાટક, વિમાન, દશકુમાર ચરિત (રા૰ ઇચ્છારામે પ્રકટ કરેલું) ભારત વર્ષનું ત્રિકાલિક દર્શન (રા. મનમોહનદાસ દયાળદાસે કરેલું કર્નલ આલ્કોટના એ વિષયના એક ભાષણનું ભાષાન્તર) પૌરાણિક આખ્યાયિકા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનો ઉપદેશ, શિલાવતી માળા, એટલા ગ્રંથો ઉપકાર સાથે માન્ય રાખી તેમના કર્તાને ઉત્તરોત્તર અધિક પ્રયત્નના આશિર્વાદ દઇએછીએ.

દયારામ કૃત કાવ્ય સંગ્રહ, કાવ્ય પ્રભાકર, હિન્દ અને બ્રિટેનિયા, નીતિ વ્યાવહારિક ધર્મો, બાહ્ય વસ્તુની સાથે માનવ પ્રકૃતિના સંબંધ, નંદવર્ધન, બુદ્ધ દેવ ચરિત, જટિલ પ્રાણપદ બંધ, કુસુમાવલિ એટલા ગ્રંથો ઉપર યથાવકાશ વિવેચન આપવું બાકી છે.

---

* જુનાગઢ તત્ત્વશોધક સભા તરફથી.

# વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ છુટથી કરવું—એવી અમારી આસક્તીજ પ્રાર્થના છે; પણ તે કોઇ પણ માસની તા० ૧૦ મી પહેલાં આવશે તોજ તે પછીના માસમાં દાખલ થઇ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી—નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "મળેલું" એમ લખ્યાવિનાના જેટલા વિષયો આ પત્રમાં આવ્યા છે કે આવેછે તેનો કોપીરાઇટ તંત્રીનો છે, માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી.

---

લવાજમ પોસ્ટની ટીકીટોથી વાળવામાં આવે તો તે ટીકીટો માત્ર ૦॥ આનાવાળીજ હોવી જોઈએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ લાગતા મુકવું નહિ. વળી પહોંચ મંગાવનારે ૦॥ આનો વધારે વાળવો.

---

જાહેરખબરનો ભાવ—એક વખત આખા પાનાના રૂ ૩). ૦। પાનાના રૂ ૨). ૦। પાનું અથવા બે ઇંચ જગાનો રૂ ૧॥. દરેક લીટીના રૂ ૦)॥ લાંબી મુદતમાટે ઉધડ ભાવ ઠરાવવામાં આવશે. તા.૨૦ મી પહેલાં જે જાહેરખબર નહિ મળે તે તે પછીના માસમાં જગા હશે તોજ આપી શકાશે—નહિ તો તે પછીનામાં આવશે.

મુંબઈ—પુસ્તક પ્રસારક મંડળી. કાળબાદેવી. } રામદાસ કાશીદાસ મોદી. વ્યવસ્થાપક.

# श्रीमद्भगवद्गीता

(અંક ૧ પાને ૬૪ થી)

॥ अर्जुन उवाच ॥

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥
चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

॥ श्रीभगवानुवाच ॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

પ્રિય વાંચનાર,

આ પત્રનું પમું વર્ષ ગયા માસથી શીરૂ થયુ છે અમે ધારીએ છીએ તેમ—જો ગ્રાહક રહી આ શુભ કામમાં દોરી છો તેની મદદ કરવા રાજી હો તો તેનું લવાજમ જે માત્ર રૂ ૧-૩-૦ (ટપાલ ખર્ચ સુદ્ધા) છે તે કૃપા કરી વેળાસર મોકલવા ગોઠવણ કરશો,

વર્ષની શીરૂઆતથીજ જેઓ ગ્રાહક થયા છે અને ભરવા લવાજમની મુદત જેમની પૂરી થઇ છે તેમને સદ્‌ગૃહ વિજ્ઞપ્તિ છે તેમ વર્ષની વચગાળે થએલા ગ્રાહકોએ પોતપોતાની મુદત પૂરી થએ લવાજમ સવેળા વાળી દેવા અવશ્ય કૃપા કરવી

નં ૧૭ પ૮ કાળકાદેવી,
મુંબઇ

રામદાસ કાશીદાસ મોદી,
સેક્રેટરી પુસ્તકપ્રસારક મંડળી
"વ્યવસ્થાપક" પ્રિયવદા.

---

નિગ્રહ અર્થાત્ અર્જુનોક્ત પ્રમાથિ, બલવત્, અને દૃઢ છે. તેમ ચલ એટલે ચંચળ છે એમાં શંકા નથી. તેનાથી યોગ સિદ્ધ થવાનો નથી. યદ્યપિ આમ છે તથાપિ જો અભ્યાસ અને વૈરાગ્યનો આદર કરે તો એનો નિ-મનો પણ જય કરી, યોગ સાધી શકાય. અભ્યાસ તથા વૈરાગ્ય વચ્ચે "અને" એવો અવ્યય છે તેનાથી કરીને એ ઉભયસાધનનો સમુચ્ચય ઇષ્ટ છે એમ સમજવું. એ બે સાધન એકત્ર આદરવાથી હે કૌન્તેય-કુન્તીના પુત્ર, મારા સબંધી ને તેથી આ યોગ માર્ગે સુખથી પરમાનંદે પહોંચાડવા યોગ્ય-ચિત્ત પકડાય છે, અર્થાત્ સ્થિર થઇ, વૃત્તિ શૂન્ય બને છે. આ શ્લોકમાં પૂર્વાર્ધથી એમ સૂચવ્યું છે કે હઠથી કરીને નિગ્રહ સંભવતો નથી, તથા ઉત્તરાર્ધથી એમ સૂચવ્યું છે કે ક્રમથી એટલે રાજયોગની રીતિથી સંભવે છે. હઠનિગ્રહ તે એવો કે ઇન્દ્રિયોને દમવાથી મનપણ દમાશે તથા સ્થિર થશે એમ જાણી બાહ્ય સાધનોમાં પ્રવૃત્ત થવું તથા ઇન્દ્રિયનિરોધ આદરવો. આવો પ્રયત્ન સર્વથા નિષ્ફળ છે, કેમકે એ સાથી ઇષ્ટસિદ્ધિ થતી નથી. પણ જો મનોનિગ્રહ સાધ્યો હોય તો પછી આવા કોઇ પ્રયાસની જરૂર રહે નહિ ને ક્રમેક્રમે મનોનિગ્રહ સિદ્ધ થઇ સમાધિ લાભ થાય, શ્રીવસિષ્ઠે ક્રમનિગ્રહ આ પ્રમાણે બોધ્યો છે उपविश्योपविश्यैव चित्तज्ञेन मुहुर्मुहुः । नशक्यतेमनो जेतुंविनायुक्तिमनिन्दिताम् ॥ अङ्कुशेनविनामत्तोयथादुष्टमतङ्गजः । अध्यात्मविद्याधिगमः साधुसङ्गमएवच ॥ वासनासंपरित्यागः प्राणस्पन्दनिरोधन । एतास्तायुक्तयः पुष्टाः सन्ति चित्त जये किल ॥ सतीष्वेतासुयुक्तिषु हठान्नियमयन्तिये । चेतस्तेदीपमुत्सृज्य विनिघ्नन्तितमोऽञ्जनैः ॥ ચિત્તનો સ્વભાવ જાણનાર ગમે તેટલા પ્રયત્ન આદરે પણ વિશુદ્ધ યુક્તિના જ્ઞાનવિના અતિ દુષ્ટ અને મદોન્મત્ત હાથી જેવું ચિત્ત વશ થઇ શકે નહિ. એનો મુખ્ય ઉપાય તો અધ્યાત્મવિદ્યા વિના બીજો નથી. એનો અપરોક્ષાનુભવ થવાથી આત્માતિરિક્ત વસ્તુમાત્રનું મિથ્યાત્વ સિદ્ધ થતાં, ચિત્તને કંઇપણ આત્માતિરિક્ત વિષય રહે નહિ એટલે ચિત્ત અંતર્મુખી થઇ નિર્મૂલવત્ થાય. પણ જેમને એ વિદ્યાનો બોધ ન સમજાતો હોય કે ન સ્મરણમાં રહેતો હોય તેમણે સાધુ સમાગમ કરવો એ પણ એક ઉપાય છે. ચતુર્થાધ્યાયમાં કહ્યા છે તેવા તત્ત્વવેત્તાનો સમાગમ પણ અધ્યાત્મવિદ્યાના પરિશીલન ઉપરાંત રાખવો કે જેથી પુનઃ પુનઃ સંસ્કાર દૃઢ થઇ અપરોક્ષાનુભવ થવે. કદાપિ વિદ્યા ગ્રહણાદિથી આરંભીને થતી એમ કરવે અસમર્થ હોય તો તેણે વિદ્યાપરિશીલન

ઉપરાંત વાસના ક્ષયને માટે પ્રયત્ન કરવો. અને વાસનાપણ બહુ પ્રબલ તો પ્રાણસંરોધન અર્થાત્ પ્રાણાયામ ગુરૂમાર્ગે આચરવો કે જેથી ધીમે ધીમે વાસના માત્ર લય પામે. પ્રાણની ગતિ સાથેજ વાસનાનો સબંધ છે માટે તેને રોધવાથી વાસનાપણ ક્ષીણ થાયછે. આવો વિવેક કરતા અધ્યાત્મવિદ્યા ઉપરાંત એજ મુખ્ય ઉપાય સમજાયછે, પ્રાણાયામ માટે અભ્યાસ, અને વાસનાક્ષય માટે વૈરાગ્ય. આ ઉભયે ઉપાય શ્રી ભગવાને કહેલ, કહ્યા છે કે "અભ્યાસથી અને વૈરાગ્યથી" ચિત્ત પકડાયછે. અર્જુનને એથી આગળ કહેછે કે તત્ત્વાભ્યાસ કરતાં-પ્રારબ્ધભોગ બળવત્તર હોય તો પણ પ્રયત્નવાનથી સર્વે સિદ્ધ થઇ શકે છે. શ્રીવસિષ્ઠે કહ્યું છે કે- सर्वमेवेहहिसदासंसारेरघुनन्दनसम्यक्प्रयुक्तात्सर्वेणपौरुषात्समवाप्यते ॥ આમ છે એટલે જે અસંયતાત્મા અર્થાત્ યથાર્થ રીતે યત એટલે નિગૃહીત-નથી આત્મા અર્થાત્ અંતઃકરણ અથવા ચિત્ત જેનું તેનાથી યોગ કદાપિ પમાતો નથી, તેને યોગ દુષ્પ્રાપ એટલે અત્યંત દુઃખે પણ પ્રાપ્ત થવો અશક્ય જેવો છે પણ જેનું ચિત્ત વશ્ય એટલે નિગૃહીત છે તેનાથી તો ઉપાયો વડે કરીને યોગ સધી શકાયછે. ઉપાય તે એજ કે જે આગળ કહ્યા છે ને જે અત્રે પણ પુરુષપ્રયત્નરૂપ એજ કહી દીધાછે. વળી આ સ્થલે પુરુષપ્રયત્ન અને પ્રારબ્ધના વિરોધની તકરાર આવશે ને પુરુષ ને અવકાશ નથી એમ શંકા ઉઠશે. એ શંકા કેવલ અવાસ્તવ નથી એમ એકવાર કહી ગયા છીએ ને સમાધાન પણ કર્યુંછે તથાપિ દિગ્માત્ર સ્મરણ કરાવીએ છીએ કે પ્રારબ્ધ છે તે સંબંધે અદૃષ્ટ છે તેને દૃષ્ટ કરવા માટે દૃષ્ટની એટલે પુરુષપ્રયત્નની અપેક્ષા છે, માટે યદ્યપિ પ્રારબ્ધમાત્રજ સર્વનો સમાવેશ છે તથાપિ તે પ્રારબ્ધમાંથી કર્તૃત્વાભિમાન ટળી જાય એટલો પુરુષનો અવકાશ સ્પષ્ટ અને સતાર્થ છે. જ્ઞાનીને નિત્યપ્રદર્શન કરવા યોગ્ય શુદ્ધ તત્ત્વ તો એજ છે કે પુરુષ અને પ્રારબ્ધ બે જુદાં જ નથી, કેવલ અહંતા મમતાનો ત્યાગ એજ સ્મરણ સિદ્ધ છે.

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥

॥ श्रीभगवानुवाच. ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥
प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥ ४३ ॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ॥
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५
तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥
योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

અક્ષરાર્થઃ—અર્જુન પૂછે છે.—(૩૭) શ્રદ્ધાવાન અર્થાત જેનું મન યો-
ગથી ચલિત થયું હોય, તે યોગસિદ્ધિ ન પામતાં હે કૃષ્ણ કયી ગતિને પહોંચે
છે ? (૩૮) ઉભય વિભ્રષ્ટ થયો સતો છિન્નાભ્રની પેઠે નાશ નથી પામતો ?
(કેમકે) હે મહાબાહો ! તે અપ્રતિષ્ઠિત અને બ્રહ્મમાર્ગમાં વિમૂઢ છે. (૩૯)
હે કૃષ્ણ ! આટલો મારો સંશય અશેષ છેદનાર તમેજ છો. તમારા વિના આ
સંશયનો છેદનાર ઘટતો નથી. શ્રીભગવાન્ કહે છે—(૪૦) હે પાર્થ ! આ કે
અમુત્ર તેનો વિનાશ છેજ નહિ. કેમકે હે તાત ! કોઈ પણ કલ્યાણ કરનાર

સ્પષ્ટ જણાય છે કે કર્મ અને જ્ઞાન એ બે ભિન્ન વસ્તુ છે, અને કર્મ મૂકવાથી જ્ઞાનમાં જવાય છે. તથા જ્ઞાનથી મોક્ષ થાય છે. "ઉભયવિભ્રષ્ટ" એ સ્થલે સ્પષ્ટ જણાય છે કે જ્ઞાન કર્મ ભિન્નજ છે; નહિ તો ભ્રષ્ટ થવાનો સંભવજ ન આવે જ્ઞાનને ન પહોચે તો કર્મનું ફલ પામવામાં બાધ રહેજ નહિ. આ સ્થલનો વિવેક, જે મતવાળા કર્મ અને જ્ઞાન ઉભયની સરખી રીતેજ મોક્ષ માટે જરૂર બતાવી જ્ઞાનકર્મનો સમુચ્ચય સાધે છે તેમને નિરુત્તર કરવાને સંપૂર્ણ છે. આ વાત જિજ્ઞાસુને સૂઝવવા યોગ્ય જાણી સૂચવી છે. એ પ્રમાણે અર્જુન શંકા કરેછે, ને તેનું સમાધાન શ્રીપરબ્રહ્મ કૃષ્ણ [illegible] બીજાથી સંભવે તેમ નથી એમ પણ કહે છે. એ શંકાનું સમાધાન શ્રીકૃષ્ણ કરે છે. એવા યોગપરાયણ મહાત્માનો વિનાશ કદાપિ થતોજ નથી. અત્ર એટલે આ દુનીયાંમાં તેમ અમુત્ર એટલે સ્વર્ગાદિમાં ઉભય [illegible] તેનો વિનાશ હોતોજ નહિ. તેને ઉભયથા લાભજ છે- અહીંઆં પણ તે કીર્તિ સુખાદિ પામે છે, ને સ્વર્ગથી પણ વક્ષ્યમાણ શુભ જન્માદિક ઉત્તમ ગતિએ જાય છે, ને ઉત્તરોત્તર વધતે વધતે મુક્ત થાય છે. એવોજ નિયમછે કે કલ્યાણ કરનાર એટલે શાસ્ત્રોક્ત રસ્તે ચાલનાર કદાપિપણ દુર્ગતિ પામતો ન[illegible] તાત એટલે બાપા એમ અત્યંત પ્રીતિવાક્યથી બાલકને બોલાવીએ [illegible] ૧ શિષ્યભાવે- પુત્રવત્ પ્રેમાસ્પદ અર્જુનને શ્રીકૃષ્ણ ખરો વિવેક સમજ[illegible] પ્રોત્સાહન કરેછે. બ્રહ્મમાર્ગમાં વર્તવાના પ્રયત્નનો એક અંશ [illegible] કદાપિ નિષ્ફલ જતો નથી. કિંબહુના એ સંબંધી વિચાર કર્યો હોય તો તેનાજ બહુ પુણ્યછે: स्नातं तेन समस्ततीर्थसलिले सर्वापि दत्तावनिर्यज्ञानांच कृतं सहस्रमखिलादेवाश्च संपूजिताः । संसाराच्च समुध्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्या स्त्यसौ यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात्* ॥ માટે તેનો લેશપણ નાશ થતો નથી; જેટલું કર્યું હોય તેટલો લાભ થાયછે, ને તેટલેથીજ પણ પુનઃ ત્યારથી ઉત્તરોત્તર આગળ વધાય છે. એજ વાત સમજાવે છે. આવી રીતે પ્રયત્ન કરતે કરતે દેહપાત થાય તે વખતની વાસના બે પ્રકારની હોઈ શકે:ભોગવાસના હોય, કે વિરાગવાસના હોય. જો ભોગવાસના હોય તો ફરી

---

* તેણે સમસ્ત તીર્થનાં જલમાં સ્નાન કર્યું છે, તેણે જેટલી પૃથ્વી છે તે બધીનું દાન કર્યું છે, એક સહસ્ર યજ્ઞો કર્યાછે, વિશેષ દેવ ગણ પૂજ્યાછે તેણે સંસારથી પોતાના પિતૃને ઉદ્ધાર્યા છે, ને તેજ ત્રિલોક ને પણ પૂજ્ય છે—કે જેનું મન એક ક્ષણપણ બ્રહ્મવિચારમાં સ્થિર થયું છે.

ગતિ થાય તે એકતાળીસમા શ્લોકમાં કહેછે. ને વૈરાગ્ય વાસના હોય તો કેવી થાય તે તે પછીનામાં કહેછે શ્રી વિદ્યારણ્ય સ્વામીએ પંચ દશીના નવમા પ્રકરણમાં પણ આ શ્લોકનો વિવેક કરી બતાવતાં એવોજ તાત્પર્યાર્થ કાઢેલોછે. પોતે સત્કર્મ કરીને પુણ્ય પ્રાપ્ત કર્યું હોય તેને અનુકૂળ, સત્યલોકમાંના કોઈએક લોકમાં તે પ્રાણી પ્રથમ તો જાય છે,[1] ને ત્યાં પોતાના પુણ્યનો વિભોગ કર્યા પછી ફરી કર્મ લોકમાં જન્મ પામેછે, ભોગવાસનાના પ્રાબલ્યથી જે જન્મ થાય છે તે કોઇ અતિ શુચિ એટલે શુદ્ધ અને શ્રીમાન પરમ ભાગ્યશાળી મહાજનને ઘેર જન્મ થાયછે. અને જો વૈરાગ્ય ભાવના પ્રબળ હોય તો કોઇ અતિ બુદ્ધિમાન્ એટલે બ્રહ્મ વિદ્યાદિ સંપન્ન એવા યોગીના કુળમાં ઉત્પન્ન થાયછે આવા જન્મ થવો એજ દુર્લભછે આવા એટલે યોગીના કુળમાં જન્મ થવો એમજ નહિ પણ શુદ્ધ શ્રીમાનને ઘેર થવો તે પણ, કેમકે ઉભયથાપણ પૂર્વ સંસ્કાર પુનઃ પ્રાપ્ત થઈ ક્રમે કરી મોક્ષગતિ થવાનો પ્રબળ સંભવ છે. તેવે ઠેકાણે શ્રીમાનને કે યોગીને ઘેર, જન્મ પામી પૌર્વદેહિક એટલે પૂર્વના દેહમાં કરેલા પ્રયત્ને થયેલી બુદ્ધિનો સંસ્કાર તેને પુનઃ ઉદય પામેછે, ને તે બુદ્ધિથી પુનરપિ, યોગસિદ્ધિ માટે, અધુરું હોય ત્યાંથી ફરી લેઈ બેસે છે, ને યત્નેછે. તૃતિયાધ્યાયમાં યોગની સપ્ત ભૂમિકા સમજાવેલીછે તેમાં ચતુર્થ ભૂમિકા તોછેક મુક્તનીજ છે, પણ તે પૂર્વની જે ત્રણ ભૂમિકા કેવળ સાધનરૂપ છે તેને ઉદ્દેશીને આ બધો વિવેક છે. ચતુર્થ ભૂમિક યોગી તો છતે દેહે પણ મુક્ત છે, તો વિદેહ થાય ત્યારે પરમમુક્ત હોયજ, પણ જે ત્રણ ભૂમિકા તે પૂર્વની છે તે વિષે આ વિચાર છે, ને તેને માટેજ કહેવું છે કે તેમાંની જે ભૂમિકામાંથી જે મરણ પામે તે ભૂમિકાથી પુનઃ આગળ વધવા જેવી બુદ્ધિ યોગ બીજ, વાસનાનુકૂળ જન્મોમાં પામેછે. પૂર્વનો જે તેજ અભ્યાસ અર્થાત્ પૂર્વ જન્મમાં કરેલો જે યોગાભ્યાસ તેજ અભ્યાસથી તે પુરુષ અવશ હોય એમ ખેંચાય છે; તેને અજ્ઞાત અને વગર ઈચ્છાથી પણ પ્રબળ વાસના યોગમાર્ગ તરફ ઉદય પામેછે, ને તે તુરત અનેક ભોગરંગમાંથી પણ વિરાગ તરફ વળી યોગમાર્ગમાં પેસેછે. એ માર્ગે એકવાર વળ્યાનું ફળ પણ એવું મહાન્ છે કે જે માત્ર જિજ્ઞાસુજ હોય અર્થાત્ કેવળ પ્રથમ ભૂમિકાના ઉપાન્તે ચડ્યો હોય તે પણ અન્ય જન્મમાં શબ્દબ્રહ્મ અર્થાત્ કર્મપ્રતિપાદક વેદવાણી તેને અતિવર્તે છે એટલે તેની પેલી પાર જાયછે. અર્થાત્ જ્ઞાનરૂપ થઈ પરમમોક્ષ અનુભવે છે—ત્યારે માત્ર જિજ્ઞાસુને આમ થાયછે, તો જે બીજી કે ત્રીજી ભૂમિકાએ પહોચી દેહ

---

૧ લોકાદિ વ્યવસ્થા માટે જુઓ સિદ્ધાન્તસાર પ્રકરણ ૬ ઉત્તરમીમાંસા દર્શન.

તરછ ગયો હોય તેને તો પરમમોક્ષલાભ અન્યજન્મે સહજ થયે એમાં શું આશ્ચર્ય! આ સ્થળનો વિવેક પણ સ્પષ્ટ રીતે જ્ઞાનકર્મના સમુચ્ચયનો નિષેધ સૂચવેછે; કેમકે જિજ્ઞાસુ છતે પણ "શબ્દ બ્રહ્મને અતિવર્તે છે" એમ લખ્યુંછે; ને વચમાં કર્માદિ સામગ્રીના સાધનમાં પડેછે એમ ક્રમ બતાવ્યો નથી. શ્રીરામાનુજે પોતાના ભાષ્યમાં એવો અર્થ કર્યોછે કે "જિજ્ઞાસુ છતે પણ દેહત્યાગી ગયેલો પુન તેજ જિજ્ઞાસા પ્રાપ્ત કરી કર્માદિ આચરી વધતો ચાલેછે"—આવો અર્થ કોઇ રીતે પણ ગીતાવાક્યના શબ્દોથી ઉદ્ભવી શકતો નથી; ને જ્ઞાન કર્મનો સમુચ્ચય એવી રીતે કહેવાથી સિદ્ધ કરવો એ જરા પણ સરલતાવાળું કે વિશદ પણ નથી. આમ અર્થસંગતિ વિચારતા જે યોગ ઈષ્ટ છે તેને હજુ આગળ સમજાવેછે. આવો એકાદ બે જન્મથીજ યોગ સિદ્ધ થઈ જતો નથી. નથીજ થતો એમ નથી, પણ જેના ચિત્તને સ્થિર થવાનું બનતું નથી, ને જેનું ચિત્ત વિક્ષિપ્ત રહેછે, તેને થતો નથી. છતાં તેવાને પણ ઉત્તરોત્તર લાભ થતે થતે અનેક જન્મે પણ પ્રયત્ન ચાલુ હોય તો, સિદ્ધિ મળ્યાવિના રહેતી નથી. નિરંતર પ્રયત્ન કર્યા કરે, ને તેમાં પણ અતિશ્રદ્ધા તથા ધીરજથી ધીમેધીમે આગળ ચાલે, પણ કદી કંટાળે નહિ, તો અનેક જન્મે, જ્યારે જ્ઞાનોદયને પ્રતિબંધ કરનાર જે કિલ્બિષ એટલે મલિન વાસના તેનો ક્ષય થાય, ને અંતર શુદ્ધ થઈ વૃત્તિશૂન્ય બને, ત્યારે સિદ્ધિ એટલે નિર્વિકલ્પ યોગ પ્રાપ્ત થાયછે. એ અપરોક્ષ સાક્ષાત્કારરૂપ પરંગતિ અથવા મોક્ષ છે. આ પ્રમાણે યોગના સાધન, રીતિ, ક્રમ ફલ આદિ યથાર્થ સમજાવી, હવે એ યોગની પ્રશંસા કરેછે, ને એમ અધ્યાય સમાપ્ત કરતાં ઉત્તર અધ્યાય પટ્કની ભૂમિકા રચેછે. જે યોગીની પ્રશંસા અત્રે કરીછે તે યોગી કોણ? વાચનારે લક્ષમાં રાખવું કે આ આખા અધ્યાયમાં જે યોગી—યોગી—એમ કહ્યુંછે તે નહિ પ્રાણાયામ કરનારો, કે નહિ સિદ્ધિઓ બતાવનારો, કે નહિ કોઇ નેતિધોતિ આદિ ક્રિયા કરનારો કોઇ નહિ પણ માત્ર નિર્વિકલ્પ સમાધિરૂપ એકાકાર આત્મમય સર્વ અનુભવનારો જે બત્રીશમા શ્લોકમાં સમજાવેલોછે તેજ. એવો યોગી છે તે, તપસ્વી એટલે કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતોપવાસાદિ કરનારના કરતા પણ અધિક છે, જ્ઞાની એટલે પરોક્ષ જ્ઞાનીને, તથા જે અપરોક્ષ જ્ઞાની છતા પણ મનોનાશ વાસનાક્ષય આદિ સંપૂર્ણ સાધી શક્યા નથી એવા 'માત્ર બ્રહ્મજ્ઞાન પર્યંત પહોચેલા જ્ઞાનીને, એ ઉભય કરતા પણ યોગી એટલે નિરોધ વાસના બીજ ક્ષીણ કરી નિર્વિકલ્પ અસંપ્રજ્ઞાતમાં સ્થિર થયેલો યોગી અધિક છે, તેમ કર્મ માત્ર જે નિષ્કામ સકામાદિ કર્મ કરનારથી તો અધિક છેજ. માટે સર્વના તત્ત્વરૂપ જે યોગ તેને

સાધનારો, હે અર્જુનતું થા. એજ શ્રી ભગવાને પરમ મુમુક્ષુ અર્જુનને તેમજ સર્વને બોધ કરી માર્ગ બતાવ્યોછે. 'યોગીમાં'પણ મહાયોગી એજ છે કે જે નિરંતર પોતાનો આત્મા એટલે ચિત્ત મારામા અર્પી મનેજ ભજેછે. એટલે કે ચિત્તને મારા એટલે "ાત િમય–અર્થાત્ વૃત્તિ શૂન્ય કરી–જે સર્વત્ર એક રસતા અનુભવેછે, ને પરમ શ્રદ્ધાથી એમ આગરથ હોઇ મને અર્થાત્ બ્રહ્મને ભજેછે, તે રૂપ છે, તે યુક્તતમ એટલે સર્વ કરતાં શ્રેષ્ઠયોગી છે. આ સ્થળે પણ શ્રી રામાનુજે પોતાના ભાષ્યમા "સર્વયોગીમા." એનો અર્થ એવો લીધો છે કે જેટલા જેટલા યોગી ગણાવ્યા છે તેમાનો એક એમ નહિ, પણ તે બધાથી પણ જુદો અને ઉત્તમ યોગી તેજ કે "જે મારામાં એટલે વસુદેવ-પુત્ર કૃષ્ણ મૂર્તિમાં અનન્ય ભાવે લીન છે," આવો અર્થ કેવલ સ્વમતનો દુરાગ્રહથીજ કર્યો છે એમ સ્પષ્ટ સમજાય છે, કેમકે યોગી એટલે બત્રીશમા શ્લોકમા બતાવ્યો છે તેવા યોગીની પ્રશંસાના પ્રસંગમા દેશકાલાવચ્છિન્ન ભગવદ્મૂર્તિનો વિષયજ ક્યાથી સંભવે ?

આ પ્રમાણે યોગનું રહસ્ય સમજાવી આ છ અધ્યાયનું ષટ્ક સમાપ્ત કરતાં ત્વંપદવાચ્ય જીવનું સંપૂર્ણ સ્વરૂપ શ્રી ભગવાને સ્પષ્ટ કરી દીધુંછે હવેના છ અધ્યાયમાં તત્પદવાચ્ય ભગવત્સ્વરૂપનો વિવેક આવશે; તેને માટે જે ભક્તિયોગ બતાવવાનોછે, તેની ભૂમિકા પણ ૪૭ મા શ્લોકથી કરી મૂકીછે.

રહસ્ય:—આ અધ્યાય આખો રહસ્યરૂપજ છે. ચતુર્થાધ્યાયને અંતે તથા સિદ્ધાન્તસારનું જે સ્થલ આ અધ્યાયમા બતાવ્યું છે ત્યા જે લોક તથા જન્માદિ સંબધે વિવેક બતાવ્યોછે તેજ વાસ્તવ રહસ્યછે. આ અધ્યાય માં કેવલ યોગપ્રક્રિયાનોજ બોધછે ને તે પ્રતિજીવે મુમુક્ષુરૂપે અર્જુનમાત્ર પામી ગ્રહણ કરવાનોછે હું, મારું, મારામા, ઇત્યાદિ શ્રીકૃષ્ણ વાક્યને પણ કેવલ બ્રહ્મપરત્વે ગ્રહવા. આમવિવેક કર્યાથી રહસ્ય સહજમા સ્ફુટ થાયછે. યોગ રહસ્યની સારામાં સારી કુચી એટલીજ છે કે પિંડ અને બ્રહ્માણ્ડનું ઐક્ય સમજવા પ્રયત્ન કરવો. ને તે ઐક્ય જે રીતે સધાય તે માર્ગ લેવો એનું ઠીક વિવેચન સિદ્ધાંતસાર પ્રકરણ ૬ મા તથા પ્રાણવિનિમયમા કરેલુ છે. તદધિક માટે એક જુદાજ ગ્રંથની અપેક્ષા છે માટે અત્રે દિઙ્માત્ર સૂચવી વિસ્તારભયથી અટકવુ ઉચિતછે.

इति श्रीमद्भगवद्गीता सुपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे कृष्णार्जु-
नसंवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

# ગુલાબસિંહ.

(અગાઉ પાને ૩૩ થી)

એટલી વાત થયા પછી ગુલાબસિંહ અધિક ઉન્માદ પૂર્ણ અને આનંદી જણાવા લાગ્યો. એના મોંમાંથી જે ટોળની વાતો નીકળતી હતી તે કરતાં વધારે ચમત્કૃતિ કે આનંદ બીજા કોઈ સ્થળે ગમે તેવા ગંમત કરનારાએ પણ ભાગ્યેજ દાખવ્યા હશે. સાંભળનાર સર્વે નજરબંદીથી બંધાયા હોય એમ એના ઉપર ફુરબાન થઈ ગયા હતા. ઉમરાવ પોતે પણ એના ઉપરજ મોહી ગયો હતો, લાલાજી પણ એ અસરથી મુક્ત ન હતો. જ્યારે વિષયુક્ત મદિરાનું પાત્ર ગટગટાવી ગયો ત્યારે ગુલાબસિંહ જે વાંચી ગયો હતો તેથી યદ્યપિ ઉમરાવનો જીવ ગભરાઈ ગયો હતો, તથાપિ જેમ જેમ ગુલાબસિંહ વધારે ખીલતો ગયો તેમ તેમ એને પોતે પ્રયોજેલા વિષની નિષ્ફળ અસર થતી જોઈ આનંદ થતો ગયો. દારૂબાજી આવુંજ હતી, પણ કોઈને ભાન ન હતું કે કેટલો સેવાયો. એક પછી એક બધા જેમ નજરબંધીથી ઘેરાઈ ગયા હોય તેમ ઠંડા પડી ગયા. માત્ર ગુલાબસિંહજ એક એકને માથે ચઢે તેવા તડાકા ને વાતો ઠોકતોજ ચાલ્યો. એના શબ્દોને પણ હવે તો જાણે પીણી લેતા હોય એમ એકચિત્ત થઈ, એના વર્ણોચ્ચારના શ્રવણાર્થે ઊંચો શ્વાસ લઈ એકદૃષ્ટિ થઈ રહ્યા! આમ છતાં એના ટોળનો મર્મ કેવો શુદ્ધ હતો! કેવો કરડો હતો! આ ભરાયેલા દાડીઆનીજ ઠઠ્ઠાકી, અને તેમની જીંદગી જે નિર્જીવ ટાયલાની બનેલી હોય છે તેની મશ્કરીઓથીજ ભરેલો હતો! આમને આમ રાત પડી, દીવાનખાનામાં અંધકારનો પટ છવાવા લાગ્યો, પણ કોઈ જાણતું ન હતું. મીજબાની બહુ લાંબી ચાલી, ગંમતનો રસ જરાપણ ઉણો થયો નહિ. એવામાં સ્વચ્છ આકાશમાં ચંદ્રનો પ્રકાશ વિસ્તર્યો, અને બહારના બાગમાંના પુષ્પવૃક્ષ અને ફુવારા ઉપર રૂપેરી રંગે રમવા લાગ્યો. એ પ્રસંગે ગુલાબસિંહ બોલ્યો.

" મિત્રો! આપણા યજમાન આપણાથી કંટાળ્યા નથી એમ હું ધારું છું, તો એમની આ ખુબસુરત વાડીના આકર્ષણે લલચાઈ આપણે બે ઘડી વધારે ત્યાં બેસીએ તો હરકત નથી. કેમ મેહેરબાન! તમારા રસાલામાં ગવૈયા પણ હશેજ હોય તો પુષ્પનાગમથી ઘ્રાણેન્દ્રિય આનંદ પામે તે ભેગાં કર્ણ અને હૃદય પણ રસમય ભરાય."

"વાહ, બહુ મઝાની વાત" ઉમરાવે કહ્યું " ખચીત! ગાયન થશે""

આવો ઠરાવ થતાની સાથેજ બધા એકદમ ઉઠીને બાગમાં ગયા; ને એજ પ્રસગે આસારસુધી હાંસેલા દારૂની અસર સર્વને એકાએક માલુમ પડી. લાલચોળ વદન, ઘેરાયલાં નયન, અને લથડતા પગે સર્વે બાગમાં આવ્યા. જાણે કે અત્યારસુધી સાચવેલા મૌનનો બદલો વાળવાનેજ હોય તેમ સર્વની જીભ એકીવારે છુટી ગઈ; ને આખા બાગમાં ગરબડાટ, ઘોંઘાટ; અને તોફાનની ધુમ મચી રહી. શાન્ત સુંદર રાત્રી અને તેના આશ્રયમાં કેવલ ઉચ્છૃંખલ મત્તતા એ ઉભયનો વિરોધ ભયાનક લાગતો હતો. એ બધી મંડલીમાં રાજકુમારના કુવનો વહીવંચો જે હાજર હતો તેતો ઘણોજ આનંદમાં જણાતો હતો. તે સ્વભાવે આનંદી, બુદ્ધિએ તીક્ષ્ણ, અને પ્રતિષ્ઠાએ પ્રમાણિક હતો. આ ગરબડાટ મચ્યા પછી જે ખેલ થયો, અને જેની વાતથી આખા દીલ્હી શેહેરમાં ખળભળાટ થઈ ગયો, તે બીના આ વહી વંચાએ જે લેખ પોતાના ચોપડામાં કરી રાખ્યો છે. તેને આધારે કહેવીજ ઠીક પડશે. તે લખેછે કેઃ—

"કદી પણ મારૂં લોહી આવું ઉકળ્યું હોય, એમ મને સ્મરણ નથી. પંડ્યાની નીશાળેથી છૂટી ભાગતાં નાઠેલાં છોકરાંના ટોળા જેવા અમે હતા. ૭ કે સાત પગથીઆંનીનીસરણી ઉતરીને બાગમાં જતાં એક એકના ઉપર પડતા હતા, ગબડી જતા હતા, ગબડાવી પાડતા હતા, ને એમાં પણ કેટલાક હસતા, કેટલાક રડતા, કેટલાક લડતા, કેટલાક ગાળો દેતા. દારૂએ જાણે પ્રતિ મનુષ્યની ગુપ્તમાં ગુપ્તવૃત્તિ બહાર ખેંચી કાઢી હતી. કેટલાક બુમો પાડતા હતા, ને લડતા હતા; કેટલાક પ્રેમની વાતો કરતા હતા. ને રડતા હતા; જેને અમે આજે પર્યંત મુવા જેવા ધારતા હતા તેજ ઘણાગાં ઘણા આનંદે ચઢેલા હતા; જેને નિરંતર અભેદ્ય ગંભીરતાવાળા ધારતા હતા તેજ ઘણા ટંટાખોર જણાતા હતા. મને સ્મરણછે કે આ બધા તોફાનમાંથી પણ મારી દૃષ્ટિ જ્યારે ગુલાબસિંહ ઉપર પડી ત્યારે તેની આકૃતિ મને નિરંતરના જેવીજ શાન્ત અને સર્વનો તિરસ્કાર કરતી હોય તેવી લાગી. અમારી મઝાને આ રીતે અપમાન આપનાર જોડે કાંઈક બહાનું કાઢી લઢવાની પણ ચાડખી પડથી ઈચ્છા મને પેદા થઈ. મનેજ આમ લાગેલું એમ નહિ, પણું પાછળથી વાત કરતા ઘણાએ મને એવું એજ કહેલુંછે કે એને જોવાથી અમારૂં લોહી વધારે ઉકાળે ચઢતું, ને ખુશમિજાજીને બદલે ગુસ્સો પેદા થઇ આવતો. એના ઠંડા સ્મિતમાંજ કાંઇક એવું હતું કે જેથી બીજાને કાંઇક માનભંગ થયા જેવું લાગે ને લડવાની ઇચ્છા થાય. આ ક્ષણે ઉમરાવ અમારી પાસે આવ્યો. એના પગ પણ જમીન પર ટકતા ન હતા, એણે પણ હાંસવામાં બાકી રાખી ન હતી. એકદમ મારી

પાસે આવી એણે મારો હાથ પોતાના હાથમાં લીધો ને મને એક બાજુએ તેડી ગયો. એને ગુલાબસિંહનો પૂરેપૂરો ચેપ લાગેલો હતો, તેથી એના જેવોજ ડોળ કરવા પોતે જતો હતો. છતાં કાંઈ ઠેકાણું હતું નહિ. એણે કેટલાંક આડાં અવળાં ગપાં માર્યા પછી, દીલ્લી શેહેરની ખુબસુરત અંગનાઓની વાત છેડી, અને મારી મશ્કરીઓ કરવા માંડી કે આ ગામનાં સુંદર ગુલાબ તો અમેજ ભોગવીએ છીએ, તમે શું સમજો! આથી મારા અભિમાનમાં મને ઓછું આવ્યું. અને મેં પણ એને એ ચાર ન કહેવાની વાતો સંભળાવી. મારે કબુલ કરવું જોઇએ કે, બીજી વખતે હું તેમ ન કરત પણ એ વેળે તો મારો મિજાજ એવો થઈ ગયો હતો કે વા સાથે પણ લઢવાનું મન થાય. ઉમરાવ મારી પાસેથી ખસ્યો કે તુરત મેં ગુલાબસિંહને મારી પાસે દીઠો.

"એણે કહ્યું 'અમીર બોલેછે તે વાત ખોટી છે. જાણે બધી દોલત અને બધી કાન્તિનો એનેજ ઈજારો રાખ્યો હશે! આપણે એને ખરે ખરો બનાવીશું?'

"મેં કહ્યું 'કેવી રીતે'

"અત્યારેજ એના ઘરમાં આ શેહેરની પ્રખ્યાત કિન્નર કાન્તિનો સાર રમા હાજર છે. અલબત્ત તે કાંઇ ખુશીથી અહીં આવેલી નથી, પણ તમે જો તેને ગાવાને મિષે અત્રે લવરાવો, તો પછી તે તમારી એ મીઠી વાતો સાંભળીતાં તમારીજ થાય એમા શક નથી.'

"આ વાત મારે ગળે ઉતરી, તેથી હું તુરત ઉમરાવની તરફ દોડ્યો. ઉમરાવ તોફાનીઓ તોફાનની ટોળાની વચ્ચે ઉભો હતો. મેં ગવૈયાને એકદમ બંધ પાડી દીધા ને મ્હોટેથી કહ્યું 'વાહરે અમીર સાહેબ! આતે રીત છે! આવા નિર્માલ્ય ગાયનથી અમને ખુશી કરી પૈસા રમાનું દિવ્ય ગીતામૃતતો આપ એકાન્તમાંજ પીવાના હશો'? આ વાત સાંભળતાની સાથે બધાએ શોર કરી મુક્યો. અને અમીરે જે જવાબ આપવા યત્ન કર્યો તેમાંનું કાંઇ કાને પડ્યું નહિ. જરા શાન્તિ થઈ ત્યારે તેણે કહ્યું 'કદાપિ તમે કહોછો તેમ હું કરું તોપણ આ મંડળી જે અત્યારે જેટલી કુલીન તેટલીજ તોફાની છે તેના સમીપ એ બાલા હાજર કેમ થઇ શકે? તમે વધા એટલા તો ઉદાર હોજો કે બીજાની બલાત્કારની તો મને સલાહ આપોજ નહિ, જોકે આપણા મિત્ર ચંદના પ્રિયતમ અમારા પૂજાનો આશ્રારે.' એટલું પણ ભાન ભુલી ગયા છે કે મારા ઉપર બલાત્કાર કરના બેઠાછે. આવું સાંભળી મારું લોહી તપી ઉઠયું ને મેં પણ આવેશમાંજ એવું ટાર્ણુ માર્યું કે 'બલાત્કાર કરવાની બા-

ખાનમાં મારે આપ જેવા નામદારનોજ દાખલોછે એટલે કાંઈ દૃષ્ટાન્ત ખોળવા જવું પડે તેમ નથી. બધું શહેર જાણેછે કે રમા તમારા મહેલમાં ખુશીથી આવી નથી. ને તે તમારા પ્રેમને ને પૈસાને લાત મારે તેવી છે. એટલે જો તમે તેને અહીં લાવો તો તે તમારા જુલમની ફરીયાદ આ ઉદાર ગૃહસ્થોને કરે ને તેઓ તેને મદદ કરે, માટેજ તમે પાછાં પગલાં ભરોછો.' આ પ્રમાણે સમજાવામાંડ્યું તેમાં ગુલાબસિંહે ધા હોમ્યું કે 'ખરી વાત છે, અમીર પોતાના કેદીને અહીં લાવી શકે તેમ છેજ નહિ.' આવી બોલાબોલી થતાંમાં અમે બંને એટલા તપી ગયા કે પોતપોતાની તરવાર ઉપર હાથ નાખવા લાગ્યા. ને વાત વધી પડી. મંડળીમાંના અમીર ઉમરાવો પણ જેને જેમ ફાવે તેમ એક કે બીજાનો પક્ષ કરી બુમો પાડવા લાગ્યા. તરવારો ખેંચાઇ અને જેવો હું મારી તરવાર લઇ ઉમરાવ સામો ધસતો હતો તેવામાંજ ગુલાબસિંહે મારી તરવાર લઇ લઇ બીજી મારા હાથમાં મુકી. અને ઉમરાવને કહ્યું 'તમારો પ્રતિપક્ષી તમારા પ્રપિતાની તરવાર લઇને ઉભોછે. તમે તો કાંઇ વહેમને ગણકારતા નથી. બડા બહાદુર છો, પણ તમે આપણે જે શરત કરી હતી તે ભુલી ગયાછો, માટે યાદ દેવરાવુંછું.' આટલું સાંભળતાંજ ઉમરાવના હોશ ઉડી ગયા, પણ તે વળી હીમત લાવી સામા ઉપર ધસ્યો. પછી જે ગરબડ મચી તેમાં શું થયું તે મને યાદ નથી; મેં કેવા ઘા કર્યા, શું થયું, કેમ થયું, કાંઇ સ્મરણ નથી, માત્ર એટલુંજ સાંભરેછે કે જ્યારે શાન્તિ થઇ ત્યારે મારા પગ આગળ ઉમરાવનું શબ લોહીમાં લદબદ પડ્યું હતું, ને ગુલાબસિંહ નીચો નમી તેના કાનમાં કાંઇ કહેતો હતો. એ બનાવથી બધાની કેફ ઉતરી ગઇ. ને સર્વે અતિ શોક અને પશ્ચાત્તાપ કરતા વેરાઇ ગયા.

" એ પછી મેં ગુલાબસિંહને જોયો નથી. હું તો એ બનાવની હકીકત કહેવા દરબારમાં દોડી ગયો; અને પુણ્યપ્રતાપ અમરરાજ મહારાજનો ઉપકાર માનું છું કે તેમણે યથાર્થ વિચાર કરી મને ક્ષમા બક્ષી. "

આ ઉપરથી વાચનારના સમજવામાં બધો વૃત્તાન્ત આવશે. લાલાજીએ આ તોફાનમાં ભાગ લીધો ન હતો, તેમ તેણે પાન પણ નિયમસર કર્યું હતું. તેમાં મુખ્ય કારણ માત્ર ગુલાબસિંહની વારંવાર ધીમેથી કરેલી સિફારસ હતી. જ્યારે એ બે જણા એ સ્થાનથી દીવાનખાનામાં જઇ એકલા પડ્યા ત્યારે લાલાજીએ પુછ્યું "આ બનાવ તમે શી રીતે જાણી શકયા હતા! તમે મને તો કાંઇ કહ્યું નહિ?"

" જે શેનાની વિરલ ગેગાંઘ છે ને જાતેજ લડતો જોઇએ એમ નિયમ નથી. પણ હવે ગઇ વાત ને આવા મનુષ્ય તો ઉડે જવા દે. ત્યારે તે

આગારી ગુપ્ત વિદ્યાનો ખપ હોય તો યમુનાતટ ઉપર જે ટેકરે ભવાનીનું મંદિર છે, તેની પાસે મધ્યરાત્રીએ મળજે. મરજી હોય તો ત્યાંજ તને ગુરૂપણ મેંગા પગે. હાલતો જા—મારે હજુ અહીં કામ છે. રમા હજુ અહીંજ પુરાયલી છે.'

સાધાજી જતો હતો તેવામાં મુખ્ય ખવાસ જેને આવતે આવતે ગુલાબસિંહે કાનમાં કાંઇ કહ્યું હતું તે આવ્યો. ગુલાબસિંહે તેને કહ્યું " ભાઈ, તારો ધણી હવે છે નહિ, તેમ તારા નવા ધણીને તારૂં કામ નથી કેમ કે તે સદ્‌ગુણીને ટાલે છે. તારે તારૂં સંભાળવાનું છે, હું તને જવા દઉછું, નહિ તો તેં જે પૈસો વિષમય દારૂ મને પાયો છે તે માટે હું તને અત્યારે ગરદન મરાવી શકું એમ છે. ગભરાવાનું કારણ નથી. એ દારૂથી મને કાંઇ થવાનું નથી એટલુંજ કામ કર કે રમા જ્યાં હોય ત્યાં હવે મને લેઈ જા. તારે તેનું કામ નથી, ને મારે તેની બહુ જરૂર છે—ઉતાવળ કર, મારે જવું છે."

મનમાં કોણ જાણે શું બડબડતો ને ધ્રુજતો ખવાસ આગળ થયો, ને ગુલાબસિંહને રમા પાસે લેઇ ગયો. (અપૂર્ણ).

---

## સદ્‌વૃત્તિ.

(સંબંધ પાને ૧૬ થી.)

ધૈર્ય અને આત્મસંયમથી ખરી વીર્યવત્તા પ્રાપ્ત થાય છે. વિજયનું નિદાન ધૈર્યવિના બીજું કાંઇ નથી, એકલા શારીરિક નહિ પણ સાર્વત્રિક વિજયનું. ઘણાકનો મીજાજ ગરમ હોય છે, પણ ગરમ મીજાજ તે ખરાબ મીજાજ છે એમ નથી. તથાપિ જેમ મીજાજ વધારે ઉગ્ર તેમ આત્મસંયમની વધારે અપેક્ષા. માણસો પોતાના દોષથી એટલી હાનિ નથી ભોગવતા કે જેટલી તેઓ દોષ કર્યા પછીના પોતાના વર્તનથી ભોગવે છે. તરૂણ માણસોમાં જેને ઉગ્ર કે ગરમ મીજાજ કહેવામાં આવે છે તે એટલુંજ બતાવે છે કે તેમનામાં અપક્વ ઉત્સાહનો મહોટો સમુદ્ર ઘેરાઈ રહેલો છે અને જો તેને યથાર્થ માર્ગે નિયમાવતો તે બહુ ઉપયોગી થઇ શકે એમ છે એક પ્રખ્યાત ફ્રેન્ચ વેપારીનો એવોજ નિયમ હતો કે જ્યારે એ કોઈ પુરૂષને બહુ ગરમ મીજાજનો સાંભળતો ત્યારે તુરત તેને પોતાની નોકરીમાં રાખતો. અને તેને એક એકાન્ત ઓરડામાં એકલોજ કામે વળગાડતો. આમ કરવામાં તેનું એમ મત હતું કે જે પુરૂષોમાં ઘણો અપક્વ ઉત્સાહ ભરેલો છે, ને

ગરમ મીજાજ રૂપે પરિવર્ત છે, તે યથાયોગ્ય માર્ગ જડતાં તથા વિરૂદ્ધ પ્રોત્સાહનના અભાવે, સુમાર્ગે વળી બહુ ફલદાયી નીવડશે. વારંવાર તેમજ થતું. બાલ્યકાલે તોફાન અને મીજાજીપણામાં મસ્ત રહેતાં બાલકો દૃઢવયસ્ક થતાં ઘણાં હોશીઆર, બુદ્ધિમાન, અને ઉદ્યોગી નીકળે છે તેમાં પણ અપક્વ ઉત્સાહને રસ્તો મળવા સિવાય બીજી વાત નથી. જે ઉત્કર્ષ કોઇપણ વસ્તુમાં સમાયલો હોય છે, તે કોઇને કોઇ રૂપે આવિર્ભાવ પામે છે, ને યથાર્થ ઉપયોગે આવતાં શુભ ફલદાયી નિવડે છે. એવો વિશ્વનોજ નિયમ છે. બાષ્પ યંત્રમાં રહેલો બાષ્પ યોગ્ય નિયમનથી ગતિરૂપ મહા ચમત્કાર અને ઉપયોગનો સાધનાર થઇ પડે છે એ સુપ્રસિદ્ધ છે.

અનિયમિત અને અસંયત તીવ્રતા ઘણીવાર ચઢાઉ પણાને રૂપે આવિર્ભાવ પામે છે, પણ તેજ તીવ્રતા સંયત થઇ સતી શુભોદર્કમય નીવડેછે. એવા પુરુષોને ધૈર્યની અતિ આવશ્યકતા છે. જેટલા જેટલા મહા પુરુષો થઈ ગયા છે તેમાના ઘણાક બહુ ગરમ મીજાજના જણાયલા છે; પણ તેમનામા જે સયમનું બલ હોય છે તેથીજ તેઓ વિજયી નીવડ્યા છે. ક્રોમવેલ, વોશિંગટન, વેલિંગટન, ઈત્યાદિ પરદેશી વીરો જેમ કૃતિએ બહુ આવેશવાળા તેમ સ્વભાવે બહુજ સંયત હોવાથી કીર્તિમન્ત થયા છે. જુનાગઢના, હાલના દીવાન રા. રા. હરિદાસ ભાઇ જે અનેક ગુણગણાલંકૃત હોઇ સર્વ ગુજરાજ્યને દૃષ્ટાંતરૂપ થઇ પડ્યા છે તેમનામાં પણ એવાજ આવેશનો ગુણ છે, પણ તેજ તેમનામા અતિ શુભ ગુણ સામગ્રીનો સૂચક છે, ને તેમના યોગ્ય આત્મસંયમથી કદીપણ હાનિ કર્તા થઇ શકતો નથી. તાત્પર્ય એટલુંજ છે કે આવેશવાળી, ગરમ, તીવ્ર, કે ઉગ્ર ગમે તે કહો, તેવી પ્રકૃતિ એ કાંઇ દૂષણ નથી, વારંવાર એજ કોઈ મહા ઉપયોગિતા અને બુદ્ધિસ્ફૂર્તિનું ચિન્હ છે, પણ તેની સાથે જો સયમ બળવત્તમ હોય તોજ તે લાભદાયી થાય છે. સંયમ એજ સર્વથા વિજયી છે.

સંયમવાનજ સ્વલ્પસંતોષી હોઈ સુખમય જીવિત પ્રતિષ્ઠાથી ગાળી શકે છે, 'માણસનું સુખ અથવા દુઃખ તેના ગાડી ઘોડાથી, કુટુંબ પરિવારથી, અધિકાર ભંડાર કે ઘરમા સાચેલા દ્રવ્યથી, કે કાન્તિથી પ્રમિત થઇ શકતું નથી. તેના મનની ઈચ્છાથી થઇ શકેછે. જેટલી જેની ઈચ્છા તેટલું તેનું દુઃખ. થોડામાં થોડી ઇચ્છા એ મહાસુખ, અને કેવલ નિરાચ્છા તે પરમાનંદ. આવી સ્થિતિ થવી તે સંયમવિના બનતું નથી. આત્માને કેવલ નિરાચ્છાવત્ કરવો એ સંયમનુંજ રૂપાંતરછે. - સંયમને પ્રવર્તાવવામા બુદ્ધિવડે સ્વભાવને ને આવેશોને નિયમવાની અપેક્ષાછે. મન કર્મથી સંયમ સાચવવા

ધેર્યાએ રાખવી જોઇએ કે જેથી આપણા જેવી વૃત્તિવાળા બીજા માણસનો, વ્યવહાર આપણે દુઃખાયાવિનાજ સહન કરી શકીએ. બીજાના દોષરૂપ દૃષ્ટિજ ન કરવી એ ઉત્તમ રસ્તો છે. કોઇ વસ્તુ એવી નથી કે જેમાં કંઈ દોષ પણ ન હોય ને ગુણપણ ન હોય; તો કેવલ દોષનેજ વળગી રહેવું ખરાબ ને આપવા કરતાં ગુણપરાયણના રાખી આનંદ સંતોષ માણવો એ શુભ છે. પણ એમ વ્યવહાર રાખવા માટે આપણી વૃત્તિઓ ઉપર કોઇ અસાધારણ સંયમ રાખવાની, ને તેને આધારે યથાયોગ્ય વર્તન કરવાની પરિપૂર્ણ અપેક્ષા છે. (અપૂર્ણ)

---

## પ્રમાણિકપણું.

(મળેલું.)

(લખનાર એક સન્નારી.)

જે માણસમાં અહંભાવ એટલે મારાપણાનો અવગુણ હોય છે તે માણસથી બીજાને ન્યાય બુદ્ધિએ ઇનસાફ આપવાનોજ નહિ કેમકે બીજાના યોગ્યાયોગ્ય હક વિચારતાં એનો અહંભાવ આડો આવવાનોજ માટે એવો અવગુણ કોઇએ ગ્રહણ કરવોજ નહિ. અહંભાવ ફક્ત સ્વાર્થ બુદ્ધિજ દર્શાવે છે. એમાં પરમાર્થ બુદ્ધિ કાંઇજ રહેલી નથી. એવી બુદ્ધિ રાખનાર માણસપર પરમેશ્વર હમેશ ગુસ્સેજ રહે છે. કદાચિત્ પૂર્વના સંચિતથી આ જન્મમાં એવી સ્વાર્થ બુદ્ધિના માણસો આ દુનિયાના ઉપલા દેખાવમાં સુખીઆ દેખાય છે; પણ ઇશ્વર પાસે તેઓનો છુટકો કદિ થવાનો નથી. પુરુષો કરતાં આપણા સ્ત્રીવર્ગમાં અહંભાવનો અવગુણ કાંઇ ઓછો જોવામાં આવે છે એમ નથી. પુરુષો કરતાં આપણાં હૃદય ઈશ્વરે વધારે કોમળ ને દયાળુ કરેલાં છે. છતાં આપણે આવા દુર્ગુણો ગ્રહણ કરીએ છીએ એ આપણું મોટું દુર્ભાગ્ય છે. જો આપણે સ્ત્રીવર્ગ પ્રમાણિક હોઇએ તો બાકીનો જે પુરુષવર્ગ રહ્યો તેપણ પ્રમાણિકજ થાય છે કેમ કે પુરુષોની બાલ્યાવસ્થામાં તેમના કુમળા મગજપર સદ્ગુણની કે દુર્ગુણની છાપ પાડનાર આપણે સ્ત્રી વર્ગ છીએ. માટે પુરુષો કરતાં વધારે સદ્ગુણો ગ્રહી વધારે પ્રમાણિક આપણે સ્ત્રીવર્ગે થવું એ વધારે અગત્યનું છે.

લાલચુને લોભી સ્વભાવના માણસોથી પણ પ્રામાણિક થવાતું નથી. તેઓ ગમે તેવી લાલચમાં ને લોભમાં લપટાઈ પોતાની બુદ્ધિનો અવળો

જેમ પ્રમાણિકપણું સર્વ સદ્દગુણોનું ને સુખનું સ્થાન છે. તેમ અપ્રમાણિકપણું સર્વ દુર્ગુણોને દુઃખનું સ્થાનછે. આપણી આર્યભૂમિના લોકોએ અપ્રમાણિક પણાથી એક બીજાના હકો જેવા કે રાજગો કન્યાઓ પૈસાઓ છીનવી લેવા લડાઈઓ કરી તેથી જે દુઃખદ પરિણામ આવ્યુ તે હાલ આપણે ભોગવવું પડેછે. કૌરવના અપ્રમાણિકપણાથી પાંડવોને તેઓની સાથે કુરુક્ષેત્રની જે મહાભારત લડાઇ લડવી પડી તે બેશક ભારત વર્ષનું બેહાન મચાન કરનાર નીવડીછે. હજારો મહાનકૂળના શુરવીર રાજાઓ તે લડાઈમાં એવી દુઃખદાયક રીતે કપાઇ ગયા-કે આપણી આર્યભૂમિ તદન વાંજણી થઇ. તે વખતથી કળીયુગ બેઠો તે આનુનામ. ખરા શુરવિર ગયા ને જે ગણ્યા ગાંઠ્યા રહ્યા તેઓમા પણ અપ્રમાણિકપણાને લીધે કુસંપ જાગેલો જોઇ પરદેશી લોકો અપ્રમાણિક રાજ્યલોભથી ચડી આવ્યા ને આપણને તદન ચીથરે હાલ કરી નાખ્યા. ઘણા ખરા દેશોમાં આવા ઘણા દાખલા બન્યા છે. પણ લંબાણ થવાને લીધે અત્રે લખ્યા નથી. બહેનો, આપણામાં તેમજ દરેક માણસમાં પ્રમાણિકપણું આવ્યુ નથી ત્યાંસુધી આપણે ખરાં સદ્દગુણી છીએ એમ કહેવાયજ નહીં.

આ દુનિઆમાં મનુષ્યાવતાર ઈશ્વર કૃપાએ મળ્યો તેથીજ માણસ ગણાઈ ચૂક્યા એ સમજવુ એ ઘણુંજ ભુલ ભરેલું છે. જ્યાં સુધી પ્રમાણિકપણાથી વર્તિ મનુષ્ય જાતિનુ યોગ્ય રીતે હિત કર્યું નથી અને પોતાના સરજનહારને સંતોષ્યો નથી ત્યાંસુધી મનુષ્ય જન્મ મળ્યનુ કાંઈપણ સાર્થક ગણશે નહી. પરમેશ્વરને ને આખી દુનિઆને ખુશી કરવાનો સૌથી સહેલો માર્ગ પ્રમાણિક પણાનો છે. પ્રમાણિકપણા સિવાય બીજો એકે માર્ગ નથી. કે જેથી ઐહિક આમુષ્મિક સુખ મળી શકે. ત્યારે કહું છું કે પ્રમાણિકપણું પરબ્રહ્મને પવિત્ર પદે પહોચાડે છે માટે હે મારી આર્ય બહેનો તમે સર્વ દુર્ગુણ તજી પ્રમાણિક થવાને મારે સદ્દગુણો મેળવી આ ક્ષણભંગુર મનુષ દેહનું સાર્થક કરો. ઈશ્વર આપણને આવા કામોમાં સદૈવ સહાયકારી થાઓ. અરતુ અને સર્વ બહેનો સાથે બોલો કેઃ—

દોહો.

અનીતિ માર્ગ થકી રેવા સદા દૂર,
તરી જાવા આ ભવાબ્ધિ કેરૂ પૂર;
પરબ્રહ્મ પદે પોચવા જરૂર,
પ્રમાણિક સર્વ થાઓ આણી ઉર.

ધર્મ-અર્થ-કામ ને મોક્ષ એ ચારે પ્રસંગોપાત જેમાં ચર્ચાય છે એવું-

પુસ્તક ૫ મું. અંક ૪

જાનેવારી સને ૧૮૯૦

# પ્રિયંવદા.

# PRIYAMVADA

*A Social and literary Monthly Magazine*

नहिज्ञानेनसदृशंपवित्रमिहविद्यते ॥ भ. गी. ४. ३८ ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।

आत्मैवह्यात्मनोबन्धुरात्मैवरिपुरात्मनः॥ भ गी ६.५॥

અર્થ —આ જગતમાં જ્ઞાન (પરમજ્ઞાન) સમાન પવિત્ર બીજું કંઈ નથી (તે પ્રાપ્ત કરવાને) આત્માવડે આત્માને તારવો, પણ આત્માનો નાશ ન કરવો કારણ કે આત્મા મિત્ર, આત્માનો બંધુ છે ને રિપુ પણ છે (એટલે પોતે પોતાની મેળે ઉન્માર્ગે ન લે, તો આત્મા આત્માનો રિપુ થાય, ને લે, તો બંધુ થ(ાય)

અનુક્રમણિકા.



તંત્રી-પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી, નડિયાદ.

વ્યવસ્થાપક—પુસ્તક પ્રસારક મંડળી—મુંબઈ.

મુંબઈ;

સુબોધપ્રકાશ પ્રેસ.

આર્ય નીતિ રીતિને અનુસરીને [illegible] [illegible] [illegible] [illegible] મનનું શુદ્ધ [illegible].

## श्रीमद्भगवद्गीता.

( સંબંધ પાને ૫૦ થી )

અધ્યાય ૭.

श्रीभगवानुवाच

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥
मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥
भूमिरापोऽनलो वायुः खं मनोबुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥
मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥
रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्व वेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥
पुण्योगंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्व भूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥
बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥
ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥
त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते ॥ १४ ॥

અક્ષરાર્થઃ—શ્રીભગવાન્ કહેછેઃ—(૧) હે પાર્થ! મારામાં મન આસક્ત કરી, મારો આશ્રય રાખી, યોગયોજતો, તું મને જેવો સમગ્ર નિઃસંશય જાણીશ તે સાંભળ. (૨) હું તને આ વિજ્ઞાનસહિત જ્ઞાન અશેષ કહુંછું; જે જાણીને અત્ર અન્યત્ ફરી જ્ઞાતવ્ય રહેશે નહિ. (૩) સહસ્રાવધિ મનુષ્યોમાંથી કોઇકજ સિદ્ધિ માટે યત્ન કરેછે; યત્ન કરતા સિદ્ધમાંથી (પણ) કોઇકજ મને તત્ત્વથી જાણેછે. (૪) ભૂમિ, આપ, અનલ, વાયુ, ખ, મન, અને બુદ્ધિ પણ, તથા અહંકાર એ આટલી મારી ભિન્નપ્રકૃતિ અષ્ટધા છે. (૫) આ તો અપર, (પણ) એથી બીજી મારી પર પ્રકૃતિ સમજ, જે જીવરૂપ છે, ને જેનાથી હે મહાબાહો! આ જગત્ ધારણ થાયછે. (૬) સર્વ ભૂત એમાંથીજ ઉત્પન્ન થાયછે એમ ગ્રહણ કર. હું આખા જગત્નો પ્રભવ તેમ પ્રલય છું. (૭) હે ધનંજય! મારાથી પર અન્ય કાંઈ નથી, આ બધું મારામાં પરોવાયલું છે, સૂત્રમાં મણિગણની પેઠે. (૮) હે કૌન્તેય હું જલમાં રસ છું, શશિસૂર્યની પ્રભા છું. સર્વ વેદમાં પ્રણવ છું, આકાશમાં શબ્દ, નરમાં પૌરુષ છું, (૯) વળી પૃથ્વીમાં પુણ્ય ગંધ છું, ને વિભાવસુનું તેજ છું. સર્વ ભૂતનું જીવન છું. ને તપસ્વિઓનું તપ છું, (૧૦) હે પાર્થ! મને સર્વ ભૂતનું સનાતન બીજ જાણ; બુદ્ધિમાન્ની બુદ્ધિ છું, તેજસ્વિનું તેજ છું, (૧૧) બલવાનનું કામરાગવિવર્જિત બલ છું, હે ભરતર્ષભ! ભૂતમાત્રમાં ધર્માવિરુદ્ધ કામ છું, (૧૨) વળી પણ જે જે સાત્ત્વિકભાવ છે, કે જે જે રાજસભાવ છે; તેમ તામસ છે, તે સર્વ મારાથીજ છે એમ જાણ, હું તેમ

માંમાં નથી, તે મારામાં છે. (૧૩) આ આખું જગત્ આ ત્રિગુણમય ભાવથી મોહ પામેલું હોઈ-મને એ સર્વથી અજ અને અવ્યય જાણતું નથી. (૧૪) આ મારી ગુણમયી દૈવી માયા દુરત્યય છે, જે મનેજ પ્રપન્ન થાયછે તે એ માયાને તરેછે.

[વિવેચનઃ—પ્રથમના ૭ અધ્યાયમાંથી અનેક યોગ સાધન પુરઃસર ત્વંપદાર્થનો વિવેક સ્પષ્ટ કરી હવે તત્ પદાર્થ સમજાવવાને બીજા ૭ અધ્યાયનો આરંભ કરેછે. તેમાં પણ ષષ્ઠાધ્યાયના છેલ્લા શ્લોકથી કહેલા મહાયોગીનો અન્તરાત્મા કેવલ મદ્રૂપજ હોય એમ બતાવેલું છે, તો તેથી ભગવદ્રૂપ કેવું હશે, તથા તેમાં અન્તરાત્મા કેમ પરોવાય છે, એ પ્રશ્નો સહજ ફલિત થાયછે. આ બે પ્રશ્ન લક્ષમાં રાખીને આ અધ્યાયનો આરંભ શ્રીભગવાને કર્યોછે. મારામાં, મને, ઇત્યાદિ પદનો અર્થ કેવલ પરબ્રહ્મ પરત્વેજ ધારણ કરવો. શ્રીકૃષ્ણ કહે છે કે હે અર્જુન કેવલ મારામાંજ આસક્ત એટલે સર્વરીતે લીન થયેલા ચિત્ત, ને કેવલ મારોજ આશ્રય કરીને એટલે કર્મ માત્રમાંથી અહંતારૂપ કર્તૃત્વ બુદ્ધિ કાઢી નાંખીને જ્યારે તું યોગયોજના માંડીશ, અર્થાત્ ષષ્ઠાધ્યાયમાં કહેલી રીતે યોગસેવા આદરીશ, ત્યારે તને મારા રૂપનું જે ભાન થશે તે હું તને કહું છું. તે ભાન થશે તે કાંઇ થોડું ઘણું નહિ થાય પણ સમગ્ર અને કાંઇપણ સંદેહવિનાનું થશે. આવું જે જ્ઞાન તેજ અપરોક્ષ જ્ઞાન, અથવા સાક્ષાત્કાર, અથવા નિર્વિકલ્પ સમાધિ. વિજ્ઞાન એટલે અપરોક્ષ અનુભવ અને જ્ઞાન એટલે માત્ર પરોક્ષ જ્ઞાન. વિજ્ઞાન સહિત જ્ઞાન હું તને અશેષ એટલે કાંઈપણ બાકી ન રહે તેવી રીતે સમજાવીશ, કે એ અનુભવ્યા પછી અત્ર એટલે આ વિશ્વમાં અન્યત્ જ્ઞાતવ્ય એટલે જાણવાનું તારે ફરીથી રહેશે નહિ. આવું વચન છાન્દોગ્યમાંની શ્રુતિમાં કહેલા એક જ્ઞાનથી સર્વજ્ઞાનના પ્રસંગાનુસાર કહેલું છે, ને વેદાન્તશાસ્ત્રમાં જાણવું અને અનુભવવું એ એકાર્થજ ગણાય છે તેને અનુલક્ષી પ્રબોધેલું છે. આમ સ્તુતિ વાક્યોથી આ જ્ઞાનમાટે પ્રરોચના પેદા કરતાં અધિક કહે છે કે એવું જે અપરોક્ષ તે સર્વને મળતું નથી હજારો મનુષ્યોમાંથી કોઈકજ—અનેક શુભ પ્રારબ્ધ સંયોગે કરીને મુમુક્ષુતા પામેલો—એ અપરોક્ષ જ્ઞાનરૂપ સિદ્ધિ માટે યત્ન કરવા બુદ્ધિ કરે છે; અને તેવી બુદ્ધિથી યત્ન કરનારા પણ સર્વ મને યથાર્થ અનુભવી શકે છે એમ નથી, કોઇકજ એ અવર્ણ્ય અપરિમિત અપરોક્ષનો આનંદ અનુભવે છે. તત્ત્વથી જાણે છે એટલે હું અને જાણનાર તે કોણ, કેવા સંબંધવાળા, ઇત્યાદિ યથાર્થ વિવેક પૂર્વક ઉભયની એકતા ગ્રહે છે, ને એમ આત્મા નિર્વિકલ્પમાં લય પામે છે. આ પ્ર-

માણે પ્રરોચન કર્યા પછી હવે બ્રહ્મસ્વરૂપ સમજાવવાનેમાટે પ્રપંચમાત્રનું સૂક્ષ્મ વિવેચન આરંભેછે. અત્રે સાંખ્ય શાસ્ત્રની પ્રક્રિયાને અવલંબીને વિવેક કરેલો છે. સાંખ્યશાસ્ત્રમાં પાંચ તન્માત્ર, અહંકાર, મહત્, અવ્યક્ત એટલી પ્રકૃતિ કહી છે, ને પાંચમહાભૂત, પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, ને ઉભય સાધારણ મન, એટલી સોળ વિકૃતિ કહેલીછે.[1] એમ ચોવીશ તત્ત્વ કહ્યાં છે. તેજ આ સ્થલે પ્રકારાન્તરથી કહેછે. ભૂમિ, આપ એટલે જલ, અનલ એટલે અગ્નિ, વાયુ, ને ખ એટલે આકાશ, એ પાંચ નામ તે,,તે તે મહાભૂતના કારણરૂપ ગંધ, રસ, રૂપ, સ્પર્શ, અને શબ્દ, એ પંચતન્માત્રનાં નામછે. મન જે છે તે પોતાનાજ કારણરૂપ અહંકારનું લક્ષક છે. એમજ બુદ્ધિપદ છે તે અહંકારનું પણ કારણ જે મહત્ તેનું લક્ષક છે, ને અહંકારપદ એ મહત્નું પણ કારણ જે અવ્યક્ત તેનું લક્ષક છે. આ પ્રમાણે ભૂમિ આપ ઇત્યાદિ આઠ પદવડે કરીને પાંચતન્માત્ર, અહંકાર, મહત્, અને અવ્યક્ત એ આઠ જે પ્રકૃતિઓ છે તેજ કહેલીછે. એમાંથી વિકારરૂપે બીજાં સોળ તત્ત્વ નીપજે છે, પણ જે સર્વનું કારણ તે પ્રકૃતિતો આઠજ છે. આ જે અષ્ટધા એટલે અષ્ટ પ્રકારની પ્રકૃતિ કહી તેતો અપર એટલે અધમ છે, કેમકે જડ છે, પારકાને એટલે તેમાંજ રહેલા પુરુષને માટે પ્રવર્તનાર છે, સંસારના બંધરૂપ છે. એ અધમ કરતાં પર એટલે ઉત્તમપ્રકારની બીજી મારી પ્રકૃતિ છે તેને સમજ. તે પ્રકૃતિ તે જીવ, એ જીવરૂપ પ્રકૃતિથીજ આખા જગત્નું ધારણ થાયછે, અર્થાત્ પ્રતિવસ્તુ જીવને લીધેજ તે તે વસ્તુરૂપે વસ્તુત્વ પામેછે. પૂર્વોક્ત અષ્ટધા પ્રકૃતિને ક્ષેત્ર પણ કહેછે, ને બીજી જીવરૂપ પ્રકૃતિને ક્ષેત્રજ્ઞ પણ કહે છે. એ ક્ષેત્રજ્ઞ અથવા જીવ તેજ સાંખ્યોક્ત પુરુષ. આવી બે પ્રકૃતિ કહી તેનું પ્રમાણ બતાવવા કહેછે કે સર્વભૂત એટલે જડ ચેતનરૂપ જે જે પ્રાણીપદાર્થ સમજાય છે તે સર્વ આ બે પ્રકૃતિમાંથીજ ઉદ્ભવેછે. તાત્પર્ય એમ છે કે વસ્તુમાત્ર ચિત્ અને અચિત્ની ગ્રન્થિરૂપછે, કોઈપણ

---

૧ સાંખ્યશાસ્ત્રમાં એમ માનેલું છે કે સત્ત્વ રજસ ને તમસ એ ત્રિગુણાત્મક જે સમાન અવસ્થાવાળું જડ છે તે પ્રકૃતિ અથવા અવ્યક્ત; એમાંથી મહત્, તેમાંથી અહંકાર, તથા જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય, તથા તન્માત્ર; તન્માત્રથી મહાભૂત. આ પ્રકૃતિથી સર્વદા વિલક્ષણ, જ્ઞાતા, સાક્ષી, પણ સર્વદા તેમાંજ રહેલા એવો પુરુષ છે. એ પચીશ તત્ત્વથી જગતની રચના સંભવેછે. વિસ્તારમાટે જુઓ સિદ્ધાન્તસાર પ્રકરણ ૫. સાંખ્ય ( નિરીશ્વરસાંખ્ય. )

એકાન્તચિત્ નથી કે એકાન્ત અચિત્ નથી, તો કાર્ય ઉપરથી કારણનું પણ અનુમાન થઇ શકે કે તેપણ ચિદચિદ્ગ્રન્થિરૂપ હોવું જોઇએ; કહી તેવી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ લક્ષણ પ્રકૃતિનુંજ બનેલું હોવું જોઈએ. ભૂતમાત્ર આ પ્રકૃતિમાંથી ઉદ્ભવેછે એટલુંજ નથી, પણ પાછો લયપણ એમાંજ પામેછે. કશાનો વાસ્તવ વિનાશ થતોજ નથી, જે આપણને નાશ લાગેછે તે માત્ર તેની મૂલ પ્રકૃતિની અવસ્થામાં તેનું પૃથક્કરણ છે. આવી રીતે જે બે પ્રકૃતિ સર્વનું નિદાન કહી તે પરબ્રહ્મ.અથવા બ્રહ્મ, જેને કૃષ્ણે "હું" એમ કહેલું છે, તેની ઉપાધિ છે, અર્થાત્ જે જાતે કાંઈ કરવા અસમર્થ છતાં, જેના વિના કાંઇ સંભવતું નથી એવી છે. આમ છે એટલે જે બ્રહ્મને લઇને એ પ્રકૃતિનું પ્રકૃતિત્વ સિદ્ધ થાયછે, તે બ્રહ્મજ પરમસત્તા અને પરમ સત્ય છે, ને તેજ, એકરીતે, સર્વનું કારણ છે. આ વિચાર લક્ષમાં રાખીનેજ કહ્યું છે કે હું આખા જગત્નો પ્રભવ તેમ પ્રલય છું. ૭૨ અને ૭૩ બે માન્યા પછી ત્રીજું બ્રહ્મ માનવામાં ગૌરવ છે એમ ધારવું નહિ. જીવ છે તે તો અમુક જડમાં પ્રતિબિંબિત મૂલ ચૈતન્યનો આભાસ માત્રજ છે, ને તેથી નશ્વર છે, પણ નાશવિનાશ સર્વ જેનાથી સ્વતત્ત્વ પ્રાપ્ત કરી સત્ રૂપે સમજાયછે એ અવશ્ય પરસત્તાને કોઇક પણ માનવી પડેજ. એજ બ્રહ્મ. આટલેજ અંશે સાંખ્યથી વેદાન્તની દૃષ્ટિ આગળ છે. સ્વયંપ્રકાશ, સર્વભાસક જે બ્રહ્મ તેનાથી પર એટલે આગળ કાંઈપણ હોઈ શકે નહિ. માટેજ કહેછે કે મારાથી પર અન્ય કાંઇ નથી. આ બધું વિશ્વ, ઉભય પ્રકૃતિના પરિણામ એટલે વિકારરૂપ વિશ્વ, મારામાં પરોવાયલું છે, કેમકે મારાથીજ તેમની સત્તા સિદ્ધ થાય છે. તેમનું હોવાપણું મારાવિના અન્યથા સિદ્ધ છે. કોઇ કોઇ ગ્રંથોમાં બીજી રીતે યુક્તિ કરીને પણ એવી એજ વાત સમજાવે છે. વસ્તુમાત્ર પાંચ રૂપે ભાસે છે. અસ્તિ, ભાતિ, પ્રિય, નામ, રૂપ. તે વસ્તુ છે. તે વસ્તુ જ્ઞાન વિષય છે, તે વસ્તુ આનંદ વિષય છે, તે વસ્તુને નામ છે, તે વસ્તુને રૂપ છે. આમાં જે અંશોથી એ વસ્તુનું હોવાપણું, જણાવાપણું, પ્રિયકરવાપણું, છે તે બધા અંશ બ્રહ્મસત્તા સાથે એ વસ્તુના અભેદને લીધે છે. ને નામરૂપ એવા જે બે અંશ છે તે ઉપાધિરૂપ ઉભય પ્રકૃતિના પરિણામને લીધે છે, પણ પૂર્વ અંશત્રયવિના અલગ થવા અશક્ય છે એટલે મિથ્યા છે. કેવલ શાસ્ત્રપરિભાષાથી કહીએ તો વસ્તુમાત્ર બ્રહ્મના વિવર્ત અને પ્રકૃતિના પરિણામરૂપે છે. આમ વસ્તુ માત્ર મારામાં પરોવાયલી છે. એટલા ઉપરથી એક અતિ ઉત્તમ ઉદાહરણ કહેછે કે જેમ અનેક નાના મ્હોટા, રંગ બેરંગી માણેકો, કોઈ એકરૂપ દોરા ઉપર પરોવાયલા રહેછે, ને તે દોરાને કાંઈ

વિકાર કરી શકતા નથી, છતાં દોરાવડેજ સમૂહમાં રહી "માળા" એવું નામ ગ્રહેછે, તેમ બધું વિશ્વ મારામાં પરોવેલું છે. જ્યારે સર્વત્ર વસ્તુ મ-ણકામાં પરોવાયલી છે ત્યારે તો જલાદિ પદાર્થો પોત પોતાના રસાદિમાં પરોવા-યલાં એટલે આધાર રાખનારાં છે એ વાત મિથ્યા થઈ જશે તેનું સમાધાન કરે છે કે રસ રૂપ જે તન્માત્ર જ્યાં જ્યાં જલની પ્રતીતિ છે ત્યાં ત્યાં કારણરૂપે અનુગત છે, તે તન્માત્રમાંજ જલ પરોવાયલું છે. તો તે તન્માત્ર તેજ મારું રૂપછે, હુંજ છું. એમ આપ એટલે જલ માત્ર મન્મય છે; હું જલમાં રસ છું એમ જે કહ્યું છે તેનું આ પ્રમાણે તાત્પર્ય છે. એમજ એ પછીનાં સર્વ વચ-નોનું તાત્પર્ય લેવું. પ્રભા એટલે તેજ. તેજ ગુણરૂપે શશિ અને સૂર્યનું જે તત્ત્વ તે હું છું. વેદ માત્રનું વેદત્વ એક ઓંકારમાંજ છે, તો તે ઓંકાર એટલે પ્રણવ હું છું. પ્રણવની માત્રાઓનો વિવેક અને તેનું બ્રહ્મત્વ તથા તે દ્વારા બ્રહ્મવિદ્યાનું રહસ્ય માણ્ડુક્યોપનિષદમાં સારૂં બતાવેલું છે. તે જિજ્ઞાસુએ જોઇ અનુભવવું. શબ્દરૂપે આકાશનો તન્માત્ર હું છું, પૌરુષરૂપે પુરુષોનું પુરુષત્વ હું છું, ગંધ તન્માત્રરૂપે પૃથ્વી માત્રનું ગંધત્વ હું છું. વિભાવસુ એટલે અગ્નિ તેના તેજસ્વરૂપે હું છું, ભૂતમાત્રનું તત્ત્વ તેમનું જીવન હું છું; તપો રૂપ જે તત્ત્વે તપસ્વીઓ તપસ્વીછે તે હું છું. મનેજ ભૂતમાત્રનું સનાતન એટલે અનાદિ અને અનંત બીજ એટલે કારણ જાણ. જેમ બીજમાં વૃક્ષ સમાય છે ને વૃક્ષે બીજ આવે છે, તેમ મારાથી બધું છે, ને બધાની સીમા મારામાં છે. બુદ્ધિ, તેજસ, જેનાથી બુદ્ધિમાન્, તેજસ્વી, આદિ તે તે રૂપે છે તે હું છું. વળી તમોમય કામ અને રજોમય રાગ તેથી વિવર્જિત એટલે કેવલ વર્જિત એવો જે સત્ત્વગુણ તેનું પરમ બલ જેનાથી સત્ત્વ બલવાળા બ-લવાન્ છે તેપણ હું છું. ભૂત માત્રમાં જે જે શાસ્ત્રાનુસાર બુદ્ધિથી કામના પ્રવર્તે છે તેનું તત્ત્વ પણ હુંજ છું. આમ સાત્વિક, રાજસ, તામસ, જે જે ભાવ એટલે પદાર્થ આ વિશ્વમાં સમજાય છે તે સર્વનું તત્ત્વ મનેજ જાણવો.

આવી વ્યવસ્થા જ્યારે થઇ ત્યારે તો સાંખ્યોક્ત પરિણામવાદનો અવકાશ આવવા જાય તે ટાળવાને કહે છે કે હું તેમનામાં નથી, તે મારામાં છે. અ-ર્થાત્ જે જે પદાર્થ છે તે મારા વિકારરૂપ નથી, પણ તે મારાવિના સત્તા ધારણ કરી શકતા નથી માટે મારા છે. એ પ્રકારે હું તેમનામાં નથી, ને તે મારામાં છે. જ્યારે હું તેમનામાં નથી ને તે મારામાં છે ત્યારે સ્પષ્ટજ છે કે હું અનાદિ, અનંત, અવ્યય, સનાતન, એક રસ છું, ને ભૂતમાત્ર સાદિ, સાન્ત વ્યયશીલ, નશ્વર, નાના પ્રકાર, છે. સાદિસાન્ત અને નાનાત્વપણું જગત્ છે તે ત્રિગુણમય માયાનો ખેલ છે, એ માયાથી મોહ પામીને પામરો તે ગુણો

અધિષ્ઠાનને ઓળખતા નથી. ઉક્ત પ્રક્રિયાએ અજ એટલે કદાપિ જેને જન્મ નથી તેવો અનાદિ અને અવ્યય એટલે જરાપણ જેનો વ્યય નથી તેવો એકાકાર અનંત એમ અજ અને અવ્યય મને અનુભવતા નથી. તેનું કારણ એજ છે કે ત્રિગુણાત્મક માયામાં મોહ પામી ભ્રાન્ત થઇ ગયાછે, ને તેમની વૃત્તિ કેવલ બહિર્મુખ થઇ બેહેકી જવાથી, તેમને જ્ઞાન સંભવતું નથી, એવા પામર છે. એટલે એ સર્વથી અર્થાત્ ઉક્ત માયા કાર્યથી હું અભિન્ન છતાં ભિન્ન છું ને તે એટલેજ અંશેકે સંન્માત્રરૂપે અજ અને અવ્યય છું એમ વિવેક કરી અનુભવી શકતા નથી. ચૌદમા શ્લોકમાં હવે એ માયાના પાશમાંથી છૂટી, બ્રહ્મ સાક્ષાત્કારનો ઉપાય બતાવે છે. બ્રહ્મ એટલે ચિત્ અને પ્રકૃતિ તે ઉપાધિ. પ્રકૃતિના બે ભેદ થાય છે. સત્ત્વ પ્રધાના ને તમઃપ્રધાના. સત્ત્વ પ્રધાનાના બે ભેદ થાય છે. શુદ્ધ સત્ત્વા ને મલિન સત્ત્વા. શુદ્ધ સત્ત્વા તે માયા. ને મલિન સત્ત્વા તે અવિદ્યા એમ વેદાન્ત શાસ્ત્રની પરિભાષા છે. બ્રહ્મનું અથવા ચિત્નું માયામાં જે પ્રતિબિંબ તે ઈશ્વર, અને અવિદ્યામાં તે જીવ.* આ શ્લોકમાં મારી ઇત્યાદિ પદ વાપર્યાં છે તે ઈશ્વર બુદ્ધિથી કહ્યાં છે ને ભક્તિનો માર્ગ બોધ્યો છે. દૈવી એટલે દેવ સંબંધી. દેવની. एकोदेवः सर्वभूतेषुगूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ઇત્યાદિ શ્રુત્યુક્તદેવ તેજ અત્રે કહ્યો છે. એ દેવ તે બ્રહ્મ. તે દેવની એટલે નિર્વિકાર એકરસ પરબ્રહ્મમાં સાક્ષીસબંધે કરીને માત્ર કલ્પેલી એવી તે દૈવી. ત્રિગુણાત્મક જે માયા તે મારી દૈવી માયા છે, હું જે ઈશ્વર તે સ્થાનાપન્ન તેના ઉપાદાનરૂપ માયા છે, ને તેનાથીજ બધો વિસ્તાર છે.* એ માયા દુરત્યય છે, અર્થાત્ એમાંથી છૂટી શકાય એમ નથી. જે ભક્તો મનેજ એટલે ઈશ્વરને, અથવા તે ઈશ્વરરૂપ શ્રીવાસુદેવાદિ મહાત્માઓને, પ્રપન્ન થાય છે અર્થાત્ ઓળખે છે, ભજે છે, એકાકાર વૃત્તિએ લહે છે, ને માયાથી તરે છે. જે જે પુરુષો પ્રતિબિંબને મૂકી મૂળ બિંબ ઉપર લક્ષ કરે છે; જીવને મૂકી તે જીવના મૂલ બિંબને ભજે છે, ઈશ્વરને મૂકી તે ઈશ્વરના મૂલબિંબ તરફ દૃષ્ટિ કરે છે, તે સહજમાં બ્રહ્મરૂપ થઇ આત્માનન્દ અનુભવે છે. વાસુદેવાદિક જે છે તે જીવભાવ વિમુક્ત કેવલ પ્રાજ્ઞપ્રતિબિંબરૂપ મહાત્માઓ છે, ને તેમના ધ્યાનનુંપણ પ્રાજ્ઞપ્રતિષ્ઠા પર્યંત ફલ છે. કિંબહુના જ્યારે તેમના પણ બિંબનું અર્થાત્ ચિત્નુંજ લક્ષ થાય ત્યારે નિર્વિકલ્પ સાક્ષાત્કાર સિદ્ધ છે. કૈવલ્યની નિઃસીમ સીમા છે.

---

* વાસ્તવિક રીતે પ્રાજ્ઞ અથવા, કૂટસ્થ, જે કારણ દેહસ્થ છે, એજ સ્થૂલ બુદ્ધિમાં જીવ ભાવને પામેછે.

# સદ્વૃત્તિ.

આ જીવિતને, ઘણુંકરીને, આપણે જેવું કરવા ધારીએ તેવું કરી શકીએ છીએ. આનંદી માણસ બધું આનંદમય કરીલેછે, બળેલો બળેલું. આપણી આગળ પાછળના સંબંધોમાં ઘણીવાર આપણને આપણી પોતાનીજ પ્રકૃતિનું પ્રતિબિંબ દીઠામાં આવેછે. જો આપણે ટંટાખોર હોઇએ તો બીજા પણ તેવાં થાયછે, જો આપણે ઉદાર મન રાખીએ તો બીજા પણ રાખેછે. એક મીજબાનીમાંથી મધ્યરાત્રીએ ઘેર આવતા એક ગૃહસ્થે ચોકીદારને કહ્યુંકે મારી પાછળ કોઇક પડેલુંછે; તપાસ કરતાં તે પાછળ પડનાર માત્ર તેનો પોતાનોજ પડછાયો હતો. આપણ સર્વનું જીવિત એવુંજ છે, પ્રાયશઃ તે આપણું પોતાનુંજ પ્રતિબિંબ છે. સર્વની સાથે ભલાઈ રાખવાનું અને સર્વનું માન પામવાનું આપણને મન હોય તો આપણે જેટલી પ્રતિષ્ઠા આપણે માટે ઇચ્છતા હોઇએ તેટલી બીજાને પણ આપવી. પ્રતિમનુષ્યને; જેમ શરીર તથા આકારની અનેક વિલક્ષણતા હોયછે, તેમ સ્વભાવ અને પ્રકૃતિની પણ હોયછે. તો તે સર્વ વિષે વિચાર કરતાં આપણે અતિ ઉદાર બુદ્ધિ રાખી અવલોકન કરવું. એજ એક રસ્તો છે કે જેથી સર્વની પ્રીતિને પાત્ર થઈ શકાય.

જ્યારે જીવિતના સારા નઠારા થઇ પડવાનો આધાર કેવલ આપણી વૃત્તિ ઉપરજ આવ્યો, ત્યારે સ્પષ્ટજ છે કે આપણે આપણા આત્માને યોગ્ય સંયમમાં રાખી બીજાના પ્રતિ ઉદારવૃત્તિ ધારણ કરતાં શીખવીએ, તેમજ આપણે આપણી ગરજોને ધીમે ધીમે કાપતા જઇએ, તો આપણું જીવિત એકાકાર સુખમય નીવડ્યાવિના રહે નહિ. જીવિતને સુખરૂપ ગાળવાનું ખરું રહસ્ય સંયમવિના બીજું જણાતું નથી. ઘણાકને એવી ટેવ હોયછે કે બીજા મારેમાટે આમ બોલેછે, તેમ બોલેછે, એમ વિચાર કરી કરી ક્લેશ પામેછે. પણ એમાં એ ભુલમાત્ર પોતાનીજ હોયછે. સંયમ ન રાખવાથી પોતાનેજ મોઢે જે અનુદારતા થઇ ગઇ હોય તેનુંજ એ, ઘણીવાર, પ્રતિબિંબ હોયછે; ને અસંયત મન હોવાથી એ નિર્જીવ જેવી વાત બહુ જીવવાળી લાગી દુઃખ કરેછે. બીજા મારેમાટે શું વિચારે છે એ નિર્જીવ વાતજ છે. બીજા શું વિચારે છે એ જાણવું હોય તો બીજા માટે તું શું વિચારે છે તેજ જાણ. અથવા વધારે યોગ્યતો એજ કે તું પોતેજ તારેમાટે શું વિચારે છે તે યથાર્થ રીતે સમજ. બીજાના વિચાર ઉપર આધાર રાખનાર કેવલ ઠગાય છે, પણ પોતેજ પોતાની યથાર્થ કીમત કરી

શકે તો પછી બીજાની કશી દરકાર રહેતી નથી. પોતે પોતાની કીમત કરવી એટલે એમ નહિ કે અયોગ્ય અભિમાનની વૃત્તિ ધારણ કરવી. પણ જે અમુક સિદ્ધાન્ત પોતે સત્યરૂપે સપ્રમાણ વિચારથી સ્વીકાર્યાં હોય તે સિદ્ધાન્ત ઉપર અસ્ખલિત દૃષ્ટિથી ચાલ્યા જવું. પછી બીજા શું ધારે છે તેની કશી જરૂર નથી, તેથી કદાપિ પોતાને સંતાપ થવાનો નથી. પણ એ બધું થવા માટે આત્મસંયમની થોડી અપેક્ષા નથી. આપણને સારા કહેવડાવવાની, મ્હોટા કહેવડાવવાની, એટલી બધી આકાંક્ષા હોયછે, કે ઘણીવાર આપણે એકાન્તમાં ઠરાવેલા સિદ્ધાન્તોને બાજુ ઉપર મૂકી, આપણી આંતર સંતોષવૃત્તિને બદલે, માત્ર પ્રાકૃત લોકની ક્ષણિક વૃત્તિનેજ અનુસરીએ છીએ ને તત્કાલની વાહવાહ લેવા જતાં ચિરકાલની નિંદાને પાત્ર થઇએ છીએ. તે નિંદા તે નહિ માત્ર સુવિચારી પ્રતિષ્ઠિતોનીજ, પણ એથી પણ અધિક દુઃખકર્તા આપણા પોતાનાજ અંતઃકરણની. અને આત્મઘૃણા જેવું બીજું દુઃખ શું છે? જે માણસ એમ જાણે છે કે હું નીચ છું, હું દુષ્ટ છું, હું અસ્પર્શ્ય છું, હું રાક્ષસ છું, તેને તમે ગમે તેટલા સુખમાં દેખો, ગમે તેટલા આનંદમાં હસતો દેખો, પણ તેનું અંતર નિરંતર ચીરાયાં જાય છે, નિરંતર રડે છે, નિરંતર બળે છે! આટલું બધું માત્ર એક સહજ સંયમના અભાવે થાયછે. પ્રતિ મનુષ્યના જીવિતમાં પ્રતિદિવસ એવી અનેક ક્ષણ આવે છે કે જ્યારે એક જરાક સંયમથી આખો જન્મ સુધરી શક્યો હોત. પણ તેમ થઇ શકતું નથી. ત્યારે યથાર્થજ છે કે જીવિતને જેવું આપણે બનાવીએ તેવું થાયછે.

ઘણાકને બોલવાનીજ એવી ટેવ હોયછે કે તેમના અદકજીભા સ્વભાવને લીધે તેમના ઘણા દુશ્મન થાયછે. એક નિર્દોષ ટોળ કરવાથી તેઓ જેટલી આબરૂ પામેછે, તે કરતાં લક્ષગણા તેમને શત્રુ થાયછે. માત્ર બોલવામાંજ આવું છે એમ નથી. આપણાં રીત, ભાત, વ્યસન, વ્યવહાર સર્વમાં એમ છે. દારૂ્ણાજી કે અફીણનું નઠારૂં વ્યસન કેવી રીતે લાગુ પડેછે? માત્ર નિર્દોષ મોજમઝાખાતર પ્રથમ સ્વીકારેલું હોઇ ધીમે ધીમે એવું ચઢી બેસેછે કે આપણે પછી તેના ગુલામ થઇ જઇને કેવલ પાયમાલ થઇએ છીએ. દારૂએ કોઇ વિચિત્ર રાક્ષસ છે. એની શક્તિ અગાધ છે, ને એની જાળ વિસ્તીર્ણ પણ અદૃશ્ય છે. એક ક્ષણમાત્રના સંયમથી, અહો, કેટલાં દુઃખ, કેટલા હૃદયભેદ, કેટલાં મરણ, કેટલાં પાપ અટકે!!

જે ખરા સંયત પુરુષ છે તેનો સંયમ એટલે સુધી વર્તેછે કે તે પોતે જેવા હોય નહિ તેવા તેમને કોઇ ધારે ને માન આપે તો તેપણ ને સ્વીકારત

નથી. ગજા ઉપરાંત દેખાવાનો પ્રયત્ન કરવામાં દેવું કરવું એ ચોરી કરવા જેવુંજ છે. છતાં આપણામાંના કેટલા ગજા ઉપરાંત દેખાવામાંજ આબરૂ સમજેછે, ને પાયમાલ થાય છે. આપણે જેવા ન હોઈએ તેવા દેખાવામાટે પ્રયત્ન કરવો એના જેવું પરિણામે હાનિકારક, અને નીચ બુદ્ધિને વધારનારૂં, બીજું કાંઇ નથી યથાશક્તિ આચરણ રાખી, જેવા હોઈએ તે કરતાં પણ કાંઇક ન્યૂન જણાવામાં ખરા સંયમનું રૂપ પ્રકાશે છે, ને તે સર્વથા સુખકર નીવડે છે. માત્ર દ્રવ્યનુંજ દેવું કરવામાં લોકો ગમ્યા રહેછે એમ નથી, પણ ચાલતું હોય તો વિદ્યાકલા પ્રતિષ્ઠા સર્વમાં તેવાજ વ્યવહાર દાખલ કરે. આપણે જોઈએજ છીએ કે કાળા અક્ષરને પણ કુટી મારે તેવા ઘણાએક પંડિતાઇનો ડોળ રાખેછે, એટલુંજ નહિ પણ તેમ રાખવા પ્રયત્ન કરી બીજા પાસે તે મનાવવા ઇચ્છેછે. એક વિદ્યામાંજ તેમ હોય એવું નથી, પણ ધર્મમાં તો એ દંભ ઘણામાં ઘણો પ્રવર્તે છે. આપણામાં ઉખાણો છે કે "બાવાનો બીજ, ભભૂતિ કે ગેરૂ" તેમ જેને કશો ધંધો નથી રહેતો તે બાધરાક ધર્મગુરુ થઇ બેસેછે. લોકો પણ તેમને ટોળે ટોળાં થઈ પૂજવા મંડે છે, ને નાચ ચાલે છે. મોક્ષમાત્રનીજ જરૂર હોય તો મોક્ષમાં તો ગુરુએ નથી, શિષ્યે નથી, જ્ઞાને નથી, ને વિદ્યાને નથી. પણ દુનીયાં મોક્ષનું નામ દેછે, છતાં ઇચ્છે છે તો પુત્ર, કલત્ર, ધન, અને સિદ્ધિ. જેવા ઈચ્છનાર તેવા આપનાર. એટલે આખો કહે છે તેમ "શિષ્યગર્દભને ગુરુ કુંભાર"નો કાંકલો ચાલ્યાંજ કરે છે. વિદ્યામાં તેમ ધર્મમાં પણ આ પ્રમાણે એક સંયમના અભાવે કેટલાં કેટલાં કુકર્મ થાય છે? જે ખરો સંયત પુરુષ છે તે એવી કશી પ્રવૃત્તિમાં પડતા નથી, ને પોતે જેવા હોય તે કરતાં અધિક જણાવા ઇચ્છતા નથી, કિંબહુના ભુલેચુકે કોઇ અધિક માને તો તેપણ સ્વીકારતા નથી.

આ પ્રમાણે આપણે સર્વાંશે સંયમનું સ્વરૂપ જોઇ ચુક્યા. જો એક રીતે કહીએ તો આખા વિશ્વના જેટલા જેટલા વ્યવહાર છે તે સંયમનુંજ રૂપાંતર છે એમ સિદ્ધ છે. સદ્વૃત્તિ જેથી સિદ્ધ થાય તેપણ સંયમજ છે. સંયમવાન્ તેજ સદ્વૃત્તિવાન્ છે એ નિઃસંશય છે. સાર કે સર્વે એ સંયત થવા પ્રયત્ન કરવો. સંયમ યથાર્થ સિદ્ધ કરવામાટે નિરંતર આત્મનિરીક્ષણ અભ્યસવું. ક્ષણપણ એવી ન જવી જોઇએ કે જ્યારે આત્મનિરીક્ષણનો અભાવ હોય. શું કર્યું, શું કરવું, એ વાતનો યથાર્થ તોલ આત્માની પાસે નિત્ય અને પ્રતિક્ષણ કરવો, ને એમ સંયમનો માર્ગ રચતા જવું.

## પ્રકરણ ૧૮

મધ્યરાત્રી થવાને એક ઘડીની વાર હતી. લાલાજી ઠરાવેલે ઠેકાણે આવી પુગ્યો હતો. ગુલાબસિંહે એના ઉપર જે અસર કરી હતી, તે ગત રાત્રીના વૃત્તાન્તથી સુદૃઢ થઈ હતી. જે બનાવો બન્યા તે કેવા સ્વાભાવિક, કેવલ આકસ્મિક, છતાં એણે ભવિષ્ય રૂપે જાણેલા હતા? આ અતિચમત્કૃતિમય વિલક્ષણ પુરુષ નિર્જનમાં નિર્જીવ વસ્તુને પણ પોતાનો સંકલ્પ માનવાનું સાધ્ય કરવાને સમર્થ છે! એમજ છે. ત્યારે રમાને લેઈ જવાને કેમ દીધી! ગુનેગારને ફડચા કરતાં ગુનોજ કેમ ન અટકાવ્યો! શું ગુલાબસિંહ રમાને પ્રેમદૃષ્ટિથી જોતો હતો? પ્રેમી છતાં, તે પ્રેમપાત્ર બીજાને આગળ ધરે! એવા પ્રતિપક્ષીને આપે! કે જેને પોતાના અગાધ આત્મવૈભવી મહત્ત્વમાં નમાવી શકે! ગમે તેમ હો—પણ લાલાના મનમાં પૂર્વે જે વિચાર થયેલા તે તો હવે થવાજ અશક્ય હતા. રમા અને ગુલાબસિંહ કોઈ યુક્તિથી એને છેતરીને ફસાવે છે એમ સમજવું માત્ર કલ્પનાજ હતી. ત્યારે લાલો પોતે રમા ઉપર પ્રેમગ્રસ્ત છે? ના લાલાજીની વૃત્તિ અત્યારે કોઈ જુદીજ વાત ઉપર નિરુદ્ધ છે. જુગાર રમવાનો જેને ચડસ લાગે છે તેને બીજું કશું સૂઝતું નથી, તેને કશી ખબર પડતી નથી. જે હાથ આવે તે ઉડાવી દેઈને પણ પોતાની રમવાની ચળ મટાડે છે. એમજ લાલાજીને હતું. સ્મશાનનાં અભેદ્ય પડને ઉંચો કરી તદન્તરિત ગુહ્યાગારના દર્શનમાત્રજ એનો જ્વર થઈ ગયો હતો. બીજા કોઈ વિચારને અવકાશ ન હતો. એને ગુલાબસિંહ જેવા થવું હતું. નહિ કે પ્રેમમાં, પૈસામાં, કીર્તિમાં—પણ તે અમોઘ અલૌકિક શક્તિ જે તેનામાં હતી તેમાં. લોકથી જેને લીધે એ વિદેશી વિલક્ષણ જણાતો તેનું રહસ્ય પ્રાપ્ત કરવાને લાલાજી પોતાનો જીવપણ સુખે આપવા તૈયાર હતો. રાત્રી ઘણીજ શાન્ત અને મધુર હતી, ચન્દ્રનો પ્રકાશ શાન્તિને અધિક શોભાવતો હતો. ભવાનીના ભવ્ય ધામને દૂરથી યમુનાના ચન્દ્રપ્રભાયુત તરંગ પણ પુષ્પ શોભિત અર્ધ્ય આપતા હતા. લાલાજી ધીમે ધીમે દેવળની પશ્ચિમ બાજુએ એક પીપળા નીચે આવ્યો. ત્યાં એણે એક પુરુષને મોટા ઝભ્ભામાં વીંટાઈને, ઉભેલો, તથા અતિ પ્રગાઢ શાન્તિથી શોભતો દીઠો. લાલાએ ગુલાબસિંહ કરી ટહુકો કર્યો તેવોજ તે પુરુષ તેના તરફ વળ્યો. એણે કોઈ બીજાજ વિદેશીને જોયો. એ વદન ગુલાબસિંહના જેવું સુંદર નહિ પણ તેટ

લુંજ ભવ્ય, અને કેવલ સત્ત્વવૃત્તિની અમોઘ મુદ્રાએ અલંકૃત વિશાલ ભાલ સહિત, તથા અતિ ઉંડી અને ભેદી નાખે તેવી આંખોએ શોભતું હોવાથી વધારે સામર્થ્યવાળું હતું.

"તમે ગુલાબસિંહને શોધો છો" પેલા પુરુષે કહ્યું "તો તે હવણાં અહીં આવશે; પણ જે અત્યારે તમારી સમીપ છે તેજ તમારા ભવિષ્ય જોડે વધારે નિકટ સંબંધ ધરાવે છે, ને તમારી આશા પૂર્ણ કરવા વધારે ખુશી છે."

"ત્યારે શું પૃથ્વી ઉપર બે ગુલાબસિંહ છે?"

"જો ન હોય તો તમે પોતેજ બીજા ગુલાબસિંહ થવાની શ્રદ્ધા કેમ કરી શકો છો? યુવાવસ્થાના તરુણ આત્મપ્રસાદમાં એવી વાંછના ન અનુભવી હોય એવો કોઇકજ પુરુષ હશે કે આ બ્રહ્માંડમાં કાંઈક ગુપ્ત ચમત્કાર છે, ને તે ચમત્કાર સમજવો આવશ્યક છે. જે અવર્ણ્ય ચમત્કૃતિથી આ વિશ્વપૂર્ણ છે તેનું ગાન અતિ સુશ્લિષ્ટ અને મધુર છે. આત્માના અંતરંગ વ્યાપારમાં તેનો ધ્વનિ પ્રતીત થાય છે. માનુષ હૃદયમાં જે જે વાંછના ઉઠે છે, જે જે ઉદ્ગાર થાય છે, તે બધાં કોઈક અચિન્ત્ય વિશ્વની તાદૃશ રચનાનાં પ્રતિબિંબ છે. એ રચના તેજ પરમ સત્તા છે, બીજું મિથ્યા છે. અનન્ત યુગ અને કલ્પ વહી ગયા તેમાં એ સિદ્ધ સત્તામાંજ રમનારા અનેક મહાત્મા થઇ ગયા છે, ને થશે. ગુલાબસિંહ તેમના આગળ કોણ માત્ર છે?"

"ત્યારે હું પૂછુંછું કે એવા અનંત મહાત્માઓ, જેના આગળ ગુલાબસિંહ કાંઇ નથી તેમાંના તમે એક છો કે નહિ?"

"મારામાં તમે એક એવો પુરુષ દેખોછો કે જેની પાસેથી ગુલાબસિંહ કેટલીક ગુપ્તવિદ્યા શીખ્યો છે. આ ભૂમિ ઉપર હું એટલા કાલથી છું કે જે કાલની ગણના તમારા ઇતિહાસ અને પુરાણ લખનારા કરી શકતા નથી. આર્ય ઋષિઓ, કૌરવ, પાંડવ, રામ, કૃષ્ણ સર્વને મેં દીઠા છે. એ ઋષિઓ કે જેમની ઉત્પત્તિ અને સ્થિતિ કૃતિ વિષે આજના પંડિતો અનેક કુતર્ક કરે છે તે ખરા મહાત્માજ હતા. તેમણે વિશ્વરચનાનાં ગાન માત્રથીજ વેદ ભર્યા નથી, પણ તેમણે મહા ગહન ગુપ્ત વિદ્યાના ભંડાર તેમાં સાચવેલા છે. તે પોતે પણ મરી ગયા નથી. કૌરવ અને પાંડવ તથા રામ અને કૃષ્ણ જેવા મહાપુરુષો નથીજ થયા એમ નથી, પણ એજ ઇતિહાસ દ્વારા એ મહાત્માઓએ એવાં દૃષ્ટાંન્તથી અધ્યાત્મયોગ સમજાવ્યો છે કે વિચારનારને મુક્તિ હસ્તામલકવત્ થઇ રહે. પણ કલિના પ્રભાવે દૃષ્ટિઓ નાશ પામી છે. લોકો માત્ર અક્ષરને ને તે અક્ષરના શુષ્ક ભાવને વળગી રહી વહેમી, બાયલા,

ને અજ્ઞાની પણ છે. ક્રોધ અને પાશવના યુદ્ધની વાતોથી લોકો રંજન થાય છે, ને એમને એમ મન્ત્રપાઠ અને દ્રવ્યદાનમાંની વાછનામાં અધોગતિએ ચઢે છે. ખરું રાજ્ય, ખરી પ્રાપ્તિ તો આ શરીરરૂપી કુરુક્ષેત્રમાં આત્મા અને મનના સંગ્રામમાં આત્માને વિજયવાન્ કરવામાં છે. બ્રહ્માંડને મૂકી તેની પ્રતિકૃતિ જે પિંડ તેનેજ નિહાળવામાં સામ્રાજ્યના પગરણનો આરંભ છે, ને સર્વ પ્રાપ્તિનું બીજ છે.

"એ વિદ્યા કોના અર્થની છે? કોના પ્રયોગની માટે છે?"

"એનો અર્થ આ આખું વિશ્વ છે, એના પ્રયોગ મનુષ્યની દૃષ્ટિમાં છે. નિર્જનમાં નિર્જન વનસ્પતિ કે પદાર્થ પણ અનેક ઉપદેશ કરવાને સમર્થ છે, પણ તે વાંચવાની આંખ અને સમજવાનું મન સદા સાવધાન જોઈએ. જે માત્ર બાહ્યાકૃતિનેજ જોનારા છે તેમને કાંઈ કામનું નથી. આખા વિશ્વ ઉપર ગુપ્ત વિદ્યાના રહસ્ય કોતરી કાઢ્યા હોય તો પણ જેઓ શબ્દમાત્રનેજ સમજનારા છે, ને ઉંડો વિચાર કરવા યોગ્યતાવાળા નથી, તેમને તે નકામું છે. રે યુવક! જો તારી તર્કશક્તિ ઉજ્જ્વલ હોય, તારું હૃદય દૃઢ હોય, તારી જિજ્ઞાસા અગાધ હોય, તો હું તને મારો શિષ્ય કરીશ. પણ પ્રથમ ક્રમ ઘણો કરડો અને ભયંકર છે."

"જો તમે તેમાંથી નવા પાર ઉતર્યા છો તો હું શામાટે પાછો ફરીશ? મારા બાલ્યથીજ મને એમ લાગતું કે મારા ભવિષ્યમાં કાંઈ વિલક્ષણ બનાવ નિર્ધારેલા છે, ને એ નિશ્ચયમાંજ મેં આ સમાજની બાજમાં લભ્ય પ્રાપ્તિને તુચ્છકારી છે. જ્યારથી મેં ગુલાબસિંહને જોયા ત્યારથી મને એમજ વિશ્વાસ થયો છે કે એજ મારા ગુરુ થવાને યોગ્ય છે."

"ને એ ગુરુએ તારા સમાગમમાં એણે મને સોંપ્યું છે. યમુનાના પ્રવાહ તરફ નજર કર. પેલું જે વહાણ દેખાય છે તે પ્રાતઃકાલપૂર્વ ચાલ્યું જશે—તારો ગુલાબસિંહ પણ એમાં જશે. તારા હૃદયમાં તેનો કાંઈ પણ વિચાર હોય તો હજુ સમય છે. પણ જો, એના પગના સંભળાય છે. હું તને ફરી મળીશ."

આટલું કહીને પેલો પુરુષ દૂર થઈ ગયો, ને પાસેની ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો. એજ ક્ષણે ગુલાબસિંહ આવી પહોંચ્યો.

"લાલાજી હવે હું તને પ્રેમ અને જ્ઞાન બેમાંથી એક પસંદ કરવાનું કહેતો નથી. એ ક્ષણ તો હવે ગઈ, અને જે પ્રાપ્તિનું પ્રિયગ્રહણ તું કરત તે

મેં કર્યુંછે. પણ જો તું તારા હૃદયમાં સાચી રહેલી વાત, જેની સિદ્ધિ મને પોતાને પણ નિશ્ચિત લાગતી નથી, તેને બદલે બીજું કાંઈ માગે તો જે માગે તે તને આપવા હું તૈયાર છું. જો, માણસો ઘણું કરી ચાર વસ્તુ ઇચ્છે છેઃ પ્રેમ, પૈસો, પ્રતિષ્ઠા, ને પટલાઈ. પ્રેમની વાતતો હવે મારા હાથમાં નથી. પણ બાકીનામાંથી જે તું માગે તે તને હું આપી શકું તેમ છે. આપણે જુદા પડીએ તે પહેલાં મારે તને સંતોષવાની ઇચ્છા છે."

"જે વર હું માગું છું તે એ પ્રકારનો નથી. મારે જે જોઇએ છે તે જ્ઞાન છે, જ્ઞાન તે પણ જે તને છે તેજ. એનેમાટેજ મેં રમાના પ્રેમનો પરિત્યાગ કર્યોછે."

"હું તને વારતો નથી, પણ ચેતવણી આપુંછું. જાણવાની ઇચ્છા તેજ ખરી મુમુક્ષુતા નથી, તને હું ગુરુ બતાવીશ, પણ બીજું બધું તારા પોતાના ઉપર આધાર રાખેછે."

"મને માત્ર આ પ્રશ્નનુંજ ઉત્તર આપ, એટલે હું નિશ્ચય કરીશ. આ કરતાં અન્ય સૃષ્ટિની વસતિ સાથે સંબંધ કરવો એ માણસથી બની શકે તેમ છે? પંચ તત્વને પોતાના કબજામાં રાખવાનું માણસથી બનેછે? ને પોતાના જીવિતને શસ્ત્રથી કે વ્યાધિથી બચાવવાનું માણસને શક્ય છે?"

"હા એ બધું થોડાને પણ સંભવે તો છેજ, પણ યાદ રાખજે કે જે થોડાને તે સંભવે તે પ્રત્યેકને બદલે સહસ્રાવધિને તે નથી સંભવતું એટલુંજ નહિ પણ પ્રયત્નમાંજ બહુ ક્લેશજ પ્રાપ્ત થાયછે."

"ત્યારે એક બીજી શંકા. તું પોતે–"

"બસ; મારી વાત વિષે હું કાંઇ કહેતો નથી."

"ઠીક. ત્યારે જે પુરુષ હવણાં મને મળ્યોછે તેની વાતો ખરી માનું? શું એ પુરુષ ખરો મહાત્મા છે, સિદ્ધ છે?"

"રે ઉતાવળીઆ ધીર! તારી કસોટી થઇ ચુકીછે. તેં તારો નિર્ણય કર્યોછે. જા, ધીરજ રાખજે ને સિદ્ધિ મેળવજે. હા, હું તને એવા ગુરુને સોંપુંછું કે જેને ગુહ્યવિદ્યાનાં દ્વાર તારા આગળ ખુલ્લાં કરવાની શક્તિ અને ઇચ્છા બન્ને છે. એના નિર્વિશેષ જ્ઞાનમાં તારા એક વ્યક્તિનાં સુખ કે દુઃખનો હીસાબ નથી, તારે તારું સાચવવાનું છે. હું એને તારા ઉપર હાથ મૂકતાં વારું છું, પણ એ મારું માનતો નથી. ગુરુદેવ! તમારા શિષ્યને સ્વાધીન કરો." લાલાહરએ તરતજ પછવાડે જોયું તો તુરતજ એણે ગુરુ

મત્સ્યેન્દ્રને અધરથી ઉતરતા હોય એમ આવતા દીઠા અને જરા સમજ્યો. મત્સ્યેન્દ્રે લાલાજીનો ખભો થાબડી, હાથ પકડ્યો.

"રામરામ." ગુલાબસિંહે કહ્યું "તારી યાતના હવે શરૂ થઈ, આપણે ફરી મળીશું ત્યારે, કોણ જાણે તું જોગ કે ભોગ જે તે એક થયેલ હોઈશ."

લાલાજીએ ગુલાબસિંહને જતાં જોયા, ને તે છેક નદીએ પહોંચ્યા ત્યાં સુધી જોઈ રહ્યો. એણે હમણાંજ જાણ્યું કે નદી ઉપરના વહાણમાં એક સ્ત્રી છે, કેમકે તે જેવા ગુલાબસિંહ અંદર દાખલ થયા કે ઉભી થઈ. તેણે લાલાજીને દૂરથી "રામરામ" કહ્યા. પણ લાલાજી આવેશથી ગદ્ગદિત થઈ ઉત્તર વાળી શક્યો નહિ. વહાણ ચાલ્યું, દૃષ્ટિ બહાર ગયું. એજ ક્ષણે, જાણે પોતાની શક્તિથીજ ઉત્પન્ન કર્યો હોય તેવો, અનુકૂલ મૃદુ પવન વાવા લાગ્યો, અને વહાણના શઢમાં ભરાયો. ગુરુ તરફ નજર ફેરી લાલાજી બોલ્યો "ગુરુદેવ! એટલું કહો કે આ અબલાનું ભાવિ પ્રિયકર થશે, ને એણે જે કર્યું છે તે સારું કર્યું છે?"

"અરે શિષ્ય! તારું પ્રથમ કર્તવ્ય એજ કે તારે અન્ય ઉપરથી તારા સર્વ વિચાર, આવેશ, પાછા ખેંચી માત્ર તારા પોતાના ઉપર સ્થાપવા. પ્રથમ ક્રમ એજ છે કે પોતાના આત્માનેજ સર્વસ્વ ગણી તેમાંજ ઠરવું. તેં તારો માર્ગ નક્કી કર્યો છે; તેં પ્રેમ, પ્રતિષ્ઠા, પૈસો, પટલાઈ સર્વ તજ્યું છે. હવે વિચાર શાને? બધો સંસાર તારે ક્યાં છે? તારી બુદ્ધિને તીક્ષ્ણ કરવી અને તારા આવેશને એકત્રિત કરવા એજ તારું હવે કર્તવ્ય છે."

"એનું ફલ સુખ છે?"

"સુખ એવું જો કાંઈ હોય તો તે એવા આગામાંજ છે કે જેને આવેગ માત્રનો અભાવ છે. સુખ એ તો છેલી ભૂમિકામાં છે. તું તો હજુ પ્રથમ ક્રમગામી છે."

આ વાર્તા થતા થતામાં પેલા વહાણના શઢપણ દૃષ્ટિ બહાર ગયા, અને ગુરુશિષ્ય શહેર તરફ વળ્યા.

તૃતીય તરંગ સમાપ્ત.

# શિક્ષણવિચાર.

—:o:—

( સંબંધ પાને ૬૯ મે થી )

પણ આ ખામી જ્યારે છોકરાઓને મૂકી છોકરીઓ તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે બહુ ભયંકર લાગે છે. છોકરાઓનેમાટે મૂલથીજ નિર્ધારેલી અમુક પદ્ધતિ છોકરીઓને પણ, પ્રસંગ આવતાં, લાગુ પાડવામાં આવી છે. તેમાંથી પરિણામ શું થયું છે? કન્યાશાલાઓની સ્થિતિ સુધરવાને બદલે બગડી છે એટલુંજ નથી, પણ સ્ત્રીશિક્ષણ પોતેજ લોકોમાં અળગમતું થઇ પડયું છે. જે શિક્ષણથી કશો લાભ જણાયો નથી, ઉલટી હાનિ- સમજાઈ છે, તે તરફ લોકો પ્રીતિની નજરે જોતાજ નથી. સ્ત્રીશિક્ષણની કાંઈ ગરજ લોકોમાં સમજાતી હોય તો એટલીજ છે કે નાની બાલકીઓ ઘર આગળ તોફાન કરે, ને આડી અવળી અથડાઈ હાથ પગ ભાંગે, તે કરતાં શાલામાં પૂરાઈ રહે તો ખોટું નથી. છોકરાનું શિક્ષણ ગમે તેવું ખામી ભરેલું હોય, તેથી ગમે તેટલો સારો લાભ તેમને અતઃપરના સંસારકાર્યમાં ન થતો હોય, તોપણ એ શિક્ષણદ્વારાજ તેમને ઉદરનિર્વાહનો માર્ગ મળે છે, માટે જેવું હોય તેવું પણ એ શિક્ષણ લોકો ગ્રહણ કરે છે. પણ છોકરીઓના સંબંધે તેવી કશી લાલચ નથી. શિક્ષણ જાતેજ જો એવા પ્રકારનું હોય કે તેથી છોકરીઓ જ્યારે પત્ની, ગૃહિણી, અને માતા થાય ત્યારે તે શિક્ષણને લીધે વધારે સારી પત્ની, સારી ગૃહિણી, કે સારી માતા નીવડે તોજ તે શિક્ષણ લોકો લેવામાટે તત્પર થાય.

આપણે પૂછીએ કે હાલના શિક્ષણથી આવું થાય? એકવાર નહિ પણ અનેકવાર અમે છાતી ઠોકીને "ના" એમ કહીશું, ને તેપણ ગદ્ગદ્સ્વરે. અમારા સર્વજ્ઞ શિક્ષણાગ્રણીઓને કોણ જાણે કેવા પ્રકારનો વિચાર મનમાં વસ્યો છે કે તેઓ તેમની નજર આગળ જે બનાવો દેખે છે તેની પણ તુલના કરી શકતા નથી, ને કેવલ પોતાનીજ ઢોલકી બજાવ્યા કરે છે. ચકલી અને પોપટની વાતો વાંચવાથી છોકરીને પોતાના ઘરસૂત્રમાં શી મદદ મળવાની છે! ઔરંગજેબ અને વોરનહેસ્ટિંગ્ઝનાં નામ ગોખવાથી એનો પ્રેમપ્રવાહ શો વિપુલ થવાનો છે? ત્રિરાશિના હીસાબ ગણવાથી એને પુત્રપોષણમાં શો લાભ થવાનો છે? લાભ તો બધામાં છેજ છે, ને કોઇ આડકતરી રીતે પ્રતિવસ્તુ પ્રત્યેક વસ્તુને લાભકારી છેજ, પણ અમે પૂછીએછીએ કે જે સ્ત્રીપુરુષનાં ખાસ કર્તવ્ય છે તેમાં સીધો અને સરલ લાભ એ બધી બાબતોથી શો થવાનો છે? ઈતિહાસ ભણાવવો હોય તો સારાં સતીચરિત, પતિ-

ધર્મ, પત્ની ધર્મ, પ્રેમમાહાત્મ્ય, ઇત્યાદિ શામાટે ઉપયોગમાં લેવાતાં નથી ? ત્રિરાશિ શીખવવીજ હોય તો ગૃહનીતિ, ગૃહવ્યવસ્થા, એ શામાટે સ્પષ્ટ કરાતાં નથી ? વાર્તા કવિતા આદિ વંચાવવાંજ હોય તો હૃદયનાં દયા, મધુરતા, કોમલતા, ઈત્યાદિને પ્રફુલ્લ કરનારા પ્રયોગ શામાટે અનુભવમાં આણતા નથી? અને એ સર્વ ઉપરાંત તેમના હૃદયમાં એવી અભિન્ન નીતિની છાપ પણ કોઈ રીતે મારવામાં આવતી નથી કે જેને આધારે તે આ સંસારમાં ખરા સુવ-ર્ણને પીતળથી જુદું પાડી સુખને માર્ગે સર્વદા જાય. એમાં પણ કેવલ સમયાનુકૂલ ઉપયુક્તતાનેજ નીતિનું ધોરણ સ્થાનરે બનાવવામાં આવે છે. પણ સનાતન સિદ્ધ મર્યાદા સમજાવવામાં આવતી નથી, કે જેથી બાલકો અસ્ખલિત પગલે શુદ્ધ માર્ગેજ જાય.

શિક્ષણનાં ધોરણ રચનારા કહેછે કે બાલકો આગળ વ્યવહારની વાતો થાય નહિ; તેમને તો સારી સારી વાતોજ બતાવાય. અમે આ વિચારમાં રહેલા તત્ત્વની અવગણના કરવા ઇચ્છતા નથી, પણ શિક્ષણક્રમમાં એવો અવસર જરૂર આવવોજ જોઇએ કે જે વખતે શિષ્યોને તે જે મહાભારત કાર્યમાં પડનારાં છે તેમાટેની સામગ્રી પૂરી પાડવામાં આવે. પ્રસંગ આવે તે વખતે વીલે મોઢે ઉભા રહી જાય તે, ને ઘણું કરી અવળેજ, માર્ગે ચઢી જવું, તેના કરતાં આગળથી જાણી રાખવું વધારે લાભકારી છે. પ્રથમ-થીજ બધી વિગત જાણવામાં જેટલા દુરાચારી થાય તેના કરતાં સદ્‌અગણ્યાં જાણ્યાવિના અવળાં ચઢી દુઃખી થાયછે, એ તો સર્વ સૂક્ષ્મ અવલોકન કરના-રનો અનુભવ સાક્ષી પૂરે તેવી વાત છે. આમ છતાં અનેક કલ્પિત ભયની ગણના કરી આપણી શાલાઓની શિક્ષણપદ્ધતિને છેક નિર્માલ્ય જેવી રાખ-નારા બહુ મહોટી ભુલ કરેછે. 'આ વિશ્વ છે તે કાંઇ સાધુનું ભરેલું નથી, કે-વલ સત્પુરુષોનુંજ બનેલું નથી. આપણે એમ ઇચ્છવું કે તે તેવું થાય એ બહુ ઉત્તમ વાત છે, પણ તે જેવું હોય તેવું સ્વીકાર્યાવિના સિદ્ધિ નથી. તો તેમાં યોગ્ય રીતે રસ્તો કાપે તેવા પુરુષો તૈયાર કરવાને તેવી સન્નારીઓ તૈયાર કરવી એજ શિક્ષણમાત્રનું કર્તવ્ય છે.

જો સ્ત્રીપુરુષ નિરંતર બાલ્યાવસ્થામાંજ રહેનારાં હોત, જો તેમને પ-રણવું, પ્રજા ઉત્પન્ન કરવી, તેનું પોષણ કરવું, ઇત્યાદિ પ્રસંગો ના આવવાના હોત, તો તો જે શિક્ષણપદ્ધતિ હાલ ચાલેછે તેને આપણે સર્વથા આનંદપૂર્વક સ્વીકારત. આપણું દુર્ભાગ્ય છે, ને તે ભેગું એ શિક્ષણપદ્ધતિ રચનારાનું પણ, કે ખરી વાત તેથી તદ્દન ઉલટીજ છે. તો જે શિક્ષણપદ્ધતિ પોતાનો હેતુ સિદ્ધ કરી શકતી નથી તે વ્યર્થજ છે એ સ્પષ્ટ છે.

કોઈ એમ કહેશે કે આવી રીતે વિચાર કરતાં તો શિક્ષણમાત્રનો હેતુ જે ઉચ્ચાભિલાષ વધારવાનો ને સિદ્ધ કરવાનો છે તે વ્યર્થ જશે; ને માણસો માત્ર સંસારમાં ખાવાપીવા ને વ્યવહારની યોજનામાંજ સર્વની રીમાં માનશે. અમારો હેતુ આવો લેશ પણ નથી. અમે પ્રથમથીજ ધર્મજિજ્ઞાસાને કેળવવાની આવશ્યકતા લખતા આવ્યા છીએ. ધર્મજિજ્ઞાસા એટલે શું ? આ વિશ્વ શું છે ? મનુષ્ય શું છે ? આ જીવિત શું છે ? હવે પછી શું છે ? ને પરસ્પર સંબંધ કેવો છે ? આ પ્રશ્નોનો નિશ્ચય કરવાનો પ્રયત્ન તેજ ધર્મજિજ્ઞાસા. એ જિજ્ઞાસા સંતોષવામાટે જે જે ઉપાય યુક્ત હોય તે સાધવા એજ મુખ્ય વાત છે. ને તદધીન બીજી બધી વાત રાખી મનુષ્યને સ્વકર્તવ્યમાટે યોગ્ય કરવાનું છે. નહિ તો કોઇપણ નિશ્ચય વિનાની પ્રવૃત્તિ પરિણામે, હાનિકારક નહિ, તો નિષ્ફલ તો થાયજ. પેટ ભરવા અને વ્યવહાર ચલાવવાનુંજ શિક્ષણ તે આખા શિક્ષણનો એક અંશ છે, પણ તેનો મુખ્ય વિભાગ તો સંપૂર્ણ પ્રેમભાવને ખીલવવામાંજ સમાય છે

પ્રેમ ! એ શબ્દથી આપણા અગ્રણીઓ અભડાશે ! પણ તેમનો દોષ નથી. એ શબ્દના અર્થ કરવામાં અનેકે એવી ભુલો ખાધી છે કે જેથી ઘણી હાનિ થઇ આવેલી છે. અમે એ શબ્દનો અર્થ માત્ર એટલોજ કરીએ છીએ કે તે માણસના જીવિતનો સાર છે, માણસના ઐક્યનું મૂલ છે, વિશ્વની એકાકારતા સાધવાનો મંત્ર છે, ને ઈશ્વરનું બુદ્ધિગમ્ય પ્રત્યક્ષ તત્ત્વ છે. એને આકાર નથી, રૂપ નથી, કર્તવ્ય નથી. પણ એનાં કાર્ય એવાં અદ્ભુત, કોમલ, આર્દ્ર, દ્રાવક, છે કે પાષાણ પણ એના આગળ પીગળે છે. એ હૃદય તત્ત્વને અતિ ઉચ્ચરૂપે પ્રફુલ્લ કરવામાંજ શિક્ષણનું ઉત્તમ કર્મ સમાય છે, ને એને આધારે રહી મનુષ્યને પોતાના જીવિતનાં ઈતર કર્તવ્ય પણ કરવા યોગ્ય કરવું એ તે કર્મનો અવાંતર વિભાગ છે.

આપણી શાલાઓ એટલે ગૂજરાતી નિશાળોની પદ્ધતિમાટેજ આટલું બોલવાની આવશ્યકતા લાગી છે; ને તે ઘણાં કારણથી. એ કેળવણી ટ્રેનિંગકોલેજથી અટકે છે. આગળ વધે તોપણ નવોજ જન્મ પામેલી સ્કુલ ફાઈનલથી અટકે છે. એટલુંજ નહિ પણ એ અટકેલા લોકોજ પાછા નવા વિદ્યાર્થીઓના પોષક ઠરે છે. ત્યારે જે એક દોષ છે તે એક બે દશ સો લક્ષ રૂપે ગુણિત થઈ, અતિ દૂર વિસ્તારથી વિસ્તરે છે. કોઈ તેને અટકાવશે ?

# સોશીયલ કોન્ફરન્સ.

ભારત વર્ષનો પંચમ રાજકીય સમાજ અતિ આનંદમા ને વિજય ધ્વનિમાં વિરમ્યો છે. એ મહારંભમાં જે ઋત્વિજો વરાયા હતા તેમના મંત્રનું પરાક્રમ પણ અદ્ભુત જણાયું છે. સાક્ષાત્ શ્રી લક્ષ્મીને તેમણે પ્રસન્ન કરી છે. એજ શુભચિહ્ન છે કે શ્રીની સહોદર, પ્રતિકૃતિ, વિજયલક્ષ્મી પણ ભારતને વરશે. રાજ્યશ્રીની ઉદાર ભગિની ગૃહશ્રી પણ એ સમારંભમાં નોતરાયલી હતી, ને તેપણ કાંઇ અપ્રસન્ન વદને પાછી વળી નથી. કહે છે કે રાજ્યશ્રી તો ગૃહશ્રીનુંજ અપત્ય છે. અમે જાણીએ છીએ કે તે બે ભગિની છે, ને ગૃહશ્રી તો માત્ર કનિષ્ઠ ભગિની છે.

સોશીઅલ કોન્ફરન્સ એટલે આપણો ઘર સંસાર સુધારવાની બાબતોનો વિચાર કરનારો સમાજ. આ વર્ષે જે પાંચમી નેશનલકોન્ગ્રેસ અતિ વિજયવતી વિરમી તદન્તે સોશીઅલ સમાજ મળ્યો હતો. એમાં જે કાર્ય થયું તેમાં ઘણા ખરા લોકપ્રતિનિધિ ( ડેલીગેટ્સ ) હાજર હતા, પણ તેમને તેમના નિયંતાઓએ તે કર્મમાટે પ્રેષણા કરેલી હતી નહિ. અર્થાત્ તેમના નિશ્ચય તેમને પોતાનેજ લાગુ છે, તેમના નિયંતાઓને નહિ છતાં પણ એ સમાજ મળે છે એના જેવું લાભપ્રદ બીજું કાંઇ નથી.

રાજકીય સમાજજ અતિ લાભપ્રદ છે. દૂર દેશના, વિલક્ષણ રીતિ ભાતિના, ભિન્ન ભિન્ન વિચારવાળા, પણ માત્ર રાજ્યસુધારણાની એક ઉગ્ર અને તીવ્ર વાસનાથી એકસૂત્રે બંધાયલા અનંત ગૃહસ્થોનો પરસ્પર મેલાપ, આલાપ, વ્યવહાર, શું સૂચવે છે? એક એક શબ્દથી અનેક હૃદયની એકતા થાય છે, એક એક દૃષ્ટિથી અનેક અંતર નિરંતર થાય છે, એક હસ્તમેલનથી અનેક આલસ્યપુંજ ઉડી જાય છે. આવું છે, આમ જ્યારે સ્વતઃજ થાય છે, ત્યારે સામાજિક સમાજ શું સવિશેષ સાધનારો છે?

છતાં તે થાય છે, થયો હતો. સુધારાના અગ્રણીઓએ ઘણાં ભાષણો બને તેટલી ઇચ્છાથી કર્યાં હતાં કેટલાક ઠરાવ તો બહુ સારા હતા બાલ લગ્નનો નિષેધ, વિધવા વૈરૂપ્યનો નિષેધ, ઇત્યાદિ. પણ એવા ઠરાવ ક્યાં નથી થતા? તેમાંના કેટલા અમલમાં આવે છે? ઠરાવની કશી જરૂર નથી. જે જરૂરનું છે તે માત્ર એટલુંજ છે કે જે નિશ્ચયપૂર્વક સારરૂપ જણાય તે પ્રમાણે આચાર રાખવો. જે મહાશયો વાતો કરે છે, તેમણેજ કરી બતાવવાની પહેલ કરવી એટલે જે જે સારી વાત હશે તે સહજમાં પ્રચરશે. દૃષ્ટાન્તનો પ્રભાવ જુદોજ છે.

# વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ છુટથી કરવું-એવી અમારી અસલથીજ પ્રાર્થના છે; પણ તે કોઇ પણ માસની તા૦ ૧૦ મી પૂર્વેલાં આવશે તોજ તે પછીના માસમાં દાખલ થઇ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી-નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "ગજેંદ્ર". એમ લખ્યાવિનાના જેટલા વિષયો આ પત્રમાં આવ્યા છે કે આવશે તેનો કોપીરાઇટ તંત્રીનો છે. માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી.

---

લવાજમ પોસ્ટની ટીકીટોમાં મોકલવામાં આવે તો તે ટીકીટો માત્ર ૦॥ આનાવાળીજ હોવી જોઇએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ મોકલવા ચુકવું નહિ. વળી પૂર્વાય મંગાવનારે ૦॥ આનો વધારે મોકલવો.

---

જાહેરખબરનો ભાવ—એક વખત આખા પાનાના રૂ ૩). અર્ધા પાનાના રૂ ૨). ૦। પાનું આપતા બે ઇંચ જગાનો રૂ ૧॥. દરેક લીટીના રૂ ૦)૮ લાંબી મુદતમાટે ઉધડ ભાવ ઠરાવવામાં આવશે. તા.૨૦ મી પૂર્વેલાં જે જાહેરખબર નહિ મળે તે તે પછીના માસમાં જમા હશે તોજ આપી શકાશે-નહિ તો તે પછીનામાં આવશે.

મુંબઈ-પુસ્તક પ્રસારક મંડળી. ઠાકુરદ્વાર. રામદાસ કાશીદાસ મોદી, વ્યવસ્થાપક.

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

( સંબંધ પાને ૬૭ થી )

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥
चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥
बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।
वासुदेवःसर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥
कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान् हितान् ॥ २२ ॥
अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ २३ ॥
अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥
नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोकोमामजमव्ययम् ॥ २५ ॥

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥
इच्छाद्वेपसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥
येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ २८ ॥
जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥
साधिभूताधिदैवं मा साधियज्ञं च ये विदुः ।
प्रयाणंकालेऽपि चं मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

અક્ષરાર્થ:—(૧૫) દુષ્કૃતિ, મૂઢ, નરાધમ, માયાથી આવૃત થયેલા જ્ઞાનવાળા, આસુર ભાવમાં પડેલા, મને પ્રપન્ન થતા નથી. (૧૬) હે અર્જુન! સુકૃત કરેલા એવા ચતુર્વિધ જન મને ભજેછે: આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી, ને હે ભરતર્ષભ! જ્ઞાની. (૧૭) તેમાંથી નિત્યયુક્ત એકભક્તિ જ્ઞાની વિશેષ છે, કેમકે હુ જ્ઞાનીને અતીવ પ્રિય છુ, ને તે મારો તેવોજ પ્રિય છે એવું મારૂં મત છે. (૧૮) આ સર્વે ઉદાર છે. પણ જ્ઞાની મારો આત્માજ છે, કેમકે તે યુક્તાત્મા, અનુત્તમ ગતિરૂપ મનેજ આસ્થિત છે. (૧૯) બહુ જન્મને અન્તે જ્ઞાનવાન્ મને પ્રપન્ન થાય છે: સર્વ વાસુદેવ છે એમ (અનુભવનાર) મહાત્મા સુદુર્લભ છે. (૨૦) તે તે કામથી જ્ઞાન રહિત થવાથી, પોતપોતાની પ્રકૃતિએ નિયત કરેલા એવા તે તે નિયમ ગ્રહણ કરી, અન્ય દેવતાને પ્રપન્ન થાયછે. (૨૧) જે જે, જે જે તનુને ભક્તિથી વળગી શ્રદ્ધાથી અર્ચવા ઇચ્છે છે તેના તેની, તે તે તનુ ઉપર, અચલ શ્રદ્ધા હું બેસાડુંછું. (૨૨) તે તેવો ભક્ત થઈ તેનાજ આરાધનની ઈચ્છા કરેછે. ને તેમાંથી મેં નિર્માણ ...મેછે. (૨૩) પણ એવા અલ્પ બુદ્ધિવાળાને તે ફલ અં-...જનારા દેવને પામે છે, ને મારા ભક્ત મને પામેછે. ... મારો અવ્યય અને અનુત્તમ પરમ ભાવ ન જાણી, ...લો માને છે. (૨૫) યોગમાયાથી આવૃત થયેલો ...ઢ લોક મને અજ અને અવ્યય જાણતા નથી. ...યેલું, વર્તમાનને પણ, તેમ ભવિષ્ય (એમ)

સં. ૧૯૪૬ ના
અમાપે વિષયો છે:—
૧ શ્રીપ્રયાગવર્ણન.
૨. શ્રીયમુનાવર્ણન.
૩. મનુષ્ય દેહનું ફળ.
૪. પંડ્યાભણિત પદ્યાવલિ.
૫. હરિનામ મહિમા.

સર્વ ભૂતને; પણ મને કોઈ જાણતું નથી. (૨૭) હે ભારત ! ઈચ્છા અને દ્વેષ તેથી ઉત્પન્ન થતા દ્વન્દ્વમોહે કરીને, હે પરંતપ ! સર્વભૂત, સર્ગમાં, સંમોહ પામેછે. (૨૮) જે પુણ્ય કર્મવાળા જનનાં પાપનો અંત આવ્યોછે, તે દ્વન્દ્વમોહથી મુક્ત હોઈ દૃઢવ્રત થઈ મને ભજેછે. (૨૯) મારો આશ્રય કરી જરામરણમોક્ષાર્થે જે યત્ન કરેછે, તે તત્ બ્રહ્મને સમગ્ર જાણેછે તેમ અધ્યાત્મને અને અખિલ કર્મને જાણેછે. (૩૦) જે મને અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ, સહિત જાણેછે, તે યુક્તચિત્તવાળા પ્રયાણકાલે પણ મને જાણેછે.

વિવેચનઃ—મને પ્રપન્ન થનારા માયાથી નિર્મુક્ત થાયછે એમ, પરમાત્મા સ્વરૂપ શ્રીકૃષ્ણે નિર્ધારણ કરાવ્યું. અને એ દ્વારા અનન્ય ભક્તિનો પણ બોધ કર્યો ત્યારે સહજજ એવી શંકા પેદા થાયછે કે આવો સુલભ માર્ગછે તેને લોક શામાટે ગ્રહણ કરતા ન હોય ? આ શંકાના સમાધાન માટે કહેછે કે ચિરકાલથી સંચિત થયેના અનંત દુરિતના પ્રતિબંધને લીધે લોકને આવી બુદ્ધિ થઈ શકતી નથી એજ વાત વિવેક કરીને વિભાગથી સમજાવે છે કે દુષ્કૃતિ એટલે દુષ્ટ કૃતિ (કર્મ) કરનારા, નિરંતર પાપાચારમાજ અત્યંત મચી રહેલા, ને એટલાજ કારણથી નરાધમ એટલે મનુષ્યમાત્રમાં અધમ નામ નીચ પદવીને પામેલા, સાધુ પુરુષોએ ઉપેક્ષારૂપ નિંદા કરવા યોગ્ય થયેલા, તથા પોતાનો જે ખરો અર્થ છે તેને કીયા સાધનથી સાધી શકાશે એનો વિવેક સમજ્યાવિના, આ ધર્મ સાધન સારૂં છે, આ સારૂ છે, એમ અનેક મોહમાં ભમનારા માટે મૂઢ, તે કદાપિ પણ સર્વ પુરુષાર્થના મૂલરૂપ પરમ મોક્ષરૂપ જે મારૂં રૂપ તેને પ્રપન્ન થતા નથી, પ્રપન્ન થતા નથી એટલે તેનો આશ્રય ગ્રહણ કરી તેની ભક્તિ કરતા નથી, અથવા તેનેજ ઓળખી તેની સાથે એકત્વ પામતાં નથી. તે પોતાનો ખરો અર્થ નથી સમજતા તેનું અધિક કારણ બતાવેછે કે તેમનામાજ જે જ્ઞાનરૂપ અંશ છે, તે કેવલ માયા એટલે રાજસી તથા તામસી વૃત્તિથી આવૃત થયેલો એટલે ઢંકાઈ ગયેલો છે; માટે તે પોતાનામાજ રહેલો જે આત્માનો પ્રત્યક્ષ પ્રભાવ છે તેને ઓળખી આત્મભાવ પામી શકતા નથી; અથવા જ્ઞાન એટલે અંતઃકરણ જેનાથી બ્રહ્મશક્તિનો મહિમા સમજવાની શક્તિ આવે તે કેવલ ઢંકાઈ ગયેલું હોવાથી ભક્તિ કરી શકતા નથી. આમ માયાથી, જે સાત્વિક વૃત્તિ તે ઢંકાઈ ગયેલી છે માટેજ તે તામસી કે રાજસી વૃત્તિના પ્રાધાન્યવાળાં પાપિકર્મ - કે પ્રવૃત્તિરૂપ વિક્ષેપના કર્મ એવા આસુરભાવમા પડેલાછે એમને ક્ષણિક સંસાર સુખ—ધનપુત્રદારાકીર્તિ—માત્ર આનંદનો પ્રભાવ સમ-

જાગેછે, એટલે તે કદાપિ પણ સુખમાત્રના મૂલસ્થાનને જાણતાં નથી. જે આવા આસુરભાવવાળાં નથી ને દિવ્યભાવવાળાં છે, ને તેથી જે સકૃતિ, જ્ઞાની તથા ઉત્તમ છે, તે તો પરમાત્માને ઓળખવા કે ભજવા પ્રયત્ન કરેજછે. એવા, અનેકજન્મસંચિતપુણ્યના ઉદયથી શુભ વાસના પ્રાપ્ત થઇ બ્રહ્મ જિજ્ઞાસામાં પ્રવર્તનારાં પણ, પોત પોતાની કામનાની ન્યૂનતા પ્રમાણે ચાર પ્રકારનાં છે. પોતાને હોય તે અધિકાર સ્થિતિ સંબંધ આદિનો નાશ થઈ જવાથી તે બધાની પુનઃ પ્રાપ્તિને માટે જે પ્રયત્ન કરવા માંડેછે ને એમ હરિસ્મરણ કરેછે તે આર્ત; જેને કાંઈ હતુંજ નહિ, પણ જે કાંઇ નવીનને ઈચ્છેછે ને હરિપદે પડેછે તે અર્થાર્થી. આર્તના કરતાં અર્થાર્થીનો કામ કાંઇક ઓછો હોય છે, પણ જે જિજ્ઞાસુ છે તે તો કેવલ નિષ્કામ હોય છે કેમકે તેને, પરમાર્થ એટલે કૈવલ્યરૂપ બ્રહ્મભાવ તેનુંજ મનન હોયછે, તેને અનુભવવાની તેની ઈચ્છા તેજ જિજ્ઞાસા કહેવાય છે. એવાને મુમુક્ષુ પણ કહે છે. શમદમઉપરમતિતિક્ષાશ્રદ્ધાસમાધાન એ સાધન વિવેક વૈરાગ્ય પુરઃસર જેણે પ્રાપ્ત કર્યાં હોય તેને કામના રહેતીજ નથી, ને તેજ જિજ્ઞાસુ છે. એવા જિજ્ઞાસુ પ્રતિબંધ ક્ષય માટે બ્રહ્મનું લક્ષ કરે છે. અને કેવલ અકામી, મોક્ષની પણ જેને કામના નથી, હું અમુક ઈચ્છુંછું કે પામ્યોછું એ વૃત્તિનોજ જેનામાં અભાવ છે એવા જે જ્ઞાની તે બ્રહ્મભૂત છે. "ને" જ્ઞાની, એમ જ્ઞાનીને જુદા પાડીને કહ્યા છે તેમાં તાત્પર્ય એટલુંજ છે કે નિષ્કારણ અનન્ય પ્રેમમય પ્રેમલક્ષણાથી એકાકાર થયેલા ભક્તો પણ એવા જ્ઞાનીમાંજ ગણાય. એવા જ્ઞાની પોતેજ બ્રહ્મ છે. તેમને કોઇ બીજી વસ્તુજ લક્ષમાં નથી. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે आत्मारामाऽपिमुनयो निर्ग्रन्था अप्युरुक्रमे कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः તેમ એ મહાત્માઓ કાંઇ ઈચ્છા ન છતાં, કાંઇ અર્થ ન છતાં, સ્વભાવથીજ સ્વતઃ સહજ ભક્તિમય જણાય છે. એવા ચાર પ્રકારના જ્ઞાની કે ભક્ત છે. આવા જે ચાર પ્રકારના ભક્ત કહ્યા તેમાંથી નિત્યયુક્ત એટલે કોઇપણ ક્રિયાના અંતરાયવિના એક બ્રહ્મલક્ષ્યમાંજ પોતાના ચિત્તને અર્પી, યુક્ત એટલે જોડાયલો, વળગેલો; અને એકભક્તિ એટલે હું અને તું એવા ભેદ રૂપ દ્વિત્વને બદલે કેવલ આત્મમય જે એકત્વ તે ઉપરજ ભક્તિ એટલે ચિત્તવૃત્તિ સમાવેલી છે જેણે એવો; આ પ્રમાણે નિત્યયુક્ત અને એકભક્તિ એવો જે ચતુર્થ પ્રકારનો ભક્ત જ્ઞાની તેજ આ ચારેમાં વિશેષ એટલે અતિ ઉત્તમ છે. તેનું કારણ બતાવેછે કે હું એટલે પરબ્રહ્મ તે એ જ્ઞાનીને બહુ પ્રિય છું. ને એ જ્ઞાની મને એટલે પરબ્રહ્મને બહુ પ્રિય છે. બહુ પ્રિય છે એટલે એમજ કે તે રૂપજ છે, કેમકે અત્યંત પ્રેમનો અર્થ

એજ છે કે કેવળ અભેદ સિદ્ધ થાય. આ સ્થળે "પ્રિયછે" એમ કહેવાથી લાક્ષણિક અભેદ ગ્રહણ કરી મુખ્યાર્થે દ્વૈત માનવું વાસ્તવિક નથી, કેમકે જે દ્વૈતભાવના આશ્રય રૂપ શરીર છે તે તો કલ્પિત અને મિથ્યા છે. વળી પ્રિયતા જ્યારે કહી ત્યારે જ્ઞાનીમાંજ તે ઉત્તમ રૂપે ઠરી, ને એમ બ્રહ્મ પોતે પક્ષપાતી થયું. એ શંકા પણ અયોગ્ય છે. કારણ કે એવો સર્વસિદ્ધ નિયમ છે કે જેવી જેવી ભાવના તેને તેવું ફલ થાય છે. એટલે આખા બ્રહ્માંડમાં બીજો કોઈ પ્રિય વિષય ન રાખતાં જેણે સર્વમય બ્રહ્મનેજ પ્રેમ ભાવનાએ ગ્રહ્યું છે તે તેવાજ ફલ ને પામી બ્રહ્મ થાય એમાં કશો પક્ષપાતનો વિષયજ નથી. માત્ર તેને પોતાના કર્મનુંજ ફલ છે, જે લોકો પ્રિયતાના વિષય અનેક રાખી ઓછા વધતા ભાવે બ્રહ્મ ઉપર લક્ષ કરે છે તેમને તેવું ફલ મળે છે. વળી "પ્રિય" એવો જે શબ્દ વાપર્યો છે તે तदेतत्प्रेयः पुत्रात् प्रेयोऽन्यस्मात्सर्वस्मात्तदन्तरतर यदयमात्मा એ શ્રુતિમાં "પુત્રથી પણ પ્રિય, અન્યત્ સર્વથી પણ પ્રિય, જે અંતમાં અંદરમાં અંદર પ્રિયછે તે આત્મા" એમ પ્રિયત્વ રૂપ કહેલોછે તે આત્મપદનો સૂચવનાર મૂકેલોછે. એટલે "પ્રિયછે" એનો અર્થ એજ કે આત્માછે, કેમકે પ્રિય અને આત્મા એ બે એકજ અર્થના શબ્દો છે. આમ પક્ષપાતની શંકાજ ન રહી એટલુંજ નહિ પણ આગળની જે દ્વૈતનો ગંધ આવવા જેવી શંકા હતી તે પણ લાક્ષણિક અર્થથી નહિ, પણ સ્પષ્ટ મુખ્યાર્થથીજ નિવારિત થઈ. ત્યારે એવી શંકા થાય કે ચાર પ્રકારના ભક્તમાંથી જ્ઞાનીનેજ શ્રેષ્ઠ ગણ્યો તો બીજા તો કનિષ્ઠજ રહ્યા, અને જે એ ચારમાંના એકે પ્રકારમાં નથી તેમની તો વાતપણ ક્યાં રહી, તો તેનું સમાધાન કરેછે કે એચારે પ્રકારના ભક્તો છે તો ઉદાર એટલે ઉત્તમ પણ એમાં જે જ્ઞાનીછે તે, હવણાંજ પ્રિયતારૂપે સિદ્ધ કરી બતાવ્યું તેમ, મારો આત્મા એટલે હું પોતેજ છે, બ્રહ્મ છે. કેમકે તે બીજા સર્વ ગતિ એટલે માર્ગને તજી, કેવળ મનેજ પ્રપન્ન થયેલોછે, મનેજ તેણે અનુત્તમ એટલે જેનાથી વધારે ઉત્તમ બીજું કાંઈ નથી એવી ઉત્તમોત્તમ ગતિ એટલે આશ્રય અથવા માર્ગ અથવા સ્થાન જાણેલોછે. આસ્થિત છે એટલે અંગીકાર કરનારોછે, અનુભવનારોછે. એમ જાણી અનુભવ કરવામાં તેણે કાંઇ ન્યૂનતા રાખી નથી એજ તેનો પરમ યોગ છે, ને એટલાજ માટે તે મુક્તાત્મા છે. આવો જે સાક્ષાત્કાર થવો તે કાંઇ વાતમાત્રથી કે થોડાક શ્રમ પ્રયત્નથી કે એક વર્ષ કે દશ વર્ષના પ્રયાસથી કે એક જન્મનાપુણ્ય પ્રતાપથી થતો નથી. અનેક જન્મમાં થોડે થોડે ક્રમથી કરીને પ્રાપ્ત કરેલા પુણ્યનો પ્રચય થતાં કોઈ એક જન્મમાં તે સમય ફળી ઉઠેછે ને આવો સાક્ષાત્કાર પેદા કરેછે. માટે કહેછેકે જે જ્ઞાનવાન્ છે તે બહુ જન્મને અન્તે

મને એટલે બ્રહ્મ સાક્ષાત્કારને પ્રપન્ન થાયછે એટલે અનુભવેછે. આનું કારણ એવુંછે કે "વાસુદેવ સર્વંછે" આવો અનુભવ જેને થયો હોય એવો મહાત્મા એટલે અત્યંત અસંકુચિત આત્મા અર્થાત્ અંતઃકરણવાળો જ્ઞાની થવો અત્યંત કઠિન છે. જેની અંતઃકરણવૃત્તિ સર્વમય બ્રહ્મ સાથે તદાકાર થઇ હોય એવો મહાત્મા થવો બહુ દુર્લભ છે. સર્વ એટલે જેટલું જેટલું જોવાય છે, સમજાય છે, તે બધું વસુદેવ પુત્ર શ્રીકૃષ્ણ જે બ્રહ્મ છે તે રૂપે અનુભવાતું એ કામ સહજ નથી. વસ્તુમાત્ર બ્રહ્મ છે એમ અનુભવ શીરીતે થાય? એવા અનુભવનાં અનેક પ્રમાણ આગળ કહી ગયામાં આવ્યાંછે. પદાર્થોને જોઇએ તો જડ અને ચેતન એવા બે ભેદ સમજાયછે, તેમાં પણ આટલુંજ જડ કે આટલુંજ ચેતન એમ વિભાગ સિદ્ધ કરી શકાતો નથી; તેમ એમ પણ નિશ્ચય થઈ શકતો નથી કે જડથી ચેતન થાય છે કે ચેતનથી જડ થાયછે. કેમકે ચેતનયુક્ત મનુષ્યશરીરમાંથી અચેતન એવા નખકેશાદિની ઉત્પત્તિ જણાયછે, ને અચેતન એવાં છાણ વગેરેમાંથી જીવની ઉત્પત્તિ દેખાય છે. પણ આટલું તો સિદ્ધ છે કે જડ પોતે પોતાની સત્તા એટલે પોતાનું હોવાપણું જાણી કે જણાવી શકે તેમ નથી. પણ જે ચેતન છે તેને લેઇનેજ તે તે વસ્તુનું તે વસ્તુ રૂપે હોવા (સત્તા) તથા જણાવા (સ્ફુર્તિ)પણું અનુભવાયછે. માટે સર્વત્ર સત્તાસ્ફુર્તિ (સત્ચિત્) એ અંશે આત્મા એકજછે. ને નામરૂપ જે અનેક અને અસ્થિર હોવાથી મિથ્યા છે તે એ આત્માને લીધેજ સત્તા ગ્રહણ કરેછે. આમ આત્માથી ભિન્ન જગત્ છેજ નહિ માટે સર્વ વાસુદેવ છે, એવો અનુભવ એજ ખરૂં જ્ઞાન છે, ને તેવું જેને સાક્ષાત્ અનુભવાય એવા મહાત્મા ઘણા દુર્લભ છે. એવું થવા માટે જે પુણ્યોદયની અપેક્ષા છે તે અનેકજન્મે સિદ્ધ થાયછે, માટે કહેછે કે બહુ જન્મને અન્તે જ્ઞાનવાન્ મને પામેછે. આ પ્રમાણે ચતુષ્પ્રકાર ભક્તોમાંના જ્ઞાનીની સ્તુતિ કરી તેનો ઉત્તમાધિકાર બતાવ્યો, તેનું કારણ માત્ર તેની નિષ્કામનાવિના બીજું નથી; બાકીના જે ત્રણ રહ્યા, તેમાંનો અર્થી અને આર્ત ઉત્તરોત્તર સકામ છે માટે તેમને તો જિજ્ઞાસુતાદ્વારા મોક્ષસિદ્ધિ થાય છે. તેમનામાં જે સકામતા છે તેનાથી કેવાં નિકૃષ્ટ ફલ મળેછે ને તે સકામતા તેમનામાં શાથી આવે છે તે હવે બતાવેછે. કામ એટલે ઇચ્છા. વિત્ત કીર્તિ પુત્રાદિ ભોગવવાની જે વાસના થાય તે કામ. એ વાસનાથી ભેદબુદ્ધિ દૃઢ થાયછે ને તે ભેદબુદ્ધિના દૃઢ થવાથી અન્તઃકરણ આડું અવળું તણાવા લાગેછે. જ્ઞાન એટલે આ સ્થળે અંતઃકરણ એમ લેવું, ને હૃત એટલે ખેંચાયછે એમ સમજવું. અંતઃકરણ એટલે તેની વૃત્તિ તે જુદા જુદા કામથી કરીને જુદા જુદા વિષયોમાં પ્રવર્તેછે; ને

એમ જે મુખ્ય અર્થ આત્મજ્ઞાન તેમાં વળી શકતી નથી. જે જે કામ પેદા થાયછે ને પોતાની સાત્વિક રાજસ કે તામસ પ્રકૃતિથી કરીને પેદા થાય છે, એટલે તે તે કામને સંપૂર્ણ કરવાના રસ્તા પણ તે પ્રકૃતિને અનુકૂલ ઉદ્ભાવેછે, એમ થવાથી પ્રકૃતિએ નિયત કરેલા એટલે અવશ્ય રીતે પ્રેરેલા એવા નિયમ ગ્રહણ કરી તેવા કામવાળાં પ્રવર્તેછે. અમુક ઉપાસના કરવી, અમુક જપ કરવો, અમુક દેવ અર્ચવો, એમ તેમને પોતાના કામને લીધે નિયમો જડેછે, અને તેવા સકામી લોક અન્ય એટલે જે સર્વપૂજ્ય બ્રહ્મ છે તેનાથી બીજા દેવને ભજવા માંડેછે. આ પ્રકારે જે વૃત્તિ ઉદય પામેછે, ને બીજા બીજા દેવગુર્વાદિ ઉપર જે શ્રદ્ધા થાયછે, તે બ્રહ્મલક્ષથી વિદૂરજછે, છતાં સર્વત્ર અંતર્યામી રૂપે બ્રહ્મસત્તા વ્યાપી રહેલીછે એટલે તે સત્તાદ્વારા તે તે દેવાદિઉપર થયેલી શ્રદ્ધા તે તે દેવોમાંજ દૃઢ થઈ બેસે છે. આ વાત કહેછે કે જે જે તનુ એટલે શરીર–દેવાદિકશરીર–ઉપર જેને જે જે પ્રકારની પૂજા અર્ચાની શ્રદ્ધા જુદા જુદા કામને લીધે થાયછે તે તે શ્રદ્ધા માત્રને તે તે દેવના શરીર એટલે મૂર્ત્યાદિ ઉપર હું એટલે સર્વરૂપ અંતર્યામી સ્થિરરીતે બેસારૂંછું. આવી શ્રદ્ધા થવાથી પછી તેને તે દેવનુંજ આરાધન રુચેછે. ને તે તેનેજ કર્યા કરેછે. તથા, તે દ્વારા, તેને જે જે કામરૂપ ફલ પ્રથમથી પ્રિય લાગેલું હોય તે થાયછે. તે ફલપણ મેંજ નિર્માણ કરેલુંછે, (કેમકે હું અંતર્યામી રૂપે સર્વત્ર છું, ને સર્વને તેનાં પ્રયાસશ્રદ્ધાદિને અનુરૂપ પ્રથમથીજ પોતાના મનને પ્રિય કરેલાં ફલ યોજું છું. આમ સર્વત્ર ફલદાતા હું છું, એટલે અન્ય દેવતાદિની પૂજા પણ મારીજ ભક્તિછે તથાપિ જે કેવલ મનેજ શરણ થાયછે, તેમનામાં, ને અન્ય દેવાદિને શરણ થનારનામાં કેટલો ભેદછે તે જો. એ ભેદ પાડવાનું કારણ કામ એજ છે. જે મને શરણ થાયછે તે કેવલ નિષ્કામછે પણ જે અન્ય દેવને અર્ચે છે તેતો સકામ છે, એટલે ફલ પણ અનન્ત નિર્વિકલ્પ કૈવલ્ય અને અંતવત્ એટલે ક્ષણિક એવાં અનુક્રમે થાયછે. માટેજ કહેછે કે જે અલ્પબુદ્ધિથી અમુક દેવાદિને વળગેછે તેમને જે ફલ મળેછે તે ક્ષણિકજ હોયછે, ને તે પરિણામે દુઃખરૂપ નીવડેછે. દેવતાને પૂજનારા દેવોને પામેછે, અને પૂજનારા મને પામેછે. દેવતા પોતેજ પરિચ્છેદવાળા છે, જે જે પરિચ્છેદવાળું છે તે દુઃખરૂપ છે, એટલે તે દેવતા અતુલ અમિત આનંદમય કૈવલ્ય ક્યાંથી બતાવી શકે? આ ઠેકાણે જે ફલના તથા સાધનના ભેદથી બે ભેદ કરી બતાવ્યાછે તે ભેદ બહુ સમજવા જેવા છે. કેમકે જે અમિત કૈવલ્યાનંદ તેજ ખરો એકનોએક શુદ્ધ માર્ગ અથવા ફલિતશું માગે છે, ને તેમાંજ જે જે તેને અનુકૂલ ઉપાસના આદિ છે તેનો

સમાસ થાયછે; પણ અમુક કામનાઓને લેઇ જેમ જેમ પ્રવૃત્તિ થાયછે, ને તે કામનાની જેમ જેમ કૈવલ્યસ્થિતિથી વિદૂરતા થતી જાયછે તેમ તેમ અધમ વામાચારમાં પડતાં જવાયછે. આવા લોક આટલી બધી ભુલ કરી પરિચ્છેદવાળાં દેવતાદિમાં દોરાઇ બંધાયછે. તે કીયા ભ્રમથી થાયછે એ કહેછે. હું એટલે બ્રહ્મ તેનો, અવ્યય એટલે જેનો વિભાગ થઇ શકતો નથી એવો વસ્તુગતપરિચ્છેદરહિત, અને પરમ એટલે જેને કાલ અથવા દેશથી સીમા નથી એવો દેશકાલાદિપરિચ્છેદરહિત, અને આવો છતાં અવસ્થાત્રય તેમ દેહત્રય સર્વનો સાક્ષી અને તે સર્વના અભાવે પણ વર્તમાન એવો અનુત્તમ, એવો સ્વભાવ સમજ્યાવિનાના અલ્પ બુદ્ધિવાળા લોક મને અવ્યક્તને વ્યક્તિભાવ પામ્યો સમજેછે. અવ્યક્ત એટલે કોઈપણ પ્રમાણાદિથી જે વ્યક્ત ન થઇ શકે એવો સત્તાસ્ફુર્તિરૂપે સર્વાધાર સર્વગત અપરિચ્છિન્ન બ્રહ્મ, તેને વ્યક્તિ થયેલો એટલે વ્યક્તિરૂપે જણાયલો માનેછે. વ્યક્તિ એટલે અમુક રૂપાદાદિપરિચ્છેદવાળો કોઇ શરીરી; તે રૂપે હું જે અનન્ત અપાર અવ્યક્ત છું તેને સમજે છે; ને વાસુદેવ, ઇન્દ્ર, શક્તિ, શિવ, વિષ્ણુ, આદિભાવ લેઇને અવળે માર્ગે પ્રવર્તે છે. શ્રીરામાનુજ "અવ્યક્તને વ્યક્ત થયો સમજે છે" એ વાક્યનો એમ અર્થ કરેછે કે હું જે સર્વદા છું છું ને છુંજ તેને આજસુધી ન હતો તે હવણાં વ્યક્ત એટલે શ્રી વાસુદેવરૂપે પ્રત્યક્ષ થયોછું એમ જાણેછે; અર્થાત્ વાસુદેવથીજ મારો જાણે આરંભ હોય એમ સમજે છે, એ તે સમજનારાની ભુલછે, કેમકે હું તો અજ અવ્યય ઇત્યાદિ છું. ને સર્વદા હતોજ પણ હવણાં અવતારરૂપે પ્રકટ થયોછું. આવી યોજના આ સ્થલની અર્થસંગતિ વિચારતાં વાસ્તવિક નથી લાગતી એમ તત્ત્વજિજ્ઞાસુને કહેવાની જરૂર નથી. આવો જે ભ્રમ છે તેજ માણસોને અવળે રસ્તે ચઢાવેછે, પણ એ ભ્રમ પેદા થવાનું પણ વિશેષ કારણ બતાવેછે. બ્રહ્મ જે છે તે માયાએ સદ્વર્તમાન છે. યોગમાયા એટલે. યોગ એવું સંકલ્પનું નામ લઇએ તો બ્રહ્મના સંકલ્પને વશવર્તનારી ભ્રમ પેદા કરનાર માયા એમ કોઇ ટીકાકારો કહેછે તે; અથવા યોગ એટલે સંબંધ, પુરુષોને જન્મ મરણાદિ સંબંધ કરાવી સંસાર લહરીમાં તાણનારી અજ્ઞાનરૂપ માયા એમ કેટલાક ટીકાકારો કહેછે તે; આવી માયાથી સારી રીતે આવૃત એટલે ઢંકાયલો જે હું તે એ માયામાં પડેલા જીવોને પ્રકાશ એટલે પ્રસિદ્ધ જણાતો નથી; જે એ માયાને ભેદી શકે તે મને પ્રત્યક્ષ અનુભવી શકેછે, બીજા તો એ માયાનેજ મારે બદલે પૂજે છે, ને એમ મારું અવ્યય અને અજ સ્વરૂપ સમજ્યાવિના ગમે તે દેવઅવતારાદિથી સંતુષ્ટ થઇ ઠગાયછે. જો આવું હોય, એટલે કે બ્રહ્મ પણ માયામાં આવૃત થઇ ગયેલું હોય

તો તો તે તુચ્છ એટલે કાંઇ શક્તિવિનાનું અને જ્ઞાનાદિસામર્થ્ય જે તેનામાં કહેવામાં આવે છે તે વિનાનું થઇ જાય એ શંકાનું સમાધાન કરે છે માયા જડ અજ્ઞાન એ બધાં થોડે ઘણે અંશે એક અર્થવાળાં નામ છે તે શું છે એ કહી શકાતું નથી એટલે તે અનિર્વચનીય છે, પણ તે છે એમાં સંશય નથી માટે તે અજ્ઞાન એવા ભાવરૂપે છે પણ એના સત્તાસ્ફૂર્તિ ચૈતન્યવિના સંભવતા નથી માટે તે મિથ્યા કહેવાય છે ને બ્રહ્મ એજ સત્ય એટલે ત્રિકાળમાં એકજરૂપે રહેનાર સ્વતઃ જ્ઞાનવાન ગણાય છે માયા પોતે પણ પોતાનું માયાપણું બ્રહ્મને લીધેજ જાણી જણાવી શકે છે એ માયાને બે શક્તિ છે વિક્ષેપ અને આવરણ નામરૂપાદિ અનેક રચનાનો અનંત એવો ભાવ થાય છે તે તેની વિક્ષેપ શક્તિ છે, ને જ્ઞાનાદિક જે સર્વત્ર છે તેનું ન અનુભવાનાપણું થાય છે એ તેની આવરણ શક્તિ છે આ બે શક્તિનો અભાવ થાય ત્યારે બ્રહ્મ અનુભવાય છે નિદ્રામાં વિક્ષેપનો લય થાય છે પણ આવરણ રહે છે પણ તુર્યામાં વિક્ષેપ ને આવરણ બન્નેનો અત્યંત અભાવ થાય છે આ પ્રમાણે માયા અને તેની શક્તિઓ સર્વ છે ખરૂં, પણ તેમના સત્તાસ્ફૂર્તિઆદિ બ્રહ્મવિના સંભવતા નથી તેમ બ્રહ્મ જે જ્ઞાનરૂપ છે તે જ્ઞાનવિના આપણા જુદા જુદા અનુભવનું એકપણું પણ સંભવતું નથી કેમકે 'હું જે બાળક હતો તેજ આજ વૃદ્ધ છું' 'હું જે સુતો હતો તે હીમ ઉઠ્યો' એમ જે અનુભવ થાય છે તે જ્ઞાનની એકરૂપતા વિના સંભવે નહિ ને આમ થાય છે એટલે ભૂત અને ભવિષ્ય તેમ વર્તમાન ત્રણે કાળમાં જે જે ભૂત એટલે વસ્તુમાત્ર આદિ થતાં છે તેમના સત્તા સ્ફુર્ત્યાદિ એકજ પ્રકારના ને એકજ રૂપના છે તેથી સર્વત્ર બ્રહ્મરૂપ છે ને એમ જ્ઞાત એટલે જણીતા છે આ સર્વકાળમાં એકજ રૂપે રહેનાર વ્યાપક ચૈતન્ય તેજ માયાથી મુક્ત છે, ને માયામાં લેપાયતું નથી માટે યોગ્ય કહ્યું છે કે હું ભૂત ભવિષ્ય વર્તમાન સર્વ ભૂતને જાણું છું પણ મને કોઇ એટલે કોઇ માયાવી જન જાણતો નથી આવું કે એટલે માયાથી બ્રહ્મ આવરણ પામેતું છે એમ કહેવાથી બ્રહ્મના બ્રહ્મત્વને બાધ આવવા રૂપ શંકા કરી હતી તે મિથ્યા છે. હે ભારત ! ભરતપુત્ર ! ઉત્તમ વંશમાં ઉત્પન્ન થએલા ઉત્તમાધિકારી ! તું આ રીતે બ્રહ્મજ્ઞરૂપને અનિરત થા લોકો તેમ નથી થતા તેમાં કારણ એ છે કે ઇચ્છા અને દ્વેષરૂપ દ્વન્દ્વ ભાવે તેમને પ્રતિબંધ થાય છે ઇચ્છા એટલે અનુકૂળ માટે પ્રીત, દ્વેષ એટલે પ્રતિકૂળ માટે અપ્રીતિ, એ રાગદ્વેષના કારણથી સુખદુઃખ સારૂં નઠારૂં, એવા દ્વન્દ્વ ઉત્પન્ન થાય છે ને તે દ્વન્દ્વનો ભાવ એટલે વિચાર માણુસોના અંતઃકરણમાં અત્યંત વ્યાપી રહે છે, તેપણ સ

ગેથીજ વ્યાપવા માંડેછે, એટલે કે જ્યાંથી ઉત્પન્ન થાય, જ્યાંથી સ્થૂલદેહ ધ-રાય ત્યાંથીજ એ રાગદ્વેષ જન્મ પામે છે ને બંધાયછે. એનાથી મોહ એટલે સારાસાર વિચારવા રૂપ વિવેકનો પ્રતિબંધ તે થાયછે ને એમ લોકો માયામાત્રમાંજ અથડાઈ કોઇ દિવસ મને પામતા નથી. જેમનો એ પ્ર-તિબંધ તુટ્યો હોય, અનેક જન્મનાં પુણ્યથી કરીને પાપ એટલે એ મોહ રૂપી પ્રતિબંધ નાશ પામ્યા હોય, તેજ અત્યંત દૃઢવ્રતથી એટલે નિશ્ચય પૂર્વક શ્રદ્ધાથી મનેજ લક્ષ પૂર્વક અવલોકેછે. ભજેછે એટલે ભક્તિ કરેછે પણ ભક્તિ તે કેવલ અંધ પરંપરાવત્ નહિ પણ જ્ઞાનયુક્ત અનન્ય પ્રેમમય ભક્તિ કરેછે. એમ જોતાં જ્ઞાન અને ભક્તિ એકજછે; કેમકે જાણ્યાવિના ભજાતું એટલે મનાતું નથી, ને માન્યા એટલે ભજ્યાવિના જાણ્યું ગણાતું નથી. મારો એ-ટલે સર્વાધાર પરમાત્માનોજ આશ્રય કરી જે મુમુક્ષુઓ, જરા એટલે વ્યાધ્યા-દિદુઃખ તેમ મરણ એટલે વિયોગજન્યવાસનાની પીડા, એ બેમાંથી મુક્ત થવા માટે મને સેવેછે, સર્વના કારણ રૂપ, સર્વના સાક્ષી રૂપ, સર્વરૂપ મને જાણેછે, તે तत्त्वमसि આદિ મહા વાક્યોમાં જેને तत् પદથી વર્ણવ્યુંછે એવા બ્રહ્મને યથાર્થ અનુભવેછે, તેમ અધ્યાત્મ એટલે આત્મા સંબંધી જે જે જા-ણવાનું એટલે એજ મહા વાક્યોમાં જે त्वम् પદથી કહેલુંછે તેનું પણ સ્વરૂપ જાણેછે. અને એ ઉભયના સંબંધ રૂપ જે જે કર્મ આદિછે તે પણ અખિલ એટલે કાંઇ પણ બાકી ન રહે તેમ જાણે છે. વળી અધિભૂત, અધિદૈવ, તથા અધિયજ્ઞ એ રૂપે મને જે જાણેછે, તે એ જાણવારૂપ યોગમાં એકાગ્ર ચિત્ત થ-યેલા જ્ઞાની કદાપિ મને વિસરતા નથી. પ્રયાણ એટલે જવું એટલે કે મરણકાલે જવું, અત્યંત દુઃખાદિ વ્યથામાં તરફડતાં મરણ પામવાનો સમય, તે વેળે પણ મને વિસરતા નથી; ને દ્વિતીયાધ્યાયાન્તે કહ્યુંછે કે મરણકાલે પણ મા-રામાં લક્ષ રહે તો મોક્ષ થાયછે, તેમ મોક્ષને સહજમાં અનુભવેછે. છેલા બે શ્લોક ઉપર આટલુંજ ટુંકું અર્થમાત્ર સમજાવાનું વિવેચન કરીનેજ રહેવા દીધુંછે તેનું કારણ એ છે કે હવે પછીનો જે આઠમો અધ્યાય આવેછે તે એ બે શ્લોકની ટીકારૂપે છે.

इतिश्री भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे

श्रीकृष्णार्जुनसंवादे ज्ञानयोगोनाम

सप्तमोध्यायः ॥

" આનું નામ શું ? બેવકુફાઇ, મૂર્ખાઈ, ગાંડાઇ ! તારૂં શરીર તો જો. એક મહીનામાં તો જાણે વરસનો મંદવાડ ખાઇને ઉઠયો હોય તેવો જણાય છે ! ચાલ,મારી સાથે ચાલ. હું જઈશ તો પછી તને સારે રસ્તે ચઢાવનાર કોઈ રહેશે નહિ, તારા તરંગ અને પેલા લુચ્ચાની યુક્તિઓનો તું ભોગ થઈ પડીશ."

"બસ" લાલાએ કરડે સ્વરે ઉત્તર આપ્યું " તારા મનમાં એકજ વાત ઉપર જે વલણ છે તે તરફ જ્યારે તું આટલો બધો નમીને બોલે છે ત્યારે તારી શીખામણ મારે કશા કામની નથી. મને આ પુરુષના—જો તે પુરુષ હોય તો—યોગબલની અનેક સાબીતીઓ મળેલી છે; અને મને જે રસ્તો ગમ્યો છે તે રસ્તામાં જીવ જવાનો હોય તો જાઓ પણ ત્યાંથી હું પાછો તો વળનાર નથી. બસ, રામલાલ ! રામરામ. તને જો એવી ખબર મળે કે આ સ્થલે કે પેલા ડુંગરમાં લાલાજીની રાખ ઉડી ગઈ તો આપણાં સંબંધીને કહેજે કે એણે અતિ ઉત્તમ કાર્યમાં પોતાના પ્રાણનો હોમ આપ્યો છે, ને એ, બીજા અનેક યોગમાર્ગગામીની પેઠે તત્ત્વનિર્ણય કરવામાં મરણ પામ્યો છે." આટલું બોલી રામલાલને ભેટી રામરામ કરીને લાલાજી ચાલતો થયો. બજારને બીજે છેડે પહોચતાં જેવો એક ગલી તરફ વળે છે તેવોજ એને બંદો સામો મળ્યો.

" અહો ! લાલાજી ! બહુ દિવસે મળ્યા; એક મહીનો થયો. ક્યાં સંતાઇ ગયા હતા ? શા કામમાં હતા ? કાંઇ લેઈ બેઠા છો કે શું ? "

" હા."

" હું તો હવે અહીંથી બોખારા તરફ જવાનો છું; મારી સાથે આવશો ? સર્વ પ્રકારની ચતુરાઇને તે સ્થલે માન મળે છે."

" તમારો બહુ ઉપકાર થયો, પણ મારે હાલમાં બીજાં બહુ કામ છે."

" આમ શું કરો છો, ભાઇ ! આજ તો તમે કાંઈ બોલતા પણ નથી. પેલી નાયકાના જવાથી આટલો બધો શોક શામાટે ધરો છો. મારી પેઠે કરો. મેં એક બીજી મેળવી લીધી છે—અહો કેવી સુંદર ! પ્રવીણ.! ને વળી કશી છું છાં નહિ" બંદાએ આંખનો અણસારો કરી ઉમેર્યું, ને બોલતો આવ્યો કે " આપણે તો એનાથીજ હવે નીરાંત થશે એમ માનીએ છીએ. પણ પેલો ગુલાબસિંહ ! "

" એનું શું ? "

" જો મારે કોઇવાર એકાદ કલ્પિત ચિત્ર કાઢવું હશે, તો હું એનીજ આકૃતિ લેઈ રાક્ષસરૂપે તેને ચીતરીશ—ચીતારાનું વેર એ રીતેજ વળે; ને બા, દુનીયાં પણ શું કરે છે ? લોકને જેના ઉપર દ્વેષ હોય તેના પ્રતિ કાંઈ વળે નહિ

ત્યારે તેની પ્રતિકૃતિને તો રાક્ષસ જેવીજ નિરૂપવાને ચુકવાના નહિ ખરે-ખર ! એને તો હું બહુજ ધિક્કારૂં છું "

"શામાટે ?"

"શામાટે ? જે સ્ત્રીને મારી પત્ની તરીકે ને દ્રવ્યનો ઢગલો લાવનારી તરીકે મેં નક્કી કરી હતી તેને એ લેઈ ગયો નથી ? છતાં પણ મને તો એમજ લાગે છે કે એણે કદી મને હાનિ કરવાને બદલે લાભ કર્યો હોત તોપણ હું એના ઉપર એટલોજ દ્વેષ રાખત એની આકૃતિ ને એનો દેખાવજ મને પ્રતિકૂલ વિચારો પેદા કરે છે મને લાગે છે કે હજુ આપણે એકવાર મળીશું. આવો ત્યારે સલામઆલેકુમ ! હું તો મારે ઘેર જઈશ."

"અને હું પણ મારે સલામ !"

પણ લાલાજીને ઘર ક્યાં હતું ? દીલ્હી શહેરની બહાર, હિમાલયની એકાન્ત તળેટીમાં. લાલાજી શહેર બહાર નીકળ્યો, ઘોડે બેસીને રસ્તે પડ્યો. વચમાં કેવી મુસાફરી કરી તેનું વર્ણન કરવાની જરૂર નથી, લાલાજીનું અંત:કરણ કેવળ મત્સ્યેન્દ્ર અને તેણે બતાવેલી વિદ્યા ઉપર નિતાન્તગ્રસ્ત હતું, તેથી તેણે કાંઈ જોયું ન હતું, કાંઈ વિચાર્યું ન હતું બે ત્રણ દિવસે જ્યારે તે ઠરાવેલા સ્થલની છેક લગભગ આવ્યો ત્યારે એકાએક એક નાના સરખા ગામડાને સીમાડે કેટલાક જંગલી પણ અતિ મલિન-દુર્દશામાં હોય એવા જણાતા લોકોના "રામ રામ" એવા પોકારથી ઝબકી ઉઠ્યો. એજ વખતે એણે ચોતરફ નજર કરી તો એને પૃથ્વી પોતાનાથી બહુ નીચે ગયેલી સમજાઈ, દૂરમાં રમતી નદીઓના સ્રોત લીટા જેવાજ જણાવા લાગ્યા, ઉપર જોતાં ભવ્ય અને શ્વેત તથા કાળી અનેક વિકરાલ વિભીષિકાઓ લટકતી જણાઈ. પેલા લોકોને કોઈ ગરીબ ભીખારી જાણી લાલાજીએ આશરે પાંચ મહોરો જેટલું છુટું નાણું તેમના તરફ મૂઠી ભરીને ફેંક્યું અને ગામમાં પેઠો. વચમાં આવતાંજ એક બાજુ પરના ઝુંપડામાંથી એક ચોવીશેક વર્ષની વયનો જવાન સુરવાળ અને ટુંકો જામો પહેરેલો તથા નાનો સરખો પણ વાંકો કેશરી શિરપેચ બાંધેલો બહાર આવ્યો. એનું વદન સંકુચિત અને અનેક અયોગ્ય વિચાર આચારથી માલિન્ય પામેલું હોય એમ કાંઈક વિલક્ષણ હતું ભારે મોભાઅને સજ્જડ બુકાની, તથા કમ્મરે કસેલો જમૈયો અને હાથમાં પકડેલી તરવાર, એ સર્વે વિચારતાં એના ધંધાનું અનુમાન થઈ શકતું હતું. ગામમાં ભાગ્યેજ એક પણ એવું ઝુંપડું હતું કે જેને ઘર કહી શકાય, ને તેમાં વસનારા પણ તે ઝુંપડાને શોભે તેવા દેખાવવાળા, પણ વૃત્તિએ કાંઈ જુદાજ ઢાળમાં પડેલાં માણસ હતા. આ માણસ તેમનો નાયક હતો. તેણે આપણા

મિત્રને દેખતાંજ "નમઃસિદ્ધાય" એટલા શબ્દો એના એકલાથી સંભળાય તેમ કહ્યા. અને લાલાજી તુરત અટક્યો. લાલાજીએ આ વિલક્ષણ આ-કૃતિને થોડીકવાર નિહાળ્યા પછી "સિદ્ધાલય" નો માર્ગ પૂછ્યો. આ પ્રશ્ન પૂછવાની સાથેજ પેલા માણસે બહુ નમ્રભાવે હાથ જોડી નમસ્કાર કર્યા, અને પાસે આવી બોલ્યો "ત્યારે તો મારા ધણીએ જે આમીરના આવવાની વાત કરીછે તે આપજ હશો ? લાલાજીએ હા કહેવા માટે ડોકું જરાક નમાવ્યું. એટલે આ માણસે જરાક આઘા ખસી મહોટેથી બુમ મારી બધા ગા-મના લોકોને પાસે બોલાવ્યા અને બોલ્યો "મારા દોસ્તો ! આપણા ધ-ણીએ જે આજ્ઞા કરીછે તે આમને માટેજ છે. એમના એક વાળને પણ જે કોઈ ઈજા કરશે, તેને શું થશે તે તમે બધા સારી રીતે જાણોછો. વળી સર્વેને ખાતરી થવા માટે, તથા અહીંથી દૂર જતાં પણ એમને કોઈ અડ-ચણ કરી ન શકે માટે હું એમને ગળે આ માળા પહેરાવું છું" આટલું કહેતાં તેણે મહોટા રુદ્રાક્ષની એક માળા આપણા લાલાજીને પહેરાવી, ને તે વખતે પેલા સાંભળનારા એને નમન કરવા લાગ્યા "આ ત્યાગની જે શુભ સંજ્ઞા છે તે તો હું એમને કહી સુણાવું છું, ને એમ તમારા પ્રતિ એમનો શો અધિ-કાર છે તે તમને સમજાવું છું."

આટલું કહ્યા પછી પેલા માણસે લાલાજીને કહ્યું "મહેરબાન ! આપની પાસે કાંઇ નાણું હોય તો તેમાંથી આ લોકોને આપની પ્રીતિના ચિન્હ તરીકે કાંઈક દાન આપો." લાલાજીએ આવું સાંભળતાંજ પોતાની કોથળી તે ટોળા ઉપર ફેંકી જે તેમનામાં વેરાઇ ગઈ, અને જેને લોકો બુમો પાડતા, કૂદતા, મારામાર કરતા, વીણી લેવા લાગ્યા. આટલું થયા પછી લાલાજીએ જે રસ્તો પૂછ્યો હતો તે રસ્તે જવા માટે પેલો માણસ તૈયાર થયો અને બન્નેએ ચાલવા માંડ્યું.

રસ્તે જતાં પેલા માણસે કહ્યું "આપને આવો આવકાર મળશે એવી આપે આશા નહિ રાખી હોય."

"શા માટે નહિ ? કેમકે જે પુરુષ પાસે હું જાઉં છું તેણે આ પ્રદેશની વસતિની વાત મારાથી છાની રાખી નથી. તમારું નામ શું ?

"નામમાં શી નિસ્બત છે; હું એ ઉપર કાંઇ વજન રાખતો નથી. આ ગામમાં તો મારું નામ ગુરુદાસ છે. મારું નામ ! હા, તે હતું, પણ તેને તો, હું અહીંઆં આવી વસ્યો ત્યારથી વિસરી ગયો છું."

"એમ કરવાનું કારણ શું ? વિરાગથી, કે દરિદ્રતાથી, કે કાંઇ દંડનીય આવેશકર્મથી, શાથી તમે અહીં આવી વસ્યા છો ?" (અપૂર્ણ.)

# ઉચ્ચભાવનાધ્વંસ.

આપણું સુખ શાનું બનેલું છે એનો વિચાર કરીએ તો સહજ જણાય કે એક તરફ અતિ ઉચ્ચ પ્રકારની ભાવનાઓ, અને બીજી તરફથી તેમને પ્રત્યક્ષ કરવામાં તેમના રસનો ભંગ એ બેના મિશ્રણનુંજ તે બનેલુંછે. સુખના સંકલ્પની ભાવનાને આપણે એટલેસુધી લઈ જઈએ છીએ કે અનન્ત અપાર અતુલ એકરસ આનંદરૂપ મોક્ષમાં તેની સીમા બાંધીએ છીએ; એ સીમા ઉત્તમોત્તમ છે, એનાથી અધિક કાંઇ સંભવતુંજ નથી. પણ એજ ભાવનાને પ્રત્યક્ષમાં અનુભવવા માંડીએ છીએ ત્યારે, કોહોલમાં પીલાઇને નીકળી આવેલી શેલડીના કુચાના જેવી તે નીરસ લાગેછે. ને એનો સાર તે તો પાછો હતો તેવો ને તેવો ભાવનાગમ્યજ રહેછે. એકલા સુખને માટેજ આવુંછે એમ નથી, પણ જેટલી જેટલી મનુષ્ય હૃદયની આશાઓ છે તેટલી તેટલી સર્વને માટે એવુંછે. આમાંથીજ અસંતોષનું બીજ પેદા થાયછે, ને દુઃખનાં ફુલ ઉપજેછે. એટલાજ માટે વિરાગીઓ નિરાશાને પરમ સુખ બતાવેછે.

આપણું કોઇપણ કાર્ય ભાવનાવિના નીપજતું નથી એ સિદ્ધ પ્રકૃતિ છે એટલે ભાવના શામાટે કરોછો એવી શંકા કોઇ લાવે તેનો અવકાશ નથી. કુંભકાર ઘટ નિર્મે છે તે પણ પ્રથમ તેની ભાવના કરીને પછી તદનુંસાર પ્રવર્તે છે. પણ આ વિચારમાંથીજ એક બીજો વિચાર ફુરેછે, ને નવી શંકા ઉપજાવેછે. કુંભકાર ઘટ કરેછે, લોહકાર અસ્ત્રશસ્ત્ર ઘડેછે, કે કોઇ પદાર્થવિજ્ઞાન જાણનાર યંત્રયોજના ઉપજાવેછે, એ સર્વે ભાવનાથીજ આરંભ કરેછે, ને અનેકવાર નિષ્ફલ થતાં પણ, તે ભાવનાને યથાર્થ અનુકૂલજ પ્રત્યક્ષ ફલ પામેછે. આવો અનુભવ સુખ માત્ર પરત્વે કેમ થતો નથી? એનું કારણ એટલુંજ છે કે સુખ છે તે કેવલ માનસિક વિષય છે, પદાર્થઘટના તે કેવલ ભૌતિકવિષય છેઃ એક સૂક્ષ્મ છે, બીજું સ્થૂલ છે. સ્થૂલ છે તે પરિચ્છેદવાળું એટલે અમુક સીમાવાળું છે, સૂક્ષ્મ અપરિચ્છિન્ન છે નિઃસીમ છે. થોડે ઘણે અંશે પણ, માણસો, સ્થૂલમાં નિશ્ચયપૂર્વક સફલ પ્રવૃત્તિ કરી ભાવના અને પ્રત્યક્ષ ઉભયને એકાકાર સમાધાનમાં આણી શકે, પણ સૂક્ષ્મને તેમ કરી શકે નહિ. સૂક્ષ્મનો ભાવનારૂપ અનુભવ સૂક્ષ્મ ઉપરજ થાયછે, પણ તેનો પ્રત્યક્ષ અનુભવતો સ્થૂલમાંજ લેઈ શકાયછે. સ્થૂલ તો પરિચ્છેદવાળુંછે, એટલે જ્યારે અપરિચ્છેદવાળું સૂક્ષ્મ સ્થૂલદ્વારા પ્રત્યક્ષ થવા જાય ત્યારે તે પણ પરિચ્છિન્નજ થઇ જાય, અને જે મૂલભાવના હોય તેને અનુરૂપ કદાપિ પણ નીવડે નહિ. આવું છે માટેજ સ્થૂલવ્યવહાર સર્વદા દુઃખરૂપ છે; સૂક્ષ્મવ્યવહાર

સુખરૂપ થઇ શકેછે. ભાવના એટલે વિચાર, કલ્પના, તે સર્વદા સૂક્ષ્મ સૃષ્ટિનોજ વિષય છે, ને જ્યાંસુધી પોતાના દેશમાંજ રહેછે ત્યાંસુધી સર્વથા આનંદમય અનુભવાયછે. સૂક્ષ્મસૃષ્ટિમાં જેનો પ્રચાર વધારે પરિચિત હોય તેવાં સ્ત્રી પુરુષ ઉત્તમ કવિ, ઉત્તમ તત્ત્વવિત્, ઉત્તમ યોગી, ઉત્તમ વિવેચક, નીવડેછે. કવિતા, તત્ત્વજ્ઞાન, યોગ, વિવેક, સર્વનું રહસ્ય ભાવના અથવા કલ્પના શક્તિના કેળવવામાં સમાય છે. અમુક વાત નિર્ધારણ કરવી ને તેનેજ પોતાની ભાવનારૂપ સૂક્ષ્મસૃષ્ટિમાં પ્રત્યક્ષ અનુભવવી એ પ્રતિભામાત્રનું બીજ છે. એ શક્તિજ કવિ અને જ્ઞાનીઓની ભવિષ્યવાણી પ્રેરનાર આદિ શક્તિ છે. એ દર્પણમાંજ આખી સૃષ્ટિનું પ્રતિબિંબ પડેછે, જેને તે જોતાં આવડે તે જુએછે. એ શક્તિની પરાકાષ્ઠાએ ત્યારે પહોચાયછે કે જ્યારે સૂક્ષ્મસૃષ્ટિમાં ભાવનાદ્વારા ઉપજાવેલું પ્રત્યક્ષ, પોતાનામાંથી બીજાનામાં પણ પ્રેરી શકાય.

* * * * *

પણ સ્થૂલમાત્રમાંજ વિહરનારાં, અને યંત્રવત્ સિદ્ધગતિ અને ફલનો યોગ ઇચ્છનારાં, વર્તમાનનેજ સમજવામાં આયુષ્ ગાળનારાં, એમ કહેછેકે એવા ભાવનામાત્રથી સુખમાનવાના વિચાર કેવલ ભોળાપણું, ગાંડાપણું, અશક્તિ, છે. એનાથી પેટ ભરાતું નથી, જમીન ખેડાતી નથી, કે સુખ સામગ્રી ઉદ્ભવતી નથી. કિંબહુના એ ભાવનાદ્વારા તમે જે આત્મવત્ સર્વ, નિત્ય નિઃસીમ અને અવિકૃત સુખરૂપ મોક્ષ, એવા એવા દુર્ગમ્ય શબ્દોનો ઉચ્ચાર કરી બોધ કરોછો તેપણ વાણી વિલાસજછે. એવું પ્રત્યક્ષમાં અનુભવાતું નથી, એવું થતું હોય તો ઇચ્છવા યોગ્યછે, પણ એ વાત અસાધ્યછે, અસંભવિત છે, ને ખરું બોલાવો તો અશક્ય છે. અશક્ય ભાવનાઓ લોકોને બતાવવાથી કશો લાભ થતો નથી, ઉલટી હાનિ થાયછે; માટે જેનાથી પેટ ભરાય, મોજમઝા સચવાય, અને પરસ્પર સ્નેહ મમતા વધે, તેવો સાદો બોધ કરો, ને તેપણ યંત્રવત્ સિદ્ધ બનાવો. આવો વિચાર આ સમયમાં ઠામ ઠામ પ્રવર્તેછે, ને જડરૂપ સ્થૂલસૃષ્ટિને પૂજનારા સૂક્ષ્મમાંજ સુખનો અંતર્ભાવ અને સંપૂર્ણ અવકાશ માનનારાને હસેછે; પોતે અનુભવમાત્રનેજ સત્ય માનવાનું ડોળ રાખી, ભાવનાને સત્ય માનનારાને કેવલ કલ્પકોમાં ગણી કાઢેછે. સૂક્ષ્મ સૃષ્ટિમાં કલ્પના થયાવિના સ્થૂલમાં કાર્ય થતું નથી એમ તેઓ સ્વીકારેછે, કેટલાક તો એમ પણ અડાવેછે કે સ્થૂલનોજ એક ધર્મછે કે જેથી સૂક્ષ્મ મનાતાં વિચારાદિ કાર્ય થઈ આવેછે. આવું માનનારા એમ માગે કે આપણાં ભાવના, કલ્પના, તે સર્વ સ્થૂલ ને અનુરૂપ હોવાં જોઈએ એ કાંઈ અયોગ્ય નથી.

વિચાર કરવો જોઇએ કે ભાવનાવિના કાર્યની પ્રવૃત્તિજ થઇ શકતી નથી. જે એમ કહેવાયછેકે સ્થૂલમાંથીજ ભાવનાદિ, ધર્મરૂપે, આવિર્ભાવ પામેછે એ

# ગ્રંથાવલોકન.

**દયારામકૃત કાવ્ય સંગ્રહ***:—ગૂજરાતના પ્રાચીન તથા મધ્યકાલીન કવિઓમાં દયારામ પ્રથમ અથવા દ્વિતીય પંક્તિ ધરાવેછે. તેની વાણીનું લાલિત્ય, તેના રસની એકતાનતા, તેનો ભાવ ઉપજાવવાની શક્તિ, એ બધાં એવાં અલૌકિકછે કે તે ખરી કવિપ્રતિભાનાં ચિહ્ન હોવા ઉપરાંત સર્વને કાવ્યરસનો સ્વાદ ચખાડવાને સમર્થ છે. વળી એ કવિએ ભક્તિને અવલંબી શૃંગારાદિ વિસ્તાર્યાછે તેથી એકલો શૃંગાર એવીરીતે વર્ણવનારને જે ટલંક લાગવાનો સંભવ રહે તેમાંથી તે મુક્ત થઈ ગયોછે એટલુંજ નહિ પણ ઉલટો તેજ કારણથી અતિ લોકપ્રિય થઈ પડ્યો છે. એનાં કાવ્ય વાંચવાં કે ન વાંચવાં એ વિચાર વિરાગી જેવા નીતિના અધિકારમાં ઉન્મત્ત થયેલા આપણા કેળવણી ખાતાવાળાને સોંપી આપણે તો એમ કહેવાની ફરજજછે કે કાવ્ય રૂપે જોતાં એનાં કાવ્ય ઉત્તમ પ્રકારનાછે. વસ્તુમાત્રના બે ઉપયોગ થઇ શકે છે, ને જેવો અધિકારી હોય તેવો ઉપયોગ નીવડેછે, માટે વસ્તુજ દુષ્ટછે એમ કાંઈ કહી શકાતું નથી આ કવિની આવી પ્રતિષ્ઠા છે ખરી પણ એમાં કાંઇક ન્યૂનતા થવા જેવા પ્રસંગ આપણને કેટલાક સમય થયાં હાથ આવ્યા, છે. ભાલણ, ધોળણ, રાજે, નરસિંહ મહેતો પણ, એવા કેટલાક કવિની કવિતાઓ સારરૂપે કે ઘણીવાર તો આખીને આખી આ કવિ પોતાની કરી બેઠેલાછે. તેથીજ, એવી બધી બાબત બાતલ કરતાં એમનું પોતાનું જે અવશેષ રહે તેને હીસાબે તેઓ દ્વિતીય વર્ગમાં આવવા ને યોગ્ય ઠરે છે.

આવા કવિના વચનો એક સંપૂર્ણ સંગ્રહ થવાની જરૂર હતી, ને તે કામ આપણા પ્રખ્યાત કવિ શ્રી નર્મદાશંકરે કર્યું હતું, ને જો કે આપણે તેમણે પાડેલા કવિ દયારામના કાવ્યના વર્ગ સાથે એક મત ન થઈએ તોપણ, એમનું એ કામ બહુ સ્તુત્ય હતું એમાં સંશય નથી. એનો એજ સંગ્રહ કેટલાક વધારા સાથે ગુજરાતી પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયો છે, ને જોકે એમાં હજુ ઉમેરી શકાય એવાં કેટલાંક પદ વગેરે નડીઆદમાંથી એકવાર પ્રસિદ્ધ થતા "અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક" નામના ચોપાનીઆમાં જોવામાં આવે છે, તોપણ આ આવૃત્તિમાં જે પ્રયાસ કર્યોછે તે સારો છે. શતશાઇ અને તેની ટીકા આમાં નવીનછે,—અને, એની રચના તરફ જોતાં આપણને કવિની શક્તિનો સારો નમુનો એજ છે, તોપણ તેમાંથી તેના હિંદિ ભાષાના જ્ઞાન

*સંગ્રહ કરનાર કવિ નર્મદાશંકર લાલશંકર ત્રીજી આવૃત્તિ ( સુધારા વધારા સાથે ) ગુજરાતી પ્રેસ, મુંબઇ કીમત રૂ. ૨—૮—૦

વિષે બહુ અનુકૂળ અભિપ્રાય બંધાતો નથી. તેમ એના તર્કની કલ્પના ઉપરતો ઘણીવાર અભાવજ પેદા થાય છે. એટલે એ ઉમેરો ન કર્યો હોત તોપણ ચાલત.

એકંદરે ગ્રંથને છાપવામાં ધ્યાન રાખેલું જણાય છે, ને બનતાસુધી દોષથી દૂર રહી શકાયું છે, તથાપિ જે ઉતાવળ અને આતુરતાથી ગુજરાતી પ્રેસ આજકાલ પોતાની સામાજિક આવૃત્તિઓ બહાર પાડતા જાયછે તેજ ઉતાવળ અને આતુરતાના અંગભૂત જે દોષ છે તે અત્રે પણ નજરે પડયા વિના રહેતા નથી ઘણા કવિના કાવ્યનો એક જથો પ્રસિદ્ધ કરવામાં જેટલી દોષથી દૂર રહેવાની જરૂરછે, તે કરતા તેમ કરવાની વધારે જરૂર એકંદર કવિનાજ સર્વ કાવ્ય છપાવવામાં સમજાય છે અશુદ્ધતાથી કરીને કવિને ગેરઈનસાફ થાયછે એટલું નહિ પણ વાચકને વગર કારણે અનેક પ્રકારની વિટંબના પડે છે ગુજરાતી પ્રેસની સામાજિક આવૃત્તિઓ જે સમાજને માટે કરેલી છે તે તે સમાજને વધારે અજવાળું આપી કાવ્યાર્થ સ્પષ્ટ કરી કવિને પ્રિય કરવાને બદલે એથી જુદુંજ કાંઇ સાધે તની છે આ આવૃત્તિમાંજ જોઇએ તો પ્રેમપરીક્ષાના ગરબામાં "મૂગે સાકર ખાધી" એમ છાપ્યું છે, જ્યાં 'મુગે સાકર ખાધી" એમ જોઇએ, પણ વખતે એમ સમજાયું હશે કે જેમ ગધેડાને સાકર નડી બેસેછે એવો લોકપ્રવાદ છે તેમ મૃગનેમાટે પણ હશે, ને તેથી તેને તે સદતી નહી હોય, તેમ કાંઇ તેવાને પ્રેમપણ ન સદે. પણ આ તો કદાપિ છાપનારનો દોષ હશે, પણ પાને ૨૧૭ મે જે ૭૧ મી ગરબી છે તેમાંના પાઠ સરખાવી જોવાનું જે અમને અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તકમાંથી મળેલું છે તે વિચારતા પાઠશોધનવિષે આપણું મત સારૂં થઈ શકતું નથી —

| ગુજરાતી પ્રેસનો પાઠ | અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તકનો પાઠ |
|---|---|
| એક વૃંદાવનમાંહે નિકુંજના મેહેલમાં | એકદા વૃંદાવનમાહે નિકુંજના મેહેલમાં |
| હાંજીરે જોડે રહી સખી જોય | હાંજીરે જનની ચઢી સખી જાય. |
| શોભાતણો નથી પાર કામરતિ બીરાજયા | શોભાતણો નથી પાર કામરતિ લાજીયા |
| સાડી ચોળી પેહેરી સામળે ધેમન લોભીયો | સાડી ચોળી પેહેરી સામળે લેધે મન લોભીયો |
| ઇત્યાદિ | ઇત્યાદિ |

આ પ્રમાણેના પાઠ ફરી જવાથી અર્થના અનર્થ થાય છે, રસમાં ભંગ થાય છે, કે ભ્રમ પેદા થાય છે, આશા છે કે આની આવૃત્તિઓ વધારે લક્ષ

# DIARY FOR 1890.

૧૯૪૬ ત્રૈમાસિક "નિત્ય નોંધ" ૧૮૯૦

અથવા

# ગૂજરાતી ડાયરી.

નિત્યનું એકેક પાનું કોરૂં. તથા ગુ. માસ, વાર, અંગ્રેજી તારીખ તિથિ ઘડી પળ સાથે તથા નક્ષત્ર, સૂર્યના ઉદય તથા અસ્તની કલાક મિનિટ ઉપરાંત પર્વ, ઉત્સવ તેહેવાર સરકારી રજા, મુંબઇનીમોટાઇ, મુંબઇમાં જોવા લાયક જગા, શહેરો, ટપાલ તાર, કાળની કીમત વગેરેની નોંધ છે.

કીમત ૦૧ રૂપીઓ.

મળવાનાં ઠેકાણાં:—

મુંબઇ.

| | |
|---|---|
| જેઠારામ મુકુંદજી તેલવાડી. | બી. એમ. વૈદ્ય, કાળકાદેવી. |
| નારાયણ ગોપાળ ઠુર્ડીકર રામવાડી | બાળકૃષ્ણ લક્ષ્મણ, વિઠ્ઠલવાડી. |
| કરાણી—કોટ તથા ધોબીતળાવ | જમનાદાસ ભગવાનદાસ, ભુલેશ્વર |
| વી. એમ. વાલેકર કું. રામવાડી | શેઠ ગીઆદજી હોરમસજી રામવાડી. |

નડિયાદ— ન્યુ બુકડીપો. સુરત—સ્ટાંડર્ડ પ્રેસ.

અમદાવાદ—દ્વારકાદાસ મોતીલાલની કંપની.

આગાઉથી લેનારે "પુસ્તકપ્રસારક મંડળી" ના મેનેજરને લખવું.

☞ આ પત્રના ઘરાકને અર્ધી કીમતે આપવામાં આવે છે માટે જોઈએ તેમણે ટપાલખર્ચ સાથે અઢી આના મોકલી મંગાવી લેવી.

---

## આર્યસમુદય.

રચનાર.

પંડિત શ્રીગટ્ટુલાલજી ઘનશ્યામજી.

સં. ૧૯૪૬ ના માર્ગશીર્ષ તથા પૌષ માસના ગુજરાતી અંકમાં નીચે પ્રમાણે વિષયો છે —

૧ શ્રીપ્રભાતવર્ણન.
૨. શ્રીયમુનાવર્ણન
૩. મનુષ્ય દેહનું ફળ.
૪. પંચાયજિત પદ્યાવલિ
૫. હરિનામ મહિમા.
૬. તત્ત્વદીપ નિબંધ.
૭ આનંદભાજન.
૮. રસિકાશ્રમ.
૯. સમશ્લોકી શ્રીમદ્ભગવદ્ગીતા.

શ્રી ભારતીતીર્થ મુનીશ્વર વિરચિત,

# वाक्यसुधा.

( અથવા. )

# दृग्दृश्यविवेक

[ નું ગુર્જરભાષાન્તર. ]

---

( મળેલું. )

( मंगलाचरणम् )

यद्दृश्यं हृदये बहिश्च निखिलं तद्दृक्प्रकाराञ्चितम् ।
विक्षेपावरणस्वरूपमिनया भेदंगतं मायया ॥
*ऽत्तीसाचशपुटो समाधिसुलभं य सच्चिदानन्दनम् ।
तस्मिन्ब्रह्मणि तिष्ठतु त्रयमिदं जीवनये नश्यति ॥

शरणं करवाणि शङ्करम्
स्मरणं यस्य हि मुक्तिदायकम् ।
अथवा किमवस्तुवाञ्छ्या
तरणं ब्रह्मतदस्मि निर्गुणम् ॥

ભાવાર્થ—અંતઃકરણમાં મનઆદિ ઇંદ્રિયોના શ્રદ્ધાસંકલ્પાદિ જે જે દૃશ્ય ધર્મો છે, તથા બાહ્ય જગત્‌માં પદાર્થમાત્રના જે જે વિવિધરંગ અને વિવિધ આકૃતિના દૃશ્યધર્મો છે, તે સર્વેનો જોનાર સાક્ષીરૂપ, અને તેને પ્રકાશ

---

* મારા ગુરુવર્ય, ભાવનગર સામળદાસ કોલેજના સંસ્કૃત શિક્ષાગુરુ વિદ્વત્તાપૂર્ણ પ્રિયવદાનામક માસિકપત્રના તંત્રી, રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ પ્રકટ કરેલા રાજયોગમાંનો વાક્યસુધા અથવા દૃગ્દૃશ્યવિવેક નામક ગ્રંથને આધારે આ ભાષાન્તર છે. આ ભાષાન્તરનો સર્વ આધાર તે રાજશ્રીએ અંગ્રેજીમાં ગ્રેલ ભાષાન્તર ઉપર તથા તે ગ્રંથની ટીકા ઉપર રાખ્યો છે રા. જેથી મણિલાલે પોતાની પ્રસ્તાવનામાં દર્શાવ્યા પ્રમાણે પંચદશીના કર્તા વિ·

કરનાર જે આત્મા સ્વરૂપ છે; વળિ માયાની આવરણ શક્તિથી આચ્છાદિત થયેલ તથા માયાની વિક્ષેપ શક્તિથી વિકૃતિને પામેલ હોવાથી, જે જીવ અને જગત્ના ભેદને પામેલ છે; વળિ સત્, ચિત્, આનન્દ, રૂપ, અને નામ, એ પદાર્થમાત્રના અંશ પંચકમાંથી, છ પ્રકારના સમાધિયોગથી જણાઈ શકે તેવા સચ્ચિદાનન્દ રૂપ છે; તેવા પરબ્રહ્મને વિષે પ્રાતિભાસિક, વ્યાવહારિક અને પારમાર્થિક જીવનો લય થતાં ! તે જીવત્રયના સચ્ચિદાનન્દ ધર્મત્રય લીન થાઓ.

જેના દર્શનથી દુઃખની નિવૃત્તિ અને પરમાનન્દની પ્રાપ્તિ થાય છે, તેવા શંકર રૂપ પરમાત્મામાં હું મારો પ્રત્યગાત્મા લીન કરૂં છું; કેમકે જેનું સ્મરણ સંસારની ઉપાધિનો નાશ કરી, બ્રહ્મજ્ઞાનનો પ્રકાશ કરે છે. અથવા તો "જીવન્મુક્ત પુરુષને મોક્ષ શું છે કે બંધ શું છે !"—એમ હોવાથી મિથ્યા વસ્તુની યાચના શા માટે કરૂં ? કેમકે મોક્ષને આપનાર નિર્ગુણ બ્રહ્મ હું પોતેજ છું.

## દૃગ્દૃશ્યભેદનિર્ણય.

ગ્રંથારંભે મંગલાચરણમાં મંગલબ્રહ્માનું આત્માસ્વરૂપ વર્ણનારૂપે સ્મરણ કરી, શ્રી ભારતીતીર્થમુનિ[*] વેદાન્તશાસ્ત્રની પરંપરાના આધારે વેદાન્તનાં तत्त्वमसि । अहं ब्रह्मास्मि । अयमात्मा ब्रह्म । प्रज्ञानं ब्रह्म ॥ ઇત્યાદિ મહાવાક્યોમાં દર્શિત પ્રથમ त्वम् । अहं । अयमात्मा । प्रज्ञानम् ॥ ઇત્યાદિ પદોનું પરિશોધન કરતા પદાર્થમાત્રના ધર્મોનું પૃથક્કરણ કરી, પરિણામે તે સર્વ વિકારી ધર્મોને જોનાર સાક્ષીરૂપ પ્રત્યક્ શરીરમાં રહેલ, આત્માનું ભાન કરાવે

---

* વિદ્યારણ્યમુનિ પોતાના પૂર્વાવસ્થામાં જે માધવાચાર્ય નામે ઓળખાતા, તે મુનિને પંચદશી રચવામાં સહાયરૂપ શ્રીભારતીતીર્થમુનિ આ ગ્રન્થના રચનાર હોય, એમ ટીકાકારના વચન ઉપરથી આપણા પંચદશી અને આ ગ્રન્થની વિચાર સાદૃશ્યતા ઉપરથી સિદ્ધ થાય છે. ગ્રંથનું અવલોકન કરતાંજ, સ્પષ્ટ જણાઈ આવે છે કે—મુનિવર્ય ભારતીતીર્થે વેદાન્તશાસ્ત્રની ગંભીર પ્રક્રિયાઓ કંઈ અપૂર્વ શૈલીથીજ સંક્ષેપમાં પણ નિશ્ચયપૂર્વક સિદ્ધાન્તરૂપે સ્પષ્ટ કરી છે. યુક્તિ, અનુભવ, અને શ્રુતિના પ્રમાણયુક્ત તેનું એકેક સિદ્ધાન્ત વાક્ય મર્મ ઉપર એવી તો અસર કરે છે કે પરિણામે અધિકારી મુમુક્ષુને ઇષ્ટ ફલ પ્રાપ્ત થયા વિના રહે નહિ. ધન્ય છે એવા વિરલ મહાત્માને !

છે. તે આત્માનો લિંગદેહ તથા સ્થૂલદેહ સાથે એકરૂપપણાનો સંબંધ* હોવાથી, તે આત્મામાં જીવપણું પ્રાપ્ત થાય છે, અને તેથી તે સુષુપ્તિ, સ્વપ્ન, અને જાગ્રદવસ્થા ભોગવતાં, તે તે અવસ્થાના સુખ દુઃખાદિ પ્રપંચ પણ અનુભવે છે, તેમજ જન્મ જરા મૃત્યુ વગેરે ષડ્વિકારને વશ થાય છે. એ રીતે त्वमादि પદોનું પરિશોધન કરી तत् અને ब्रह्म પદોનું પરિશોધન કરવા, પ્રથમ સર્વ પ્રપંચમય સંસારનું કારણરૂપ, અજ્ઞાન-અવિદ્યાદિ શબ્દોથી વાચ્ય, સચ્ચિદાનન્દ બ્રહ્મને આશ્રયે રહેલી, સર્વ અનર્થનાં બીજભૂત અનિર્વચનીય માયાનું તેની આવરણ વિક્ષેપશક્તિદ્વારાએ વર્ણન કરે છે. આવરણ શક્તિ જીવ માત્રને પોતાના બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન ઢાંકી દે છે, અને વિક્ષેપશક્તિ નામ રૂપાત્મક મિથ્યા સૃષ્ટિ રચે છે, એમ દર્શાવી, સકલ સૃષ્ટિમાં सत् । चित् । आनंद । —એ ત્રણ બ્રહ્મના અંશો ઉપરાંત નામ અને રૂપના અંશો છે, તે માયાકૃત હોવાથી મિથ્યા છે—એમ સ્પષ્ટ કરી, અન્તે કેવલ બ્રહ્મજ રહે છે—એ રીતે સિદ્ધ કરે છે. આ પ્રમાણે त्वम्-आत्मा તથા तत्-ब्रह्म એ પદોનું સ્પષ્ટીકરણ કરી, તે બન્ને પરસ્પર વિરુદ્ધ પદાર્થમાંથી વિરોધનો અંશ માનસિક તેમજ બાહ્ય સવિકલ્પ નિર્વિકલ્પ સમાધિથી ત્યાગ કરવા સૂચવતાં, સ્વપ્નાવસ્થાનાં દૃશ્ય જીવજગત્ જાગ્રદવસ્થામાં મિથ્યા લાગે છે, તેમ જાગ્રદવસ્થાનાં દૃશ્ય જીવ જગત્ સુષુપ્તિમાં મિથ્યા લાગે છે, માટે એ ત્રણે અવસ્થાનો અનુભવ કરનાર, સાક્ષીરૂપ, કૂટસ્થ, સ્વયંપ્રકાશી આત્મા પ્રત્યક્ષ થવાને લીધે એટલે અહંકાર અને અજ્ઞાનનો નાશ થયે સચ્ચિદાનન્દ બ્રહ્મમાં લીન થાય છે, અર્થાત્ જીવન્મુક્ત પુરુષનાં કર્મબન્ધનો લય થાય છે અને તે કેવલ બ્રહ્મમય કે બ્રહ્મરૂપ થઈ રહે છે,—એ રીતે યુક્તિ અનુભવ અને શ્રુતિના પ્રમાણથી સંક્ષેપે પ્રતિપાદન કરે છે. પ્રથમ પાંચ શ્લોકથી દૃશ્ય શું? અને દૃગ્ શું? એ સ્પષ્ટ કરી દૃગ્રૂપ આત્માનું શુદ્ધ વર્ણન કરે છે.

જગતના પદાર્થમાત્રના ગુણમાં રૂપ દેખાઈ શકે તેવો ગુણ છે; અને લોચન તેમને દેખનાર છે; તેમજ લોચનને દેખનાર મન છે; માટે લોચન દૃશ્ય છે. અને મન દૃગ્ છે. તેજ રીતે અન્તઃકરણની

---

* આગળ સ્પષ્ટ કરવામાં આવશે, તેમ જીવ અને શરીરનો સંબંધ અગ્નિ અને લોહના સંબંધની પેઠે છે. એટલે જેમ એક લોહના પિંડને અગ્નિમાં તપાવવાથી લોહ અને અગ્નિ અભિન્ન થાય છે, તેવી રીતે જીવ અને શરીરની સ્થિતિ છે.

વૃત્તિ દૃશ્ય છે સાક્ષી રૂપ રહેલું ચૈતન્ય દૃગ્માત્ર છે. આત્મા કદિ-પણ દૃશ્ય નથી. ૧*

લોચન એક સ્વરૂપે રહેતાં, બાહ્ય પદાર્થોના નાનાપ્રકારના ગુણો જેવા કે ભુરૂં, પીળું, મોટું, નાનું, ટુંકું, લાંબું,–આદિ સર્વ ભેદ જોઈ શકેછે. ૨

પદાર્થમાત્રના ગુણોમાં ચક્ષુથી જોવાઇ શકે તેવો ગુણ રૂપ છે. કેમકે પદાર્થમાત્રના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ—એ પાંચ ગુણો છે. આ પાંચ ગુણોને અનુભવનાર શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ છે. એ પાંચ ઇન્દ્રિયોમાં ચક્ષુ દૃક્ છે અને રૂપ દૃશ્ય છે. દૃક્–દૃષ્ટા અને દૃશ્યનો ભેદ આ રીતે થાય છે; જે પદાર્થ નાના પ્રકારના સ્વરૂપમાં જોવાઈ શકાય છે તે દૃશ્ય છે; અને એક રૂપે રહેતાં જે તેને જોઈ શકેછે, તે દૃક્ અથવા દૃષ્ટા છે. ઉક્ત દૃષ્ટાન્તમાં લોચન એકરૂપી રહી બાહ્ય પદાર્થના વિવિધ ગુણો જુએ છે; માટે લોચન દૃક્ છે, અને બાહ્ય પદાર્થો દૃશ્ય છે.

આંધાપો, મંદતા, તીક્ષ્ણતા. વગેરે જે જે લોચનના ધર્મો છે, તે મન એક સ્વરૂપે રહેતાં અનુભવી શકેછે, તેજ પ્રમાણે શ્રોત્રત્વચાદિ ઇન્દ્રિયોના નાના પ્રકારના ધર્મો મન જાણી શકેછે. ૩

વળિ અંતઃકરણવૃત્તિના જે ધર્મો, જેવા કે–કામ, સંકલ્પ, સંદેહ, શ્રદ્ધા, અશ્રદ્ધા, લજ્જા, બુદ્ધિ ભય વગેરે–તે સર્વને આત્મા નિર્લેપ અને નિર્વિકારી રહેતાં ભાસ્યમાન કરેછે. ૪*

આત્મા કેવલ દૃષ્ટા છે; તે દૃશ્ય નથી, કેમકે આત્મામાં નાના પ્રકારના ગુણોમાં બદલાવાનો ધર્મ નથી; તેથી તે દૃશ્ય નથી. એ પ્રમાણે સ્થૂલ શરીર કે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, તેમજ પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન, તથા મન, બુદ્ધિ (ચિત્ત, અહંકાર)–અને કર પાદાદિ સત્તર અવયવોનો બનેલો સૂક્ષ્મ અથવા લિંગદેહ પણ આત્મા નથી; પરંતુ

---

* तमेवभान्तमनुभाति सर्वं तस्यभासा सर्व मिदं विभाति ॥ શ્વેતાશ્વતરોપનિષદ
सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रिय विवर्जितम् ॥ શ્વેતાશ્વતર.
श्रोत्रस्यश्रोत्रं मनसोमनो यद्वाचो हवाचं सउप्राणस्य प्राणश्चक्षुरिति ॥ સામવેદીયકેનોપનિષદ

૪ જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ.
नीहारधूमार्कानलानीलानां खद्योत विद्युत्स्फटिकशशिनाम् ।
एतानि रूपाणि पुरःसराणि ब्रह्मण्यभिव्यक्ति कराणियोगे ॥

આત્મા તો એ સર્વનો પ્રકાશ કરનાર, જોનાર સાક્ષિરૂપે કંઇ જુદોજ છે, એમ પ્રતિપાદિત થયું. હવે આત્માનુ લક્ષણ કહેછે.

તે આત્મા ઉદય પામતો નથી કે અસ્ત થતો નથી; વધતો નથી કે ઘટતો નથી; પોતાની મેળે પ્રકાશ પામે છે, તેમજ કંઈપણ બાહ્ય સાધનવિના અન્ય પદાર્થોને પ્રકાશિત કરેછે. ૫[૫]

દૃગ્દૃશ્ય ભેદનો નિર્ણય આ ઉપરથી સ્પષ્ટ થાયછે. જે સ્વયંપ્રકાશી નથી, અને જે બાહ્ય પદાર્થના સાધનવિના ભાસ્યમાન થતો નથી, (જેવો કે-અહંકાર જડદેહની સાથે તાદાત્મ્ય સંબંધવિના પ્રકાશ પામતો નથી-તેથી તે) તે વિકારાધીન હોવાથી દૃશ્ય છે. પરંતુ આત્મા તેથી વિલક્ષણ છે, એટલે દૃષ્ટા છે. એ રીતે तत्त्वमसि વાક્યમા त्वम् પદનુ શોધન થયું

હવે તે त्वम् (આત્મા) તથા तत् (બ્રહ્મ) ની વચ્ચેના ભેદના કારણ અજ્ઞાનને સ્પષ્ટ કરેછે.

## લિઙ્ગ દેહ.

—o—

ઉક્ત લક્ષણ આત્મામાં અલ્પજ્ઞત્વ, સુખદુઃખાદિ ભોક્તૃત્વ, જન્મમૃત્યુઆદિ પરિકારત્વ-વગેરે જીવત્વ કેમ પ્રાપ્ત થયું, તે સમજાવવા, શ્રીભારતી તીર્થમુનિ સમસ્ત પ્રપંચમય સંસારનુ અધિષ્ઠાન અથવા ઉત્પત્તિસ્થાન લિંગદેહ-તદંતર્ગત અહંકારનું સ્ફુટ રીતે વિવેચન કરેછે. કારણ શરીર, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીર,-એ ત્રણ શરીરના યોગથી મનુષ્ય પુનઃ જન્મ પુનઃ મૃત્યુ પામેછે. તે ત્રણ શરીરના યોગે સુષુપ્તિ સ્વપ્ન જાગૃતવસ્થા જીવ[૧]

૫ જુઓ.

अदृष्टं द्रष्टृ श्रुतं श्रोत्र मतं मंत्र विज्ञातं विज्ञातृन दृष्टेर्द्रष्टारं पश्येन्नश्रुते श्रोतारं शृणु-याम मते र्मंतारं मन्वीथाः नविज्ञाते र्विज्ञातारं मामोकेन विजानीयादिति ॥

अचक्षुरमाणोऽमना अरतो चैतन्यं चिन्मात्र मित्यादि॥

नान्तः प्रज्ञं नबहिः प्रज्ञं नोभयतः प्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञं। अदृष्टमव्यवहार्यं मग्राह्य मलक्षणमचिन्त्यम व्यपदेश्यमेकात्म्य प्रत्ययसारं प्रपंचो पशमं शिवमद्वैत चतुर्थं मन्यन्ते स आत्मासविज्ञेयः ॥ इति ॥ माण्डुक्योपनिषद्

૧ પાશ્ચાત્ય વિદ્યાસંપન્ન પંડિતોની મતિ પ્રમાણે, જીવ એવી કંઈપણ વસ્તુ છે નહિ. પુનર્જન્મ વા પૂર્વજન્મના વિચાર તેઓને મતે કેવળ નિરર્થક છે; દેહમાં સંક્રમણ કરતા રક્તના રસાયનિક સંયોગથી જીવન ઉત્પન્ન થાય છે; વળી પછી બગડતાંજ રસાયનિક સંયોગ શૂન્ય થઈ જાય છે, અને જીવન

અનુભવે છે. અને એ ત્રણ શરીરના યોગથી જીવ કર્મકૃત્ અને ફલભુક્ થાય છે. એમાં મુખ્ય આધાર સૂક્ષ્મ શરીર અથવા લિંગ દેહ ઉપરજ છે. જેમ રાજયોગમાં તેમ હઠયોગમાં પણ લિંગદેહને આત્મા અને શરીરનું ઐક્ય કરનાર સાધન કહ્યું છે. લિંગદેહ અથવા તદંતર્ગત અહંકારનો નાશ થયે સર્વ પ્રપંચનો નાશ થાય છે; અને સર્વ પ્રપંચનો નાશ થયે આત્મા પરમાત્માનો ભેદ પણ નાશ પામે છે; અને તેથી જીવન્મુક્ત પુરુષ બ્રહ્મરૂપ થઈ રહે છે. અહિંયાં પ્રથમ લિંગદેહનો આત્મા સાથે કેવો સંબંધ છે. અને તેથી આત્મામાં વિકારત્વ કેમ પ્રાપ્ત થાય છે, તે સાત શ્લોકથી વર્ણવેછે.

• બુદ્ધિમાં આત્માના પ્રતિબિમ્બના બલથી, બુદ્ધિ પ્રકાશિત થાયછે. બુદ્ધિનાં બે સ્વરૂપ છે; એક અહંકાર અને બીજું અંતઃકરણ વૃત્તિ. ૬[૬]

આ સ્થળે અંતઃકરણને બુદ્ધિનું નામ આપ્યું છે. યથાર્થ સ્વરૂપનો નિશ્ચય કરનાર અંતઃકરણવૃત્તિની શક્તિને બુદ્ધિ કહે છે. બુદ્ધિ મૂળે તો જડ છે; પરંતુ આત્માના પ્રતિબિમ્બથી ચૈતન્યમય થાય છે "હું કોણ છું"— એ પ્રમાણે અંતઃકરણની કર્તારૂપ વૃત્તિને અહંકાર કહે છે. સંકલ્પ વિકલ્પ કરનાર મનને અંતઃકરણ પણ કહે છે. અહંકાર અને અંતઃકરણમાં ચિત્ત, અને મનનો સમાવેશ થાય છે.

---

નષ્ટ થાય છે; પ્રારબ્ધસંચિત ક્રિયમાણાદિના વિચાર મિથ્યા ભ્રમ છે; પાપ પુણ્યની યોજના મંડલે મંડલમાટે સ્વીકારી છે, વગેરે. વળિ કેટલાક સ્થૂલદેહ, જ્ઞાન અને જીવની ત્રિપુટીથી પ્રાકૃતિક દેહનું બંધારણ માને છે. કેટલાક મનુષ્યવર્ગ શિવાય તિર્યક વર્ગમાં આત્માના અસ્તિત્વ વિષે નકારજ ભણે છે. તેઓને મતે સર્વે સારાં કાર્યો જગન્નિયંતા જગદીશ્વરની પ્રેરણાથી થાય છે; દુષ્ટ કર્મની પ્રેરણાનો અધિષ્ઠાતા તેજ જગદીશ્વરનો પૂર્વકાળમાં પ્રધાન, પણ વળિ પછી તેનો શત્રુ સેતાન ઠરે છે. પુનર્જન્મ કે પૂર્વજન્મ તેઓને મતે પણ નથીજ. પાપપુણ્યનાં ફલ વેંહેચવાનો સર્વેને માટે એકજ દિવસ ઠરાવી રાખ્યો છે. આ વિચારના સારાસારનો બુદ્ધિમાને એ આર્યવિચાર સાથે સરખાવી નિશ્ચય કરવો.

૬ જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ્

अंगुष्ठमात्ररवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितो यः।

बुद्धेर्गुणेनात्मगुणेनचैव आराग्रमात्रोऽप्य परोऽपिदृष्टः ॥

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च भागो जीवः स विज्ञेयः स चानंत्याय कल्पते

॥ इति ॥

જેવી રીતે "તપેલું લોઢું"–એ વાક્યમાં લોઢું અને તેમાં રહેલો અગ્નિ એકરૂપે રહેછે, તેવી રીતે આત્માના પ્રતિબિમ્બ અને અહંકારનો સંબંધ છે. તે અહંકારનો સૂક્ષ્મ તથા સ્થૂલ દેહ સાથે તાદાત્મ્ય સંબંધ હોવાથી દેહ સચેત થાયછે. ૭°

દેખનાર–અનુભવનાર આત્મા છતાં અહંકૃતિ ( હું ) દેખેછે, અનુભવેછે, વગેરે કહેવાય છે; તેથી આત્માભાસ અને અહંકારનો જડ દેહ સાથે તાદાત્મ્ય સંબંધ છે. એમ અનુભવ સિદ્ધ થાયછે પરન્તુ અહંકારનો આત્માભાસ સાથે તથા જડદેહ સાથે કેવો સબંધ છે, તે સ્પષ્ટ કરવું કઠિન છે; છતાં અગ્નિ અને લોહનું દૃષ્ટાંત યથાર્થ આભાસ આપેછે. વળિ જેમ દીપ પોતે કોઈ પદાર્થ સાથે એકરૂપ થતો નથી, પરન્તુ દીપની છાયામાત્ર તે પદાર્થ ઉપર પડેછે. તેથી તે પદાર્થ પ્રકાશિત થાયછે; તેજ રીતે આત્મા કૂટસ્થ અને અસંગ હોવાથી, માત્ર તેનો આભાસ–પ્રતિબિમ્બ અહંકાર સાથે મિશ્રિત–થાયછે; તેથી અહંકારમાં અને તદાશ્રિત જડદેહમાં ચૈતન્ય પ્રકટ થાયછે. વળિ અગ્નિની સહજ શક્તિથી વરાળમાં શક્તિ ઉત્પન્ન થાયછે, અને તે વરાળનો વરાળયંત્ર સાથે સંબંધ હોવાથી વરાળયંત્રમાં ગતિ ઉત્પન્ન થાયછે. અહીંઆં અગ્નિ આત્મા છે; વરાળ અહંકાર છે; અને વરાળયંત્ર જડદેહ છે. એક વરાળયંત્રમાં રહે । અગ્નિ પ્રત્યગાત્મા બરોબર છે; અને સમસ્ત અગ્નિ ( ભાવવાચક નામરૂપે ) પરમાત્મા બરોબર છે. અર્થાત્ તે પ્રત્યગાત્મારૂપ અગ્નિ અને પરમાત્મારૂપ સમસ્ત અગ્નિ અભેદ છે. આ સર્વે દૃષ્ટાંતો ઉપરથી અહંકારની સાથે તથા જડદેહ સાથે આત્માના પ્રતિબિમ્બનો તાદાત્મ્યસંબંધ સમજાશે.

અહંકારનો આત્માના પ્રતિબિમ્બ સાથે, દેહ સાથે તથા સાક્ષીરૂપ આત્મા સાથે જે તાદાત્મ્ય સંબંધ છે, તે સહજ કર્મથી ઉત્પન્ન થયેલ, તથા અજ્ઞાનથી ઉત્પન્ન થયેલછે. ૮

અહંકારના આત્માના પ્રતિબિમ્બ સાથે ઉપર કહ્યા તેવા ત્રણ પ્રકારના સંબંધમાંથી સહજ સંબંધનો નાશ થતો નથી; પરંતુ કર્મના

---

૭ જુઓ વાજસનેયિ બ્રાહ્મણોપનિષદ્.
तस्यैतस्य हृदयस्याग्रं प्रद्योतते । तेन प्रद्योतेनैष आत्मा निष्क्रामति चक्षुषो वा मूर्ध्नो-वाऽन्येभ्यो वा शरीरदेशेभ्यस्तमुत्क्रामन्तं प्राणानुत्क्रामति ॥ इति ॥

નારા સાથે કર્મજ સંબંધ, અને અજ્ઞાનના નારા સાથે અજ્ઞાન જન્ય સંબંધ નારા પામેછે. ૯[9]

અહંકારની ઉત્પત્તિ સાથેજ, અહંકારનો આત્મા, આત્મચ્છાયા, અને દેહ સાથેનો તદ્રૂપ સંબંધ ઉત્પન્ન થાયછે; જાગૃતવસ્થામાં જે કર્મ કરવામાં આવેછે, તે કર્મથી પણ અહંકારનો તદ્રૂપ સંબંધ ઉત્પન્ન થાયછે; તેમજ યથાર્થ જ્ઞાન ન હોવાથી જે ભ્રાંતિ થાયછે, તે ભ્રાન્તિથી પણ તેવો સંબંધ ઉત્પન્ન થાયછે. જાગૃતવસ્થામાં જે કર્મ થાયછે, તે કર્મોનો જ્યારે નાશ થાયછે, ત્યારે તેના ફલનો નાશ થાયછે; અને ફલનો નાશ થવાથી ફલ ભોગવનાર અહંકારનો નાશ થાય છે;—અર્થાત્ "હું ભોગવું છુ" એ વૃત્તિનો નાશ થાયછે. એ રીતે કર્મના નાશથી કર્મજ સંબંધનો નાશ થાયછે. જેમ છીપને ભ્રાન્તિથી રૂપું માનવામાં આવેછે. પરંતુ જ્યારે "તે રૂપું નથી, પણ છીપ છે" એમ જ્ઞાન થાયછે, ત્યારે રૂપાનો પણ નાશ થાયછે, તે રીતે જ્ઞાનથી અજ્ઞાનજન્ય સંબંધનો નારા થાયછે.

અહંકારનો તેના કારણરૂપી અજ્ઞાનમાં જ્યારે લય થાયછે, ત્યારે તે અવસ્થાને સુષુપ્તિ કહેછે; અને ત્યારે દેહ કેવલ અચેત થાયછે. જ્યારે અહંકારનો અર્ધવિકાસ હોયછે. ત્યારે તે અવસ્થાને સ્વપ્ન કહેછે; અને જ્યારે અહંકારનો સંપૂર્ણ વિકાસ હોયછે, ત્યારે તે અવસ્થાને જાગૃત્ કહેછે. ૧૦[11]

કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય અને મન, બુદ્ધિ વગેરે-સર્વે ઇન્દ્રિયોની ચેષ્ટા બંધ થતાં, અજ્ઞાનમાં અહંકારનો લય થાયછે ત્યારે તે અવસ્થાને સુષુપ્તિ અથવા ગાઢ નિદ્રા કહે છે. સ્વપ્નાવસ્થામાં આ સર્વે ઇન્દ્રિયો અર્ધપ્રફુલ્લિત હોય છે, અને જાગ્રદવસ્થાના સંસ્કારોનો પ્રકારાન્તરે અનુભવ કરે છે. સ્વપ્નાવસ્થામાં અહંકારથી ભિન્ન અન્ય વસ્તુનો અભાવ હોય છે. પ્રાયશઃ જાગ્રદવસ્થામાં ઉ-

---

૯ જુઓ તેજ.

तदेव सक्तः सहकर्मणैति लिंगं मनो यत्र निषक्तमस्य ।
प्राप्यान्तं कर्मणस्तस्य यत्किञ्चेह करोत्ययम् ॥ इति ॥

૧૦ જુઓ માંડુક્યોપનિષદ્.

अंधः सन्ननन्धो भवति, विद्धः सन्नविद्धो भवति, उपतापीसन्ननुपतापी भवति ॥ इति ॥

न तत्ररथा न रथयोगा न पन्थानो भवंति ॥ इति ॥

दक्षिणाक्षि मुखे विश्वो मनस्यंतस्तु तैजसः आकाशेच हृदि प्राज्ञः त्रिधा देहे प्रतिष्ठिता ॥ इति ॥

ઉત્પન્ન થયેલ સંસ્કારોનાજ વ્યાપારથી સૂક્ષ્મદેહમાં સૂક્ષ્મનાડિનો પ્રચાર થાય છે ત્યારે તે અવસ્થાને સૂક્ષ્મ અવસ્થા કહે છે. જાગ્રદવસ્થામાં સ્થૂલ ભોગને આપનાર કર્મેની પુરે પુરી ઉત્પત્તિ થાયછે, અને તેથી અહંકારનો સંપૂર્ણ વિકાસ હોયછે

અન્તઃકરણ વૃત્તિનો પણ આત્માના પ્રતિબિમ્બ સાથે તદ્રૂપ સંબંધ હોયછે. સુષુપ્તિકાળમાં તે વૃત્તિ લય પામેછે; સ્વપ્નકાલમાં લિંગદેહના કર્મને આવશ્યક વાસનાઓ ઉત્પન્ન કરેછે; અને જાગ્રત્ કાલમાં સ્થૂલ દેહના કર્મને આવશ્યક બાહ્યવિષયોને ઉત્પન્ન કરેછે ૧૧

અહંકાર, એ અંતઃકરણ વૃત્તિનો ભાગ છે. માટે જે જે વિકાર અંતઃકરણના થાય છે, તે તે વિકાર અહંકારના થાય છે. ગાઢ નિદ્રામાં બુદ્ધિ, મન-ચિત્તાદિ એકપણ ઇન્દ્રિય કંઈપણ વ્યાપાર કરતી નથી, તે પ્રસિદ્ધ જ છે, સ્વપ્નમાં તે ઇન્દ્રિયો અર્ધ પ્રફુલ્લ હોય છે, અને જાગ્રદવસ્થામાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધ—એ સકલ પદાર્થોના બાહ્ય વિષયો પણ અંતઃકરણથી ઉત્પન્ન થાય છે.

મન (અન્તઃકરણ) અને અહંકારનો બનેલો જડરૂપ લિંગદેહ કર્મવશ હોવાથી, સુષુપ્તિ સ્વપ્ન અને જાગ્રદવસ્થા અનુભવે છે; અને તેજ રીતે તે જન્મ પામે છે, અને મરણ પામે છે ૧૨ [૧૨]

આદિમાં લિંગદેહ અહંકાર મન બુદ્ધિ ચિત્તાદિનો બનેલો છે, એમ કહે છે. તે લિંગદેહ સ્વભાવે તો જડ છે, પરંતુ તે ચૈતન્ય પ્રતિબિંબથી કર્મ કરે છે. અને તેથીજ ત્રણ અવસ્થા અને છ વિકાર (જન્મ મૃત્યુઆદિ) ભોગવે છે. અર્થાત્ વિકારત્વ પ્રાપ્ત થયેલ આત્મા નથી, પણ લિંગદેહ છે, એમ આ ઉપરથી પ્રતિપાદન કર્યું

---

## સદ્વૃત્તિ.

### પ્રામાણિકતા—આત્મકર્તવ્ય.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।

---

૧૨ જુઓ વાજસનેયિ બ્રાહ્મણોપનિષત્.
हृदयं वै सम्राट् सर्वेषां भूतानामायतनं हृदयं वै सम्राट् सर्वेषां भूतानां प्रतिष्ठा ॥
॥ इत्यादि ॥
कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः स समानः ॥इत्यादि ॥

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥
संपदि यस्य न हर्षो विपदि विषादो रणे न भीरुत्वम् ।
तं भुवनत्रयतिलकं जनयति जननी सुतं विरलम् ॥

જે જન વર્તમાનમાં અપ્રતિષ્ઠા, અને ભવિષ્યમાં પાપ એ બેથી બચીજવા ઇચ્છતાં હોય તેમણે આત્મકર્તવ્યમાં પાછાં પડવું નહિ. સંસાર વ્યવહારમાં દૃઢસંકલ્પ અને અપ્રેરિતપ્રયત્ન એ બેથીજ માણસો આત્મકર્તવ્યતાને સિદ્ધ કરી શકેછે. આત્મકર્તવ્યમાં મનુષ્યવ્યવહારમાત્રનો સમાસ થાયછે. ઘરમાંથીજ તેનો આરંભ થાયછે. એકપાસા બાલકોને પોતાનાં માતાપિતાપ્રતિ આત્મકર્તવ્ય સિદ્ધ કરવાનું છે, તેમ બીજી પાસા માબાપને તેમના પ્રતિ આત્મકર્તવ્ય સાધવાનું છે. એજ પ્રમાણે પતિપત્ની, સેવ્યસેવક, એવા પરસ્પર આત્મકર્તવ્યના બીજા અનેક સંબંધ છે. ઘરબહાર જોઈએ તો સ્ત્રીપુરુષો એકએકને મિત્રતરીકે પડોશીતરીકે શેઠ ગુમાસ્તા તરીકે, અધિકૃત અધિકારી તરીકે, એમ અનેક રીતે આત્મકર્તવ્યના પ્રકારમાં ગુંથાએલાંછે.

આખા જીવિતની પ્રવૃત્તિજ કર્તવ્યતાથી ભરેલી છે, ને પગલે પગલે આત્મકર્તવ્ય સર્વ પ્રવૃત્તિને આડે આવેછે. આપણાથી ઉત્તમ, આપણા સમાન, ને આપણાથી કનિષ્ઠ, એમનાપ્રતિ આત્મકર્તવ્ય ભિન્ન હોયછે; મનુષ્ય, પ્રાણી, ઈશ્વર, તે પ્રતિ આત્મકર્તવ્ય નાનાવિધ હોયછે. આપણે તો महता पुण्यपुण्येन क्रीतेयं कायनौ स्त्वया એ કહ્યુંછે તેમ મહાપુણ્યે કાયારૂપી નાવમાં બેસી શક્યાં છીએ, જેટલું બને તેટલું કરીને જાતે તરવું ને બીજાને તારવાં એજ આપણું કર્તવ્ય છે. આત્મકર્તવ્ય છે તેજ સદ્વૃત્તિનો મુકુટ છે. એનાથી આપણી સદ્વૃત્તિઓનો સમૂહ યથાયોગ્ય સંબંધોમાં ગોઠવાઈ શોભેછે; એના વિના અધિકાર, સામર્થ્ય, શુભચિંતન, બુદ્ધિ, સત્ય, સુખ, અને પ્રેમ દયા આદિપણ, નિત્ય રૂપે સ્થિર સ્થપાતાં નથી; ને એની સહાય વિના આ જીવિતરૂપઘરના પાયામાંથી ને તેની ભીંતોની ઇંટોમાંથી તેને ઉભું રાખનાર ચુનો માત્ર ગરી પડેછે, ને છેવટ આપણે એક પડી ભાગેલા ઢગલાને રસ્તે દિસે જોઈ જોઈ આક્રન્દતાં રહીએ છીએ.

આત્મકર્તવ્યતા ખરી ન્યાયબુદ્ધિથી પેદા થાયછે; એ ન્યાયબુદ્ધિ પ્રેમભાવથી ઉદય પામેછે; ને પ્રેમભાવ એ આત્મભાવનું ફલ છે. આત્મકર્તવ્ય એ એકાદ ક્ષણે કે એકાદ સ્થલે અમુક રીતે વર્તવાની ઇચ્છા કે અમુક કર-

વાનો આવેશ નથી, પણ સર્વત્ર સર્વ અવસ્થામાં એકજ રૂપે સિદ્ધ થયેલો નિયમ છે. એનું દર્શન આખા વર્તનમાં તેમ એક એક નજીવા જેવા કામમાં પણ થાયછે, તે કોઈ વખતે પણ તેના વિચારવિના કશું કરેલું જણાતું નથી. આ પ્રકરણને મથાળે ટાંકેલા શ્લોકમાં યથાર્થ કહ્યું છે કે નીતિનિપુણ એટલે સંસારવ્યવહાર, રાજ્યખટપટ, ઇત્યાદિ અનેક રૂપગ્રાચારમાં પ્રવીણ થયેલા લોક આત્મકર્તવ્યનો નાશ પુરઃસર જે માર્ગે હોય તે માર્ગે ચાલનારા વીરપુરુષોની સ્તુતિ કરે કે નિંદા કરે તેની તેમને દરકાર નથી, તેમને લક્ષ્મી મળે કે ન મળે, કે મળી હોય તો જતી રહે તેની પણ તેમને ચિંતા નથી, મરણ-પણ આજ અત્યારેજ થાય કે દશ વીશ પચાસ સો લાખ કે યુગ જેટલાં વર્ષે થાય તોપણ તેનું તેમને ભય નથી. કેવળ ન્યાયબુદ્ધિથી પ્રેમભાવે જે આત્મકર્તવ્ય સમજાય તેજ આચરવું, તેજ વિચારવું, તેજ વદવું એ દૃઢવ્રતવાળા ધીર સર્વ નિર્ભય છે. પોતપોતાનું જે કર્તવ્ય હતું તેજ કર્યું એમ જાણવાનો સંતોષ જેણે અનુભવ્યો હોય તેનેજ સમજાય તેવો છે. એ સંતોષ લોકો વાહવાહ કહે તેથી થઈ શકતો નથી, અતિ સમૃદ્ધિ પ્રાપ્ત થાય તેથી સધાતો નથી, અતુલ અધિકાર ભોગવાય તેથી અનુભવાતો નથી, પણ એક ક્ષણભર 'મેં મારે જે કરવું યોગ્ય હતું તેજ કર્યું છે' એવા આત્માના પ્રસાદથી થાયછે. આજાણ્યો અદીઠ, પણ એ પ્રસાદ છે, કેમકે અમુક વાત મારે કર્તવ્ય ન હતી, ન્યાયપુરઃસરતાથી તે મારે કર્તવ્ય ન હતી, છતાં ભાગ્યથી તે થઈ એમ જાણવાથી જે તીવ્ર વેદના અંતરમાં વ્યાપેછે તેજ એ કાર્ય યથાર્થ આત્મકર્તવ્યબુદ્ધિએ થયું હોત તો કેટલો સંતોષ થાત તેની સાક્ષી છે. આત્મકર્તવ્ય સમજનારને મરણથી ભય નથી કેમકે આત્મકર્તવ્ય ચુકવારૂપ કલંકરહિત મરણ એ જીવ્યા કરતાંપણ અધિક છે. જ્યારે અપ્રામાણિકતાથી ને દ્રોહવૃત્તિથી ધનવાન થવાયછે ત્યારે ગરીબ અને દરિદ્ર રહેવુંજ સારું છે, ભીખ માગવાથીજ અધિકાર અને પદવી પ્રાપ્ત થાયછે, ત્યારે તેવિના મરી જવું તેજ ઉચિત, આશાઓના ફલ ખુશામદ અને દાસત્વથી સિદ્ધ થાયછે ત્યારે નિરાશામાં મગ્ન રહેવું એજ સુખદ, ઉદરનિર્વાહ પ્રાપ્ત કરી પોતાના આત્મકર્તવ્ય કર્યાના સંતોષથી રહી, પરમાત્માનો ઉપકાર માની, મરણને માટે તૈયાર રહેવું એવું મરણ આવે તો તે ધન્યભાગ્ય !

આત્મકર્તવ્યથી મહાપુરુષો પાછા હઠ્યા નથી. લાભ હાનિના તેમણે હીસાબ કર્યો નથી. શૂરવીર પરાક્રમી યોદ્ધા રણસંગ્રામમાં પોતાના કર્તવ્યથી કદાપિ પાછા ફર્યા નથી. કિંબહુના તેમને તેમની સ્ત્રીઓએ ને તેમના સંબંધીઓએ સર્વદા તે કર્તવ્ય સંપાદવા માટે પ્રોત્સાહનપૂર્વક પ્રેરેલાછે. આપણે

ફરી સુચવ્યા છીએ કે આત્મકર્તવ્ય એટલે ન્યાયબુદ્ધિથી વિચારતાં જે પોતાનું કર્તવ્ય સમજાતું હોય તે, નહિ કે ટુંકી નજરે આપણાં એકલાનાંજ સુખ સંતોષ સધાય તેવો ટુંકી નજરનો આચાર વિચાર. માણસ જીવેછે, ખરી રીતે જીવેછે, એમ સિદ્ધ જાણવા જણાવવાનો એકજ માર્ગછે ને તે એ કે તે માણસ કેટલા કર્તવ્યમાં પડેલાંછે, કેટલી વાતને પોતાનું કર્તવ્ય માનેછે; ને તે માન્યા પ્રમાણે ઉત્સાહ અને ઉદ્યોગથી કરવામાં મંડ્યાં રહેછે. આપણું જીવિત એક પ્રકારનું યુદ્ધ છે. આપણો આપણે રસ્તો ઉદ્યોગ અને ઉત્સાહરૂપી યુદ્ધથી કરી લેવાનો છે એટલુંજ નહિ પણ આપણે કેટલું ને કેવું જીવ્યા તેની કીમતપણ એ યુદ્ધની વિકટતા અને દીર્ઘતા ઉપરથીજ થવાની છે. સર્વદા ઉચ્ચાભિલાષ, દૃઢ સંકલ્પ, અને આત્મકર્તવ્યના માર્ગથી એક તસુ પણ નખસવા જેટલું ધૈર્ય,એજ જીવિતને જયવાન્ કરનારાં તેમ અમર કરનારાં સાધન છે. વિદ્વાનો કહેછે કે જીવિત એજ વિકૃતિ છે, બાકી મનુષ્યો ને પદાર્થોની પ્રકૃતિ તો મરણ જ છે; આનું તાત્પર્ય એ છે કે વસ્તુમાત્રનો સ્વભાવ એવો છે કે કાલને આધીન થઈ તે વસ્તુ હતી ન હતી થઈ જાય; પણ એ સ્વભાવને અટકાવી તેમાં વિકાર કરનાર આપણું જીવિત માત્રજ છે, જેટલો વખત કોઇ વસ્તુ રહે તે, રહેવાપણું એજ તે સ્વભાવને અટકાવનારૂંછે પણ સાધારણ રીતે જીવ્યાજ કરવું એ કાંઈ સર્વભક્ષી કાલ સામા થઇ વસ્તુનો સ્વભાવ વિપરીત કર્યા બરોબર નથી. કેમકે જ્યારે જીવિતમાં આત્મકર્તવ્યની વાસના અતિ પ્રબલ હોય, અને તદનુસાર દૃઢ સંકલ્પથી તદ્રૂપ આચાર થયો હોય ત્યારેજ કાલના ઝપાટામાંથી આપણું જીવિત બચ્યું, અને આપણે મરીજઈએ તોપણ આપણું જીવિત ખરૂં જીવિતજછે એમ થયું.

આપણે ઘણીવાર એમ સમજતાં હોઇએ છીએ કે આપણું કર્તવ્ય અમુક છે આપણા જીવિતનો હેતુ અમુકજ હોવો જોઇએ છે, પરંતુ બીજા અનેક સત્સંકલ્પ જેકારણથી પ્રત્યક્ષ થતા અટકે છે તેજ કારણોથી આપણે આપણું કર્તવ્યપણ કરીશકતાં નથી. અનિશ્ચય અથવા સંશય, દૃઢ ભાવનાનો અભાવ, અને કાર્ય આદરવામાં આલસ્ય, એ આપણને આત્મકર્તવ્યતાથી વિમુખ રાખેછે. એક તરફ સનાતન ધર્મજ્ઞાનમાંથી આપણા જીવિતના હેતુનો બોધ હોયછે, પણ તેને સાધતાં બીજી તરફથી આલસ્ય, સુખલિપ્સા, સ્વપરાયણતા, ને આવેશ એટલાં વાનાં આપણને અટકાવેછે. માણસો પોતાનું ભલું એટલે પોતાનું સિદ્ધ કર્તવ્ય જાણતાં છતાં અયોગ્ય આચારમાં ફસેછે, તેમાં દોષમાત્ર તેમની કામના એટલે ઇચ્છાનેજ છે.

આત્મકર્તવ્ય એટલે આપણા પોતાના પ્રતિ કરવાની ફરજ એમ સમજવાનું નથી, એનો અર્થ આપણે આરંભેજ બતાવી ચુક્યા છીએ, કે આપણા જીવિતથી પરને જેજે કરવાને આપણે ન્યાયબુદ્ધિથી બંધાયલાં હોઈએ તે કરવું; ને તે પણ કશા લાભના હીસાબવિના કરવું. શાસ્ત્રોમાં જે જે પુણ્ય કહેછે તેજ આત્મકર્તવ્યતાનું રૂપછે. પુણ્યનું સ્વરૂપ એટલામાંજ છે કે આત્મભાવથી વર્તવું. આત્મભાવથી વર્તવું એટલે આત્મા એકછે એમ નહિ, પણ એમ નિશ્ચય લાગવું કે આત્મા સુખમય છે તેમાં દુઃખનો અવકાશજ નથી, તો જ્યાં જ્યાં દુઃખ જણાય છે ત્યાં ત્યાં જેને લીધે દુઃખ જણાય છે તે દૂર થવુંજ જોઈએ. મારે તે દૂર કરવુંજ જોઈએ; મને જેટલું અને જેવું સુખ જણાય છે તથા અનુભવાય છે તેટલું ને તેવું તેને થવુંજ જોઇએ. એવી વૃત્તિનું નામજ દયા અથવા પ્રેમ કહેવાય છે; ને એને ઉદ્દેશીનેજ ભક્ત-કવિશ્રી તુલસીદાસે કહ્યું છે કે दया धर्मको मूल हे पाप मूल अभिमान । तुलसी दया न छांडीए जबलग घटमें प्रान ॥ દયાધર્મ કરતાં આપણને આપણા મનનું સાંકડાપણુંજ અટકાવે છે. હું શું કરીશ, મારા શું કરશે, એવા વિચાર આપણને આવેછે; એને પીડા છે તેમાં મારૂં શું જાયછે એમ સંતોષ વળેછે; પણ એનુંજ નામ મનનું સાંકડાપણું ને એજ અભિમાન. તું એવો કરનારજ ક્યાં છે! ને તારૂં ઇચ્છેલું ક્યાં મળેછે? કે તને ન ગમતું હોય તે ક્યાં તારાથી દૂર જાય છે? ત્યારે તને જે પ્રાપ્ત થાય તે જે રીતે તને પચ્યું છે તે રીતે જે પ્રસંગે બીજાને ભોગવવાનો યોગ આવે તે પ્રસંગે બીજાને ભોગવવા દે. ભોગવવા દે નહિ પણ તારી ખુશીથી ને ઇચ્છાથી તેમને આપવા જા. આમ પોતાનામાં અભિમાનનો લેશ પણ ન રાખતાં, સર્વદા પોતાનું કર્તવ્ય દૃઢ રીતે સમજવું, ને તે જે રીતે સમજાયું હોય તે રીતે કરી બતાવવામાં પોતાનો જીવ આપતા સુધી ડરવું નહિ એજ ખરી આત્મકર્તવ્યતા છે.

એક તત્ત્વજ્ઞાનીએ લખ્યું છે કે "આ સંસાર નાટક છે; એમાં જે વેશ ધારણ કર્યા છે તે આપણે પોતે પસંદ કર્યા નથી, એટલે તે કેવા છે કે શા માટે એવા છે તેની સાથે આપણે કશી લેવા દેવા નથી; આત્મકર્તવ્ય એટલાજ સાદા કામમાં રહ્યું છે કે આપણને જે વેશ મળ્યો છે તે પૂરેપૂરો ને બરાબર ભજવવો." આમ લખ્યા પછી તે લખેછે કે માણસોએ જાણવું જોઈએ જે અમે જ્યાં સુખ માનીએ છીએ ત્યાં સુખ નથી. શારીરબલમાંજ સુખ નથી કેમકે ભીમ કે હનુમાન પણ સુખી ન હતા; સમૃદ્ધિમાં સુખ નથી કેમકે ઇંદ્રાદિ દેવ પણ સંતોષવાળા નથી; અધિકારમાં સુખ નથી

કેમકે દુર્યોધન શિશુપાલાદિ પણ ક્લેશમાં નિમગ્ન હતા; તેમ એ સમગ્ર પણ સુખ નથી કેમકે રાવણાદિ મહાદુઃખમાં મરી ગયા. એ સુખ માણસનાં પોતાનામાંજ છે. પરાધીનતા માત્રથી છુટા થઈ, સ્વતઃજ આત્મપ્રસાદમાં રહી, આત્મકર્તવ્યને સમજવું તથા વિસ્તારવું એજ આનંદનું નિદાન છે.

( અપૂર્ણ. )

## ગુલાબસિંહ.

"મહેરબાન" પેલા નાયકે કહ્યું "મારા વર્ગના લોક પોતાનાં પાપ સંભારીને ક્વચિતજ પ્રાયશ્ચિત લેવું ઉચિત ધારેછે; પણ આ સ્થળે છું તે વખતે મારે કાંઇ પણ ગુપ્ત રાખવાની જરૂર નથી, કેમકે મારી રીસોટી મારા ખીસામાં છે, તરવાર મારા હાથમાં છે. હું અને મારી મા છેક દક્ષિણમાં રહેતાં હતાં, અને હું—મહારાજના પુત્રની રાખનો દીકરો હતો. જેમ જેમ હું મ્હોટો થયો તેમ તેમ મને ભણાવવા ગણાવવામાં લાલજી મહારાજે સારી સંભાળ લીધી હતી ને મારે અને મારી મા માટે હંમેશાં પુષ્કળ પૈસા આપ્યા હતા. કાળ જતાં લાલજીના પિતા મરી ગયા એટલે તે પોતે ગાદીપતિ થયા, અને મારી ને મારી મા સાથે સંબંધ રાખતાં શરમાવા લાગ્યા. એવામાં મારી મા મરી ગઈ અને તેમણે એક હજાર રૂપૈયા આપી એક વાણીઆને ત્યાં ગુમાસ્તી બેસાર્યો. મને ગુમાસ્તી કરતાં પ્રીતિ વધારે ગમતી હતી, તેથી પ્રસંગે પ્રસંગે વાણીઆની દીકરીનું ઓળખાણ કર્યું અને તેને લઈને નાસી જવાનો વિચાર ઉઠાવ્યો. પણ વાણીઓ ચેતી ગયો તેથી ત્યાંથી આપણે તો પેલા રૂપીઆ એમના એમ મૂકીને નાસી છૂટ્યા. રખડતાં રખડતાં નર્મદાને કાંઠે આવી કેટલાક ખારવાની ટોળી ભેગો ભળ્યો. તે લોકો મુસાફરોની હોડીઓને લુટી લેવાનો ધંધો કરતા, તે મને ગમ્યો અને હું તેમના ભેગો રહ્યો. પણ થોડેક દિવસે મને મુખ્ય અધિકાર ભોગવવાની ઇચ્છા થઇ તેથી બધા ટોળાના લોકોને સમજાવી અમે નાયકની સામે બળવો કર્યો અને તેને મારી નાખ્યો. પછી હું એ ટુકડીનો રાજા થયો. ધંધામાં થોડા પૈસા પણ કમાયો. પણ શેરનેમાથે સવા શેર હોયછેજ. એક દિવસ અમે માંડ સાત જણા લૂટનો ભાગ વહેંચવા બેઠા હતા, ને બીજા, કોઇ મુસાફરની શોધ કરવા ગયા હતા, એટલામાં વિંધ્યાચલના જબરા લૂટારાની ટોળી અમારા ઉપર આવી પડી. મારામાર થઇ, પણ તેમાં હું પકડાયો. મારે તો આમ કે આમ ધંધો એનો એજ હતો:

એટલે હું એ લોકોના ભેગો ભળી ગયો તે લોકો દેવીભક્ત હતા અને માણસોને પકડી લાવી તેમને લૂટી લેતા અને દેવીને ભોગ આપતા. એક વખત એક વણજારાની આખી વણજાર અમે લૂટી, પણ માણસો હાથ આવ્યાં નહિ; અને તે પછી બે ચાર દિવસે એક સુંદર સ્ત્રી ભોગ આપવા માટે અમે લાવ્યા. પેલી લૂટમાંથી મારે હાથ પૈસા આવ્યા હતા, અને આ સ્ત્રીને દીઠી કે મને પાછા પ્રીતિના ને પરણવાના વિચાર ઉઠવા લાગ્યા. રાતે જગ જંપ્યું હતું તે વખતે પેલી સ્ત્રીને દેવીના મંદિરમાંથી છાને માને છોડવવાને મિષે કાઢી આણી, અને પછી અમે નાશીને પ્રયાગ આવ્યા. ત્યાં પેલી બાઇને મેં ઘણી ઘણી રીતે સમજાવી પણ તે પરણવાની કબુલત આપતી ન હતી. હું એક દિવસ ગામમાં ફરતો હતો તેવામાં પેલા વણજારાનો નાયક મારા મોં આગળ આવીને ઉભો અને "ચોર ચોર" કરી બુમો પાડવા લાગ્યો, તેથી લોકનું ટોળું ભરાઈ ગયું. મેં ઘણીએ યુક્તિઓ કરી, આડાં અવળાં વચનો જોડ્યાં, પણ કાંઇ વળ્યું નહિ. ને રાજાને ત્યાં મને લેઇ ગયા. મારો નીકાલ થાય તે પહેલાં મને કેદમાં રાખેલો હતો; તે ગંગાના કીનારા ઉપરની જગો હતી. એક રાતે બારીએથી પાણીમાં ભુસકો મારી હું નાઠો, તણાતો તણાતો છેક ગયાજીમાં નીકળ્યો. મારી પાસે કાંઇ હતું નહિ, વેશ બદલી ભીખ માગતો માગતો પાછો પ્રયાગ આવ્યો—કેમકે પેલી સ્ત્રીની લત મને છૂટતી ન હતી. પણ તે તો મરી ગઈ હતી. કોણ જાણે મારે માટેજ મરી ગઈ હશે—પણ હવે મને એ ઠેકાણે રહેવું સારૂં લાગ્યું નહિ. પાસે ખાવાનું ન હતું તેથી પાછા મારા પિતા—મહારાજ, મને સાંભર્યા હું પાછો દક્ષણમાં ગયો અને મહારાજને પગે લાંબો થઈને પડ્યો. મહારાજ કહે કે તું કોણ છે? મેં કહ્યું આપનું છોકરૂં. મહારાજ મારા સામું જોઈ રહ્યા અને બોલ્યા કે બધું જગત્ મારૂં છોકરૂં છે, પણ લે આ સો રૂપૈયા લેઇ જા, અને યાદ રાખ કે એકવાર માગે તેને ખાવાનું મળે છે, ફરી માગે તેને કેદખાનું સાંપડે છે. આટલું બોલતાં આપણે ચેતી ગયા, અને પાછા પ્રયાગ તરફ ચાલ્યા. રસ્તામાં મને કેટલાક ઠગ લોકોનો સંઘાત થયો, તે હીમાલય તરફ જતા હતા, હું પણ તેમની સાથે ચાલ્યો. તેમની જોડે કેટલોક વખત રહ્યા પછી, મેં મારે માટે આ સ્વતંત્ર ગામ સ્થાપ્યું છે, ને હુંઢને અહીંજ રહું છું. મારે હવે ચોરી કરવાની જરૂર પડતી નથી, કોઇવાર ગંમત માટે કરૂં છું."

"ત્યારે" લાલાજી જેને આ વાત સાંભળી બહુ અચંબો લાગ્યો હતો, તથા રામલાલે કહેલી વાતોનો કાંઈક ભણકારો લાગવા માંડ્યો હતો તેણે

પૂછ્યું "ત્યારે તમે તમારા ધણીને ક્યાંથી ઓળખો છો ? અને તેની અને તમે તથા તમારાં માણસની વચ્ચે આવી શન્તિ શાથી નીભે છે ?

"અહો ! એમાં શું પૂછવા જેવું છે" ગુરુદાસે ગંભીરતાથી આંખો ચઢાવીને કહ્યું "એક દિવસ હું દીલ્હીની બહાર એક માતાનું દેવલ છે ત્યાં બેઠો હતો એવામાં તમે જે પુરુષના વિષે વાત કરો છો તે અટપટા નામવાળા પુરુષ મારી પાસે આવ્યા. મને કહે કે તમારા ગામની પડોશમાં એક પ્રાચીન સિદ્ધાલય છે ત્યાં અમારે વસવાનો વિચારછે, તમે સર્વ રીતે સહાય કરશો ? મેં કહ્યું કે ખુશીથી; પણ મહેરબાન એ તો હવડ જગાછે, ત્યાં કોઇ આજસુધી વસતું નથી, ને બધું ધૂળધાણી થઇ ગયું છે, કોણ જાણે સો એક વર્ષથી એ જગો ઉજ્જડ જેવી પડી હશે. ત્યારે તેમણે કહ્યું 'એ તો બહુજ સારૂં.' મારા જેવા સાદા અને વિરાગ વાળા માણસને એવીજ જગોનું કામ છે. મારે કેટલોક યોગાભ્યાસ કરવાનો છે તે ત્યાંજ ઠીક પડશે. મારી પાસે બે પૈસા છે ખરા, પણ ત્યાં તો એક દોકડો એ લેઇ જવાની જરૂર નથી. આટલું સાંભળતાજ મેં તેને સર્વ રીતની મદદ આપવાની કબુલત આપી અને તેની રખવાળીને માટે પ્રથમથી રૂપૈયા એંકસો માગ્યા. તેણે પાધરાજ એથી બમણા મારા હાથમા મૂક્યા અને એમ અમારો કરાર નક્કી થયો' આટલુંજ મને ખબર છે મારે વધારે પૂછવાની શી પંચાત ? પણ મહેરબાન! તમે તો બધું જાણતા હશો જરા કહો તો ખરા, એ કોણ છે ? શું કરવા આવે ઠામે વસે છે ?"

"કોણ? એણે પોતેજ તમને કહ્યું છે કે એ યોગી છે, વિરાગી છે."

"હા. હા, સિદ્ધ—સિદ્ધ—ત્યારે તો માટીનું સોનું કરી દેતા હશે! ગામમાં રહે તો લોક છેવ ખાય—હા, હા, સમજાયું હવે. તેટલાજ માટે અહીંયાં ભરાયા છે."

"બરાબર, એમજ છે." લાલાજીએ સહજ કહ્યું.

"મને એમ લાગતુંજ હતું; ને તમે એમના શિષ્ય હશો?"

"એમજ."

"ભલે, બા, ભલે! તમને પ્રભુ પાર ઉતારે; પણ એવા જાદુ ને ભૂત પ્રેતની સાધનાઓમાં મારો જીવ તો કહ્યું ન કરે. એ ગળાં કાપવા હોય તો તે થાય, કે બીજું ગમે તે થાય, પણ એતો કેમ કરાય? છેવટ નરકમાંજ પડાય તો! માટે જો જો ભાઈ સાવધાન રહેજો."

"તમારે ભય રાખવાનું કારણ નથી. મારો ગુરુ બહુ જ્ઞાની અને વિવેકી છે. તે એવું કાંઈ કરે તેવો નથી. પણ અહો! પેલું ભબ્ભખડેર જણાય છે તેજ કે શું! આવી પહોચ્યા!"

# ગ્રંથાવલોકન.

કુસુમાવલી[1]:—આ કલ્પિત કથાનું સાંગ અવલોકન કરતાં તે કથામાં કોઈ ઉત્તમ પ્રતિભાનાં બીજ અમને સ્પષ્ટ જણાયાંછે. કથાને તપાસવામાં તેનાં વસ્તુસંકલના અને વસ્તુસ્ફોટન આ એક વિભાગછે, અને તેમાં વપરાયલી ભાષાનું ઔચિત્ય એ બીજો વિચારછે આ કથાનું વસ્તુ કેવલ કલ્પિતછે, અને તેનો હેતુ અતિઉત્તમ નીતિનો બોધ કરવાનો હોવાથી એ કલ્પના સાર્થછે. કથાના નાના મ્હોટા વિભાગ પરસ્પર સુશ્લિષ્ટછે ખરા, તોપણ કેટલાંક પાત્ર કોઇ બહુ મુખ્યભાગ માટે દાખલ કરેલાં હોય એમ જણાતાં નથી, અને શત્રુઘ્નસિંહ તથા પ્રધાન એ બે મુખ્ય પાત્રોનું અવસાન નિર્વહણમાં સ્પષ્ટ દેખાડયું નથી. વાચક એવી આશા રાખે કે એ બે પાત્રો પોતાનાં કૃત્યનો કેવો બદલો પામશે. વસ્તુસ્ફોટનના સંબંધમાં જોઈએ તો કર્તાએ જેટલો થાય તેટલો ગુંચવાડો કરવામાંજ પોતાનું ચાતુર્ય વાપર્યુંછે, ને કથાના પૂર્વાપર ભાગનો વ્યુત્ક્રમકરી કોઈ અદ્ભુત રસને'આધારે કથાના સ્રોતને વહેવરાવી તેમાં વાચકને પણ બલાત્કારે ભેગા તાણતા જવું એવો યોગ સાધ્યોછે. આ યુક્તિ પણ બહુ ઉત્તમ શક્તિનો નમુનોછે, અને જો બરાબર પાર પાડી શકાય તો બહુ વિજયવતી નીવડેછે. પણ અમારે એટલું કહેવું જોઈએ કે આવી યુક્તિ સાધવાના લોભમાં કર્તાએ વસ્તુને એટલું બધું ગુંચવી નાખ્યુંછે કે આખીવાત પૂર્ણ થયા પછી તેના અંતરંગ સંધિનો સ્પષ્ટ વિચાર આપણી નજર આગળ જરા કષ્ટે પ્રાદુર્ભાવ પામેછે. વસ્તુવિન્યાસમાં આવો અપ્રસાદછે, પણ વસ્તુવિન્યાસમાં કર્તાની શક્તિ ખરેખર અપૂર્વછે.

અપૂર્વ શક્તિ ઘણીવાર કૃત્રિમ સાધનથી પોતાને વિભૂષિત કરવાના લોભમાં ઉલટી વિડંબિત થાય છે. વસ્તુસ્ફોટન કરતાં પાત્રાનુલેખન પણ સદ્ઝોર કરવાનું આવેછે; ને તે ઉત્તમમાં ઉત્તમ રીતે તો એમજ થાય કે પાત્રોનો જે સ્વભાવ નિરૂપવો હોય તે તેમના આચારથી સિદ્ધ કરવો. વાચકને કે પ્રેક્ષકને ઘણામાં ઘણી અસર પાત્રગત આચાર અર્થાત્ પાત્રગત રસથી થાયછે. કવિકૃત રસ કે તેણે આપેલાં ભાષણ તે અસર પેદા કરવાને સમર્થ નથી. છતાં આ કથાના રચનારને એ રસને વારંવાર ઉતારવાની ટેવ કે જરૂર પડેલી જણાયછે. ને તેણે એક નનો સરખો પણ પ્રસંગ એકાદ નીતિનું ભાષણ આપ્યાવિના જવા દીધો નથી કથાકાર મટી ભાષણકાર થવામાં

1 રચનાર રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા નડિયાદ. કીમત રૂ. ૧॥

તેવી કલ્પનાઓ, એટલાનું નામ ઉત્તમ લખાણ કહેવાનું હોય તો આપણે કુસુમાવલીના કર્તાને લગભગ પ્રથમ નંબરે ગણવા પડે. કાંઈ એમની રચનામાં દંડીનાં જ્યાસસમાસ પ્રૌઢિઆદિ રીતિઓનું દર્શન થતું હોય તો તે ભલે થાવ, પણ જેનો હેતુ વસ્તુસ્ફોટનદ્વારા કથા નિરૂપવાનો છે તેવી રચનામાં અમે એવા પ્રયત્નની કશી સાર્થકતા જોઈ શકતા નથી. અને તેમાં પણ સામંજસ્યનો અભાવ છે. તે એ રીતે. તર્ક પોતે અનિશ્ચિત હોયછે. એટલુંજ નહિ. પણ ભાષામાં એ એક વખત અતિ ઉત્તમ સંસ્કૃતમય પ્રવાહ વહેતો આવેછે. તો તેની વચમાંજ ખાંધી, વાંક, આસેતી, ખલાજી, પૈજી, સિક્કા, ગાંગુ ભાંગુ. છેબીલાં. એવા શબ્દો પાત્રગત ઔચિત્યવિનાજ કેટલીક વખત કવિવચનોમાં આવ્યાં જાયછે, અને વિશુદ્ધિને દૂષિત કરે છે અમુક કલ્પના કરવાની જરૂર હોયછે, અમુક રીતે લખવામાં કાંઈક વ્યંગનું સમર્થન હોયછે. પણ વિચાર ...ા ગાંઠા એગ લખવાને બદલે અમુકનો "ચારો વિચારને સોંપ્યો;" ...વસ્તુ લીધી તેને બદલે "હાથ ઉપર રાખી." "હસ્તગત કરી," મહાર્થવિશેષમાં હતી એટલું માફ;" એવી એવી રચનાઓ શા અર્થે ...ડ કરી તે લક્ષમાં ઉતરી શકતું નથી. લાંબું લખવા જતાં વાક્યો શિથિલ થઈ તેમના અવયવ સંબંધવિનાના થઈ પડેછે એ ઉપરાંત મહોટી ખામી એવી થાયછે કે ઠેકાણે ઠેકાણે ઉઠાવેલા રૂપકનો કે કલ્પેલી ઉપમાનો સાંગનિર્વાહ પણ પાર ઉતરતો નથી.

આ બધી વાતનો વિચાર કરતાં એક વાત લેખકમાત્રને બોધવાની આવશ્યકતા લાગે છે કે જાણી જોઈને ચમત્કૃતિ બતાવવા માટે ગુંચવણવાળી કલ્પનાઓમાં, અને શબ્દરચનાઓમાં, કદાપિ પડવું નહિ. આ કથા અતિ ઉત્તમ રીતે ગુંથાયલી છે, પણ ગમે તેવી કોમલ નાજુક રૂપાળીય રમણિ પણ શરીરને ઠેએ ઠેએ ઘરેણાથી ભરેલી હોય તો ગામડીયણ જેવી લાગે છે, ને તે પોતે થાકી પરિણામે માંદી પડેછે. જેમ અને તેમ વિષયને અનુકૂલ તર્ક અને ભાષા યોજવાથી સ્વાભાવિક પ્રતિભા વધારે દીપે છે ને વાચકને એવા પ્રસાદથી વધારે રસમય કરી શકાય છે.

**काव्य प्रभाकर***:—આ પુસ્તકમાં છૂટક કાવ્યો રચેલાં છે, ને નીતિનો બોધ થાય તેવા ઘણાક પ્રસંગો લઈ રચના કરી છે. છૂટક બોધ ઉપરાંત ત્રિભુવનદાનક તથા અજિત સિંહ અને આર્ય સિંહની વાર્તા વગેરેમાં કલ્પનાનો પણ ઠીક પ્રભાવ દર્શાવ્યો છે. સામાન્ય રીતે દલપતરામશાહી કવિતા જેવી થાય છે તેવો આ પ્રયાસ છે અને લખનારને ભાષાની છૂટ સારી છે. તેનો બોધ શુદ્ધ છે. અને સર્વને વાચવા લાયક છે

* રચનાર રા. રા. ઓઝા લલ્લુભાઈ કાશીદાસ મહુવા કીમત ૧-૪-૦

# સુંદરીગુણમંદિર.

(બીજી આવૃત્તિ.)

શાળા તેમજ સંસારોપયોગી આ પુસ્તકનાં હિંદુ, પારસી અને મુસલમાન સઘળી કોમના વિદ્વાનો તથા વર્તમાનપત્રો અને ચોપાનીઆના અધિપતિ વગેરેએ ભારે વખાણ કર્યાંછે. વળી એકજ વર્ષમાં તેની બીજી આવૃત્તિ તૈયાર થાયછે એ ઉપરથીજ તેના ઉપયોગીપણાનો ખ્યાલ કરવો સહેલ છે. પ્રથમથી ગ્રાહક થઇ કર્તાને જેઓ પોતાના નામ ઠેકાણા સહિત કાર્ડ કે પોસ્ટપેડ પત્રથી તા૦ ૩૧ મી માર્ચ સન ૧૮૯૦ સુધીમાં લખી જણાવશે તેઓને આ બાર આનાનો ગ્રંથ માત્ર આના આઠમાં આપવામાં આવશે. બહારગામવાળાઓને પોસ્ટેજનો એક આનો વિશેષ. અભિપ્રાયોની છાપેલી પ્રત અરધા આનાની ટીકીટ મોકલેથી મફત મોકલવામાં આવશે.

મુંબઈ—ભુલેશ્વર લાકમાર્કેટ
સામે રંગારીવાડ નં. ૭

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા.
મહાસુખરામ હરગોવિંદદાસ.

---

છપાઇ બહાર પડી છે.

## અંતઃપુરની રમણીઓ અથવા જનાનાની બીબી.

સંપૂર્ણ વાર્તા.

કીમત ૧ રૂપિયો — ટપાલ ખર્ચ ૨ આના.

---

ડાક્ટર બુલેસ એમ. ડી. કૃત.

## દૃષ્ટિસંરક્ષણ.

કીમત ૮ આના — ટપાલ ૧ આનો.

☞ પુસ્તક પ્રસારક મંડળીમાંથી મળશે.

---

યથી ભિન્ન ગણે છે. પરંતુ બ્રહ્મ-જ્ઞાન-ચૈતન્ય કે માયા-અજ્ઞાન-જડ
યથાર્થ સ્વરૂપનું દર્શન થયું નથી. વેદાન્ત વાદે આ સર્વ મુશ્કેલીઓ
તથા દૂર કરી છે. બ્રહ્મ-જ્ઞાન-ચૈતન્ય દૃગ છે; અને તેથી તેનું દર્શન
નહિ. વળિ આગળ સ્પષ્ટીકરણ કરવામાં આવશે તેમ બ્રહ્મ બ્રહ્મને
કારણ કે દૃશ્યત્વ દૃક્‌ત્વમાંજ રહ્યું છે; દૃગથી અભિન્ન દૃશ્ય માનવું તે
કલ્પના છે. ઘણેજ પ્રાકૃતિક અને વ્યાવહારિક દૃષ્ટાંત લઇએ તો
થાય છે કે-ચક્ષુ પોતે દૃક્ છે. અને ચક્ષુ પોતેજ દૃશ્ય છે; કેમકે પદાર્થ
રહેલું રૂપ ચક્ષુમાં રહેલી દૃક્‌ત્વશક્તિ ઉપર આધાર રાખે છે; અર્થાત્ પદાર્થનું
દૃશ્યત્વ ચક્ષુના દૃક્‌ત્વમાં સમાએલ છે. જેમ પ્રત્યક્ષ ચક્ષુથી આ
સ્વરૂપ કલ્પનામાં આવી શકે તેમ છે, તેમ સમસ્ત ચક્ષુને
નિયમ લાગુ પાડી શકાય છે. અર્થાત્ પદાર્થનું સિદ્ધ થયેલું
રૂપ સમસ્ત ચક્ષુના દૃક્‌ત્વનું પરિણામ છે. આ ઉપરથી સહજ સિદ્ધ
કે-દૃશ્યત્વ અને દૃક્‌ત્વ એકજ છે, અને તેથી ચક્ષુ ચક્ષુને જ
માટે કદાપિ માયા-અજ્ઞાન-જડત્વ દૃશ્ય છતાં તે દૃગથી ભિન્ન નથી
તેથી તેનું પણ દર્શન થઇ શકતું નથી. ઉપનિષદ્‌માં પણ ॥ यतोवाचो
निवर्तते । अप्राप्यमनसासह ॥ असद्वा इदमग्र आसीत् ॥ अजामेकां
लोहित शुक्लवर्णाम् ॥ ઇત્યાદિ શ્રુતિથી બ્રહ્મ અને માયા અ
એમ પ્રતિપાદિત કર્યુંછે.

અહિંયાં પણ શ્રીભારતી તીર્થ મુનિ એ માયાનું સ્વરૂપ તેની
શક્તિ દર્શાવી નામરૂપાત્મક સકલ સૃષ્ટિનો લય તેના કારણરૂપ મા
સાથેછે, એમ સિદ્ધ કરી, પરિણામે માયાનો લય થતાં કેવલ બ્ર
એમ પ્રતિપાદિત કરેછે.

સમસ્ત પ્રપંચનું મૂલકારણ, સચ્ચિદાનન્દ બ્રહ્મને
દ્વેષી, અનિર્વચનીય માયાની વિક્ષેપ અને આવરણ
શક્તિ છે. તે બેમાંની વિક્ષેપશક્તિ લિંગદેહથી આરંભી
સુધી જગત્ સરજે છે. ૧૩[13]

બ્રહ્મસત્‌છે; અને લિંગ દેહથી આરંભી બ્રહ્માંડ સુધીનું સકલ
સત્‌છે. સત્‌માંથી અસત્‌ની ઉત્પત્તિ ન્યાય વિરુદ્ધછે. માટે

૧૩ જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ્ તથા તાપનીય ઉપ
देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ इति ॥
जीवे शाभासेन करोति माया चा विद्याच स्वयमेव न

દહિંની છાશ અને છાશના માખણમાંથી ઘી થાયછે, તેમ બ્રહ્મનું રૂપાન્તર થઈ આ જગત્ થયું હોય, તે કેવલ અસંભવિતછે. એ કારણથી સકલ જગતનું કારણ માયા—અજ્ઞાનછે. જેમ અંધારામાં દોરી પડી હોય, અને તે દોરી અંધારાને લીધે સર્પછે, એમ ભ્રમ થાય, તેમ બ્રહ્મનું ખરૂં સ્વરૂપ માયાની આવરણ શક્તિથી ઢંકાઇ જાયછે, અને પછી વિક્ષેપ શક્તિથી તેમાં સકલ જગતનો ભ્રમ થાયછે. આ વાદને વિવર્તવાદ કહેછે.

જેમ મહાસાગરને વિષે ફીણ, તરંગ તથા બુદ્બુદ વિગેરે ભિન્ન ભિન્ન નામરૂપનું આરોપણ થાયછે, તેમ વિક્ષેપશક્તિ સચ્ચિદાનન્દ બ્રહ્મસ્વરૂપમાં નામરૂપનું આરોપણ કરેછે, તેને સૃષ્ટિ કહેછે. ૧૪[14]

આધુનિક કાલમાં સંવૃદ્ધ થતી વિદ્યાથી સિદ્ધ થતું જાયછે કે—સમુદ્રમાં તરંગ, તથા બુદ્બુદ વિગેરે જે જે જણાયછે, તે દૃષ્ટિભ્રમથી જણાયછે, વાસ્તવિક નથી. તેજ રીતે જગતમાં જે જે પદાર્થો જોવામાં આવેછે, ભિન્નત્વ માત્ર ભિન્ન ભિન્નરૂપ અને નામ ઉપરથી પ્રાપ્ત થાયછે; અને તે ભિન્નત્વ માત્ર માયા—અજ્ઞાનથીજ થાયછે, કંઈ વાસ્તવિક નથી. વાસ્તવિક મહાસાગરમાં જળછે, તેમ જગત્માં સચ્ચિદાનન્દરૂપ બ્રહ્મજછે.

જેવી રીતે અંતઃકરણ વિષે દૃગ્ (સાક્ષી—ચિત્—આત્મા), તથા દૃશ્ય (મન વિગેરે) નો ભેદ છે, તેવી રીતે બાહ્ય જગતમાં બ્રહ્મ અને દૃશ્યનો ભેદ છે; તે બન્ને ભેદને માયાની આવરણ શક્તિ આચ્છાદિત કરેછે. તે આવરણશક્તિ સંસારનું કારણ છે. ૧૫[15]

આત્માના પ્રતિબિમ્બના બલથી, સાક્ષીરૂપ આત્માની પાસે કર્મ કરવાને લીધે સ્થૂલદેહ સાથે સંયુક્ત થયેલો લિંગદેહ સામાન્ય વ્યવહારથી જીવરૂપ મનાય છે; અને તે વ્યાવહારિક જીવ કહેવાય છે. ૧૬

આ વ્યાવહારિક જીવમાં જીવત્વ આરોપવાથી. અને તેજ આવરણ શક્તિએ કરેલા અન્યોન્ય અધ્યાસથી, સાક્ષીરૂપ તથા દૃગ્રૂપ એવા પ્રત્યગાત્માને વિષે જીવપણું પ્રકાશ પામેછે. તે આવરણ

૧૪ જુઓ, છાંદોગ્યોપનિષદ્

सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणीति ॥ तासां त्रिवृतमेकैकां करवाणीति सेयं देवतेमास्तिस्रो देवता अनेनैव जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरोत् ॥ इति ॥

૧૫ જુઓ શ્વેતાશ્વતર ઉપનિષદ્.

सर्वं वेत्ति वेद्यं न च तस्याऽस्ति वेत्ता ॥ इति ।

શક્તિ જ્યારે જ્ઞાનના પ્રકાશથી નાશ પામેછે, ત્યારે દૃશ્ય વ્યાવહારિક જીવ અને દૃક્ પ્રત્યગાત્માની વચ્ચે જે ભેદ જણાયછે, તે ભેદ પણ નાશ પામે છે. ૧૭

આત્માને નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત એવો કહ્યા છતાં, તેને બંધ અને મોક્ષનો સંભવ કેમ ઘટે ? તે શંકાનું નિવારણ કરવા એમ કહેછેકે—વ્યાવહારિક સર્વ ચેષ્ટા કરનાર લિંગ દેહછે. તે લિંગ દેહમાં આત્માનું પ્રતિબિમ્બ પડેછે, માટે તે સર્વ ચેષ્ટા કરી શકેછે. વળી જ્યારે બંધ લિંગ દેહનેછે, ત્યારે મોક્ષ આત્માને છે. તે કેમ સંભવે ? તે શંકાનું નિવારણ કરતાં કહેછે કે—લિંગ દેહનો આત્માના પ્રતિબિમ્બ સાથે તાદાત્મ્ય સંબંધ છે; તેથી લિંગદેહ પોતેજ આત્મા છે, એમ તે પોતે માનેછે. આનું નામ અધ્યાસ કહેવાયછે. આત્માના પ્રતિબિમ્બથી સચેત થયેલ લિંગદેહ જીવ કહેવાય છે; તે જીવ માયાની આવરણશક્તિથી આત્માને ઓળખી શકતો નથી. જેમ કાચના દોષને લીધે તેમાં પડેલા પ્રતિબિમ્બમાં દોષ જણાયછે, અને જેમ કાચનો દોષ જાણવામાં ન આવ્યો, ત્યાંસુધી તે પ્રતિબિમ્બમાંજ દોષ છે, તેમ જણાય છે; પરંતુ જ્યારે પ્રતિબિમ્બિત પદાર્થનું જ્ઞાન થાયછે, ત્યારે પ્રતિબિમ્બનો દોષ મુક્ત થઇ મિથ્યા ભાસેછે; તેમ જ્ઞાનથી વિવેક થતાં, ઉક્ત અધ્યાસ નષ્ટ થાય છે, એટલે આત્મા પોતે સ્વતઃ મુક્ત છે, તે મુક્તરૂપ અનુભવાય છે.

જે આવરણશક્તિ બુદ્ધિ તથા અહંતાના કંદને આચ્છાદિત કરી બેઠેલ છે. તે આવરણશક્તિના બળથી આ અનેક વિકારને પ્રાપ્ત થયેલ હોય તેમ ભાસેછે ૧૮"

રીનું યથાર્થ જ્ઞાન થાયછે, અને તેથી સીંદરીમાં વાસ્તવિક વિકાર લાગતો નથી, તેમ આવરણ શક્તિ નષ્ટ થયે, બ્રહ્મમાં જે જગત્નો વિકાર ભાસેછે તે વિકાર વાસ્તવિક રીતે લાગતો નથી.

જગત્ના પદાર્થમાત્ર સામાન્ય વ્યવહાર પક્ષે જોતાં, પાંચ અંશથી પ્રકાશ પામેછે; જેવા કે-અસ્તિત્વ (સત્), પ્રકાશત્વ (ચિત્) પ્રેમ સ્થાનત્વ (આનંદ), રૂપ અને નામ; તે પાંચ અંશોમાં પહેલા ત્રણ અંશો (સચ્ચિદાનન્દ) બ્રહ્મરૂપ છે; અને અવશિષ્ટ બે સૃષ્ટિ રૂપ છે. ૨૦[20]

આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી-એ પાંચ મહાભૂતો (પદાર્થ માત્રની સામાન્ય સ્થિતિ) માં, તેમજ દેવ, પશુપક્ષિ, અને મનુષ્ય વિગેરે નાના પ્રકારની સૃષ્ટિમાં સત્, ચિત્ અને આનંદ એક રૂપે રહેલછે; પરંતુ તેઓ સર્વમાં માયાની બન્ને શક્તિના બલથી રૂપ અને નામ ભિન્ન ભિન્ન રૂપે રહેછે. ૨૧[21]

બ્રહ્મ અને માયા આદિકથી ભિન્ન નથી, એમ આ ઉપરથી નિશ્ચયપૂર્વક સિદ્ધ થાયછે. દૃષ્ટાંત તરિકે એક ઘટ લઇએ. ઘટને જોતાં પ્રથમ વિચાર, "તે ઘટ છે"—એ રીતે તેના અસ્તિત્વવિષે થાય છે; અસ્તિત્વ અને બ્રહ્મત્વ એકજ છે, પછી 'તે ઘટ નજરે જણાય છે"—એ રીતે તેના પ્રકાશત્વ વિષે વિચાર થાય છે; તદંતર તે ઘટના પ્રિયત્વનો વિચાર આવેછે, તદંતર ઘટનું રૂપ લક્ષમાં આવેછે, અને તે રૂપથી અનેક પદાર્થોથી તેનું રૂપ ભિન્નછે. માટે તે પદાર્થોથી ભિન્નતા દર્શાવવા, "આ ઘટછે, પણ પટ નથી," એમ નામ આપીએ છીએ. વસ્તુતઃ અસ્તિત્વ, પ્રકાશત્વ, પ્રિયત્વ તો સર્વે પદાર્થોમાં એક રૂપે રહ્યું છે; તેમાં કંઇ એક બીજામાં ભેદ પડતો નથી. જેવું નિમિત્ત કારણ રૂપ અને નામ થાયછે. તે ઉપરથી અસ્તિત્વ, પ્રકાશત્વ, અને પ્રિયત્વ,

---

२० त्रयं वा (नामरूप कर्म) तदेतत्त्रयं सदेकमयमात्मा एकः सन्नेतत्त्रयं तदेतदमृतं सत्येन छन्नं प्राणो वा अमृतं नामरूपे सत्यं ताभ्यामयं प्राणश्छन्नः ॥ बृहदारण्यकोपनिषद्.

२१ एवमेवास्य परिद्रष्टुरिमाः पंचकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति, भिद्येते तासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति ॥ प्रश्नोपनिषद्

* यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥ इति श्वेताश्वतरोपनिषद्.

प्रयाणकाले मनसाचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥
यदक्षरं वेदविदो वदंति विशन्ति यद्यतयो वीतरागाः ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥
सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥
अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥
मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

અક્ષરાર્થઃ—(૧) અર્જુન કહેછેઃ—એ બ્રહ્મ શું અધ્યાત્મ શું ને હે પુરુષોત્તમ કર્મ શું, વળી અધિભૂત કહ્યુ તે શું, ને અધિદેવ કહેવાય છે, તે શું; (૨) હે મધુસૂદન આ દેહનેવિષે અધિયજ્ઞ એમ કોણ કેવી રીતે કહેવાયછે, ને નિયતાત્મથી પ્રયાણકાલે તમે કેમ સમજાઓ? શ્રીભગવાન્ કહેછેઃ—(૩) અક્ષર છે તેજ પરમબ્રહ્મ છે, સ્વભાવ તેજ અધ્યાત્મ કહેવાય છે, ભૂતરૂપી ભાવને ઉત્પન્ન કરનાર જે વિસર્ગ તેજ કર્મનામે કહેવાયછે; (૪) જે ક્ષર ભાવછે તે અધિભૂત છે ને પુરુષ તે અધિદૈવ છે, ને હે પ્રાણી માત્રમાં શ્રેષ્ઠ! આ દેહમાં અધિયજ્ઞ પણ હુંજ છું; (૫) ને અંતકાલે મારૂંજ સ્મરણ કરતાં કલેવર મૂકીને જે જાયછે તે મારા ભાવને પામેછે એમાં સંશય નથી. (૬) અથવા જે જે ભાવનું સ્મરણ કરતાં અન્તે કલેવર તજેછે, તેતે ભાવનેજ, હે કૌન્તેય! (તે) સદા એજ ભાવની ભાવનાવાળાં હોવાથી, પામેછે. (૭) એટલામાટે, સર્વકાલનેવિષે મારું સ્મરણ રાખ તથા યુદ્ધ કર. મારામાં મન અને બુદ્ધિનું અર્પણ કરેલો તું મનેજ નિઃસંશય પામીશ. (૮)

યોગથી યુક્ત એવા અન્યત્ર ન ચલનારા ચિત્તથી નિરંતર ચિંતવન્ કરતા, પરમદિવ્ય પુરુષને, હે પાર્થ! પામેછે. (૯) કવિ, પુરાણ, અનુશાસિતા, અણુથી પણ અણુ, વિશ્વ નાધાતા, અચિંત્યરૂપ, આદિત્ય વર્ણ, તમથી પાર એવાનું જે નિત્ય સ્મરણ કરેછે, (૧૦) જે પ્રયાણકાલે અચલ મનથી, ભક્તિ તથા યોગબલથી યુક્ત હોઇ, ભ્રૂના મધ્ય ભાગમાં યથાર્થરીતે પ્રાણને ધારણ કરી, (તેમ કરેછે), તે દિવ્ય પર પુરુષને પામેછે. (૧૧) જે અક્ષરને વેદ વિદ્ વદેછે, જેમાં વીતરાગ યતિઓ પ્રવેશ કરેછે, જેની ઇચ્છા કરતા બ્રહ્મચર્ય આચરેછે, તે પદ હું તને સંક્ષેપથી કહું. (૧૨) દ્વારમાત્રનું સંયમન કરી, મનને હૃદયમાં નિરોધી, ને પોતાના પ્રાણને મસ્તકમાં ધારણ કરી, યોગ ધારણા કરતો, (૧૩) ને ઓમ્ એવા એકાક્ષર બ્રહ્મને જપતો તથા મારૂં સ્મરણ રાખતો, જે દેહ તજી જાયછે તે પરમગતિને પામેછે. (૧૪) જે અનન્ય ચિત્ત હોઇ મને નિત્યે સંભારેછે તેવા નિત્યયુક્ત યોગીને હે પાર્થ! હું સુલભછું. (૧૫) મને પામ્યા પછી દુઃખાલય અને અશાશ્વત એવો પુનર્જન્મ, પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ પામતા નથી. (૧૬) હે અર્જુન! બ્રહ્મ ભુવનથી માંડીને લોક માત્ર પુનરાવર્તન પામવાવાળા છે, પણ મને પામ્યા પછી તો હે કૌન્તેય! પુનર્જન્મ નથી.

**વિવેચનઃ**—સાતમા અધ્યાયને અન્તે જે સૂત્રરૂપ બે શ્લોક કહ્યાછે તેની ટીકારૂપ આ આખો અધ્યાય હવે પ્રવર્તેછે. ત્યાં જે પ્રશ્ન કરેલાછે તેજ પ્રશ્નોને પુનરપિ કહી બતાવેછે ને પૂછેછે કે (૧) બ્રહ્મ, (૨) અધ્યાત્મ, (૩) કર્મ, (૪) અધિભૂત, (૫) અધિદૈવ, (૬) અધિયજ્ઞ, એ શું છે? ને (૭) નિયતાત્મ એટલે યોગથી કરીને ચિત્તને સ્થિર કરેલું એવા સત્પુરુષોથી તમે અર્થાત્ પરબ્રહ્મ શા પ્રકારે પમાયછો, ને તેપણ ક્યારે કે પ્રયાણ કાલે અર્થાત્ મરણ સમયે, એ પણ સમજાવો. આવા જે સાત પ્રશ્ન પૂછ્યા તેનું ઉત્તર હવે શ્રીભગવાન્ થોડાકમાંજ બતાવે છે. (૧) અક્ષર એટલે જે ક્ષર નથી તે; ક્ષર એટલે જેનો સ્વભાવ ઘટવાનો, વિકાર પામવાનો છે.તે. જે વિકાર ન પામવાથી અવિકૃત છે ને વધ ઘટ ન થવાથી એકરૂપછે. ને એ બે કારણથીજ સર્વવ્યાપી પણછે, કેમકે સર્વવ્યાપી ન હોય તો અત્રતત્ર સ્થાનાદિ ધામ ત્યાં જવું પડે એટલો ગતિરૂપ વિકાર આવી પડે, તથા સ્થિરત્વ તરરૂપી વધ ઘટ આવી પડે, માટે અવિકૃત અને એકરૂપ એટલેજ સર્વવ્યાપી પણ જે છે તે અક્ષર, એજ બ્રહ્મ, એજ સર્વની આખર સીમા, એનાથી પર કાંઇ નથી, માટેજ તે પરમબ્રહ્મ એમ સ્પષ્ટ કરી બતાવ્યું છે. "एतद्वैतदक्षरंगार्गि

ब्राह्मणा अभिवदन्त्यस्थूल मनण्वित्यादि ॥ एतस्यवा अक्षरस्य प्रशासने गार्गिसूर्या चन्द्रमसौविधृतौ तिष्टत इत्यादि એમ અનેક શ્રુતિમાં જેને અક્ષર કહેતાંજ અવિકારી આદિ બતાવ્યું છે તે. શ્રીરામાનુજાચાર્યે अव्यक्तम क्षरे लीयते अक्षरं तमसि लीयते એ શ્રુતિને આધારે અક્ષર પદનો અર્થ ક્ષેત્રજ્ઞ એટલે સમષ્ટિરૂપ ચૈતન્ય (જગત્‌ભિન્ન ઇશ્વર) એવો કર્યોછે, ને એમ અર્થ કર્યાથી પછીના ૭એ ઉત્તર એ અર્થને આધારે લઈ તદનુસાર ઉતાર્યા છે. અમે તો એમ માનીએ છીએ કે અક્ષરને પરબ્રહ્મ ઠરાવનારી જે શ્રુતિઓ કહી તેજ ઘણીછે, ને સ્પષ્ટ છે, તથા શ્રીરામાનુજોક્ત. શ્રુતિ. સાંખ્યપ્રક્રિયા ને ઉદ્દેશવાવાળી હોઇ એકદેશી છે, એટલે અક્ષરનો અર્થ પૂર્વોક્ત શ્રુતિઓપ્રમાણે લઇ સર્વવ્યાપી અવિકૃત એકરસ પરબ્રહ્મ એમ કરવો એજ સુશ્લિષ્ટ લાગેછે. (૨) બીજા પ્રશ્નનું ઉત્તર કહેછે કે સ્વભાવ એટલે તે બ્રહ્મભાવ તેજ અધ્યાત્મ, અર્થાત્ જે જે વ્યષ્ટિમાં ચૈતન્ય છે ને સત્તાસ્ફુરણાદિકથી અનુભવાય છે, તે .બધામાં જે તત્તા તે બ્રહ્મ સ્વભાવજ છે, અર્થાત બ્રહ્મભાવ છે, બ્રહ્મ છે, ને વ્યષ્ટિ સમષ્ટિ ચૈતન્યનું એકત્વ છે, આનું જે પ્રત્યગ્‌ચૈતન્યતે અધ્યાત્મ કહેવાયછે. (૩) કર્મ એટલે જે જે વેદસ્મૃતિવિહિત, તેમ યત્કિંચિત્ કર્તવ્યતાથી પ્રાપ્ત થતાં કરાતાં કામ માત્ર, જેનાથી .જન્મ જરા મૃત્યુ આદિ સંભવેછે, તેમ વૃષ્ટિપાકાદિ ઉદ્ભવે છે એ સર્વ; માટેજ કહેછે કે ભૂતરૂપી જે ભાવ એટલે વસ્તુ. પદાર્થ, તેમનાં ઉત્પત્તિ નિર્વાહાદિ કરનાર જે જે વિસર્ગ, એટલે કે કાંઇપણ અપાયલું કરાવવું તે, એ સર્વ કર્મ. (૪) અક્ષર આગળ સમજાવી ગયા તેથી ઉલટું તે, ક્ષર, અર્થાત એ અક્ષરથી અભિન્ન એવું જે અજ્ઞાન, માયા, પ્રકૃતિ, અવ્યક્ત, જડ, આદિનામથી કહેવાયછે તે; એનુંજ નામ અધિભૂત. (૫) અધિદૈવ તે પુરુષ છે. આ બધો વિસ્તાર સાંખ્યશાસ્ત્રની શૈલી અને પરિભાષાને અનુસરીને ચાલેછે. આધિભૂત, અધિદૈવ, ને અધ્યાત્મ એ વિભાગ તે શાસ્ત્રમાંજ મુખ્ય રીતે પ્રસિદ્ધ છે; ને ત્યાં તે ત્રણપ્રકારનાં દુઃખ માન્યાંછે, ને તે દુઃખથી મોક્ષ તત્ત્વજ્ઞાનથી થાય એમ કહેલું છે. તેમનું તત્ત્વજ્ઞાન છે તેમાં પચીશ તત્ત્વછે, પણ મુખ્ય તત્ત્વ બેજ છે, પુરુષ અને પ્રકૃતિ. અત્રે જેને ક્ષર કહ્યું છે તે આ પ્રકૃતિ; એનાં જે કાર્ય તે અનિત્ય હોયછે, ને દુઃખકર હોયછે, તેજ બધાં અધિભૂત. શરીર ગતઆત્મા છે તો બ્રહ્મજ, પણ અવિદ્યાવશાત્ ભેદબુદ્ધિએ ભિન્ન સમજે છે. એ તેનું મહા આધ્યાત્મિક દુઃખ છે. હવે રહ્યું અધિદૈવ. સાંખ્યોક્ત જે બે તત્ત્વ તેમાંથી આગ સમજાયા પછી પુરુષ માત્ર

રહેલા. એ પુરુષતેજ અધિદૈવ અર્થાત્ આ જગતનું એટલે સમષ્ટિ તેમ વ્યષ્ટિનું આધિદૈવિક સ્વરૂપ; જેમ ક્ષરમાંનું આધિભૌતિક, અને અવિદ્યા ભેદકૃત બ્રહ્મનું આધ્યાત્મિક. એવો સાંખ્ય સંપ્રદાય છે કે પ્રકૃતિ પુરુષ સુતરાં અભિન્ન છે. એટલે પુરુષ સર્વત્ર છે, ને તેનેજ અત્રે સર્વવ્યાપી બ્રહ્મરૂપ માની, જગતનું આધિદૈવિક—મૂલ આધારરૂપ—સ્વરૂપ કહ્યુંછે. એજ હિરણ્યગર્ભ, પ્રથમ પુરુષરૂપ સૂર્યસ્થ સૃષ્ટિકારણ છે એમ સમજવું (૬) અધિયજ્ઞ પણ હુંજ છું, એટલે યજ્ઞ છે તે વિષ્ણુ અર્થાત્ સર્વવ્યાપી બ્રહ્મ છે, ને કર્મ માત્ર યજ્ઞરૂપ છે એમ તૃતીયાધ્યાયમાં સ્પષ્ટ કરી બતાવેલું છે. એટલે પ્રાણીમાત્રના દેહથી જે જે કર્મરૂપ યજ્ઞ થાયછે તેનો અધિષ્ઠાતા હુંજ છું, બ્રહ્માતિરિક્ત કોઇ નિમિત્ત પણ પ્રવર્તતું નથી (૭) આ પ્રમાણે એકરસ બ્રહ્મ અને તેનાં માયાવશાત્ થયેલાં ભિન્ન ભિન્નરૂપ સમજાવી સાતમા પ્રશ્નનું ઉત્તર આપેછે કે આ બધો વિવેક સમજી લઇને જે માણસ મારૂં એટલે છેવટે એકરસ એકાકાર અભેદરૂપ ચિન્માત્ર બ્રહ્મનું સ્મરણ કરે તે અંતકાળે, શરીર તજી, મારા ભાવને પામે એટલે મારામય થાય, બ્રહ્મ થાય, એકાત્મભાવ અનુભવી, ભેદજન્ય દુઃખવાસનાથી અત્યંત મુક્ત થાય. એજ વાત વધારે સ્પષ્ટ કરવામાટે એ વિષયનો જે તત્ત્વભૂત નિયમ છે તેનું સ્મરણ કરાવે છે. જે માણસ જે જે ભાવના ઉપર અત્યન્ત આસક્ત હોય, જેના ધ્યાનમાં ગળી જાય, તેજ ભાવરૂપ તે થઈ જાય છે, ને તેનેજ તે પામેછે. માટે જે ભાવની ભાવનાથી હૃદય અત્યંત ભરાયલું હોય ને તેવામાં અન્ત થાય તો તેજ ભાવને તે પુરુષ પામવાનો એ નિશ્ચય. આવો નિયમ હોવાથી એટલું સિદ્ધ થાયછે કે જે લોક મારામાંજ લીન થાય તે, અન્તે પણ તેવા હોય તો, મનેજ પામે. જે લોક એમ વિવાદ કરેછે કે ગોલોક, અક્ષરધામ, આદિ આ પૃથ્વીનાં ગામ જેવી અમુક જગો તેજ મોક્ષ પામેલાને રહેવામાટે છે, તેમને અમારે યાદ દેવરાવવાનું છે કે આ નિયમ શ્રીપરમાત્માએ કહ્યો છે તેનાથીજ તેમની વાતનું ખંડન થાયછે. જે મોક્ષ છે તે તો માત્ર વાસનાનો ક્ષય થવારૂપીજ છે, મુક્તને વસવાનાં અમુક ગામ કે ધામ હોય તેમાંજ જે જાય તે મુક્ત એવી વાત યોગ્ય નથી કેમકે સિદ્ધાન્ત એવો છે કે જેવી જેવી ભાવના તેને તેવો અનુભવફલે છે. જો મોક્ષ કોઈ ધામમાં સ્થિતિ થવામાંજ હોય, તો વાસનાભંગરૂપી મોક્ષ માનનારનો મોક્ષ થયો ન ગણાય, પણ શ્રીકૃષ્ણના વાક્યથી તો સ્પષ્ટ થાયછે કે માત્ર ભાવનાજ ફલેછે, ધામબામ કાંઇ છે નહિ, વાસના ક્ષય એજ ખરો મોક્ષ છે, ને તે અમુક ધામમાં નહિ પણ સર્વત્ર થઈ શકેછે. આ

સિદ્ધાન્ત આવી રીતે બતાવીને આ બધી તકરારોનો નિષ્કર્ષ બતાવ્યો છે એટલુંજ નહિ, પણ સગુણ નિર્ગુણ ઉપાસનાના બે માર્ગ પણ સૂચવી દીધા છે; કેમકે તેમાંપણ જેવી ભાવના તેવો મોક્ષ થશે. જે સગુણ ભાવનાવાળા હશે તેમને સગુણોપાધિ રહેવાથી અંતઃશુદ્ધિદ્વારા મોક્ષ થશે, ને જે નિર્ગુણભાવનાવાળા હશે તેમનો મોક્ષ સ્વતઃજ થશે. એટલાજમાટે કહેછે. સર્વદા મારૂં સ્મરણ રાખ, એટલે કે નિર્ગુણ પરબ્રહ્મભાવ ગ્રહણ કર, કે તેમ ન બને તો સગુણોપાસના દ્વારા ચિત્તશુદ્ધિમાટે કર્મકર, જે અત્રે યુદ્ધરૂપી છે. આમ કરવાથી તું મનેજ પામીશ. મારા મય થઇશ, બ્રહ્મ થઇશ. શ્રી વિદ્યારણ્ય સ્વામીએપણ પંચદશીના નવમા અધ્યાયમાં આ શ્લોક ઉપર કોઇક આવાજ આશયનો વિવેક કર્યો છે.

હવે આવી રીતે બ્રહ્મભાવ પામવાનો ક્રમ કહેછે. જે લોક યોગ કરનારા છે, એટલે કે ચિત્તની વૃત્તિઓને ન ચલવા દેતાં બ્રહ્મમય રાખી ચિત્તવૃત્તિ નિરોધરૂપી યોગ સાધનારા છે. તે પરમ દિવ્ય પુરુષ એટલે પરબ્રહ્મ. અથવા દિવ્ય એટલે આકાશનેવિષે રહેલો આધિદૈવિક બ્રહ્મરૂપ સૂર્યસ્થ પુરુષ, તેને પામેછે ને એમ દેવયાન માર્ગે જઇ પુનરાવૃત્તિ પામતા નથી, પણ ઉત્તરોત્તર મોક્ષ ભોગી થાયછે. જે દિવ્યપુરુષને એવા યોગી પામેછે તે દિવ્યપુરુષનું સ્વરૂપ હવે સમજાવેછે. આટલાસારૂં કઠવલ્લીમાંનું વચનજ અત્રે કાંઇ ફેરફારસહિત શ્રીકૃષ્ણ વદેછે. કઠોપનિષદ્‌માં આમછે सर्वे वेदायत्पदगामनन्ति तपांसि सर्वाणि चयद्वदंति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरंन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योम् ॥ એજ લઇને કહેલા નવા શ્લોકનો અર્થ આવો છે. તે કવિ એટલે જાણનાર, ભૂતભવિષ્ય સર્વમાં એકરૂપે રહેવાથી સર્વને જાણનાર, પુરાણ એટલે અનાદિ, અનુશાસિતા એટલે સર્વને, પ્રાણીપદાર્થ સર્વને, સર્વવ્યાપક હોઇ પોતપોતાની સત્તા અર્પી અનુશાસન કરનાર. પોતપોતાનાં કર્તવ્ય કરાવનાર, આમ છતાં અણુથી પણ અણુ એટલે સર્વોપાધિરહિત હોઇ કેવલ અદૃશ્યરૂપે સર્વવ્યાપી વિશ્વમાત્રની સત્તાના કારણ. તેજોરૂપ, અને કોઇપણ રીતે વર્ણવી શકાય નહિ એવા મનોવાગગોચર અચિન્ત્ય રૂપવાળા. આટલું છતાં વળી જે એ સર્વ ગુણયુક્ત છે તેથી વિલક્ષણ એટલે કેવલ જ્ઞાનરૂપ માટેજ તમ એટલે તમોગુણ અજ્ઞાન તેથી પાર, આવા પરમાત્મા અથવા બ્રહ્મનો સાક્ષાત્કાર જેને થાય, અર્થાત્ જેને અભેદબુદ્ધિ થઇ જઇ સર્વત્ર બ્રહ્મનુંજ દર્શનસ્મરણ થવા જાય તે લોકને મુક્તિ હસ્તગતજ છે. તે

લોકપ્રયાણકાલે મનની વૃત્તિમાત્રને દબાવી, કેવલ બ્રહ્મવૃત્તિમાંજ ચિત્ત પરોવે. જે એવી ભક્તિ તથા યોગના બલનો એમ આશ્રય કરે, અને પછી બન્ને ભમરના મધ્યે જે આજ્ઞાચક્ર છે ત્યાં વૃત્તિને ઠરાવે, તથા પ્રાણપણતે વૃત્તિને અનુસરી ત્યાં ઠરે, તેને યથાર્થ ધારણાથી વિલોકે, ધારણાવડે તેજ ચક્રમાં ઠરે, તો તે લોક મરણ થતાંજ ઉપર કહ્યા તેવા પરમાત્મભાવને પામેછે. હવે એ બ્રહ્મનું ધ્યાન થઇ શકે તથા બ્રહ્માધ્યગા ધારણા કરી શકાય માટે તે બ્રહ્મનું પ્રતીક જે ઓંકાર તેનું વર્ણન કરેછે. જે અક્ષર એટલે અમર તત્ત્વરૂપ અક્ષર જે ઓંકાર તેને વેદ વિદ, વેદ જાણનારા, વદેછે અર્થાત્ સર્વવેદના તત્ત્વરૂપે વખાણે છે; ને જે અક્ષરમાં વીતરાગ એટલે રાગમાત્રથી મુક્ત થઇ સત્સ્વરૂપ થયેલા જ્ઞાનીઓ-પણ ઠરેછે, રમેછે; ને જે અક્ષરનું સંપૂર્ણતત્ત્વ સમજવા અને તેની યથાર્થ ધારણાથી તેનાં ચારે સ્વરૂપનું દર્શન કરવા લોક બ્રહ્મચર્યાદિ મહાવ્રત પાળેછે: તે પદ એટલે સમજવા યોગ્ય વસ્તુ હું તને સહજમાં સંક્ષેપમાં બતાવું છું. એમ કહી શ્રીકૃષ્ણ તે વાત સ્પષ્ટ કરેછે. પાંચ જ્ઞાનેન્દ્રિય પાંચ કર્મેન્દ્રિય એ દશદ્વારને રોધવાં, અર્થાત્ ત્યાંથી વૃત્તિ તાણીબાંધીને હૃદયમાં જે અનાહત-ચક્ર છે તેમાં ઠરાવવી, ને ત્યાંથી ધીમે ધીમે વિશુદ્ધિ તથા આજ્ઞામાં થઇને સહસ્રારપર્યંત ખેંચી જવી ને એ બધો વખત પ્રણવ જે ઓંકાર, ને તેનો અર્થ જે બ્રહ્મમયતા, તે બેનું સ્મરણ કરતા જવું. સહસ્રારમાં ઠર્યે મને પ્રાણનું જે ગમન થાય તે એવા યોગીને તુરતજ મોક્ષદાતા છે, એમ સમજવું. તેનો વાસનાજન્ય લિંગદેહ અત્યંત નાશ પામેછે એટલે તે પુનઃ દુઃખદૃષ્ટિમાં પડી શકતો નથી; ને એમ દેવયાનદ્વારા સૂર્યમંડલ ભે-દીને તે, જ્ઞાની સર્વરૂપ થાયછે. એજ પરમગતિ. એનો એજ આશય ચૌદમા અને પંદરમા શ્લોકમાં વધારે સ્પષ્ટ કર્યોછે. વળી પણ મોક્ષનું સ્વરૂપ વધારે સ્પષ્ટ કરવા કહેછે કે બ્રહ્મલોકથી માંડીને તે આ મૃત્યુલોકપર્યંતના સર્વ લોક પુનઃ પુન જન્મમરણ પામવાવાળા છે, પણ જે જ્ઞાની, મુક્ત થયો, એટલે વાસના ભંગથી અત્યંત અભેદરૂપ બ્રહ્મ થયો તે, એ બ્રહ્મલોકવગેરે પુનઃ પુનઃ થાય તોપણ પુનરાવૃત્તિ પામતો નથી. આ વાત બહુ સમજવા જેવી છે, ને એનો વિસ્તાર હવે પછીના શ્લોકોપર વિવેચન લખતાં થશે.

(અપૂર્ણ)

---

# ગુલાબસિંહ.

( અનુસંધાન પાને ૧૧૭ થી.)

## પ્રકરણ ૨.

મત્સ્યેન્દ્રે પોતાની પાસે ઝાઝો રસાલો રાખ્યો નહતો; એના નોકર ચાકર એવા વિલક્ષણ આવાસને, તેમ એના જેવા તત્ત્વવિચાર કરનારને, જોઈએ તેવા ને તેટલાજ હતા. જે ઓરડા એ સિદ્ધ વાપરતો હતો તે સર્વપ્રકારની સગવડવાળા અને યોગીના મઠને શોભે તેવા હતા; અને પ્રાચીન શોભાનાં કાંઈક શોભભૂત નીશાન તેમના શણગારમાં કોઈ કોઇ સ્થલે રહેલાં હતાં. લાલાજીને સુવા બેસવાનો ઓરડો સર્વપ્રકારે શાન્તિ પેદા કરે તેવો હતો, અને તેની એકબારી એક પ્રકારના ખુલ્લા મેદાન ઉપર પડતી હતી, ત્યાં ઉગેલી વૃક્ષશોભાથી દીપી રહેલી વનશોભા જોઇ તેનું હૃદય અધિકતર આનંદ પામી સમષ્ટિગત આનંદમાં લીન થાય એવું હતું. એ ઓરડાની બીજી તરફના બારણામાં થઇને એક લાંબી નેળ જેવા ઓરડામાં થઇ પંદરેક પગથીઆંની નીસરણી ચઢતાં મત્સ્યેન્દ્રને ઓરડે પહોચી શકાય તેમ હતું. આખા સ્થાનમાં અતિ પ્રગાઢ, છતાં અતિસુખકર, ગંભીરતા અને શાન્તિ વ્યાપી રહ્યાં હતાં; ને એમ એ સ્થાન, ત્યાં જે અભ્યાસનો ક્રમ ચાલનાર હતો તેને સર્વથા અનુકૂલ હતું.

કેટલાકદિવસ સુધી તો મત્સ્યેન્દ્રે પોતાના શિષ્યસાથે પ્રકૃતવિષયવિષે કાંઈ વાત કરી નહિ. તેણે કહ્યું કે "સર્વ બાહ્ય સામગ્રી તત્પર છે, પણ આંતરશુદ્ધિ હજી તેવી થઈ નથી; તારો આત્મા આરસ્થલરૂપ થઇ જવો જોઇએ, ને અન્તર્ય સમષ્ટિમાં લય પામવો જોઈએ, કારણકે સમષ્ટિ લીલાં એજ સર્વ શક્તિનું સ્થાન છે." આવું બોલીને મત્સ્યેન્દ્ર સાધારણ બાબતવિષે વાર્તા કરતો. ચારેતરફ પથરાઇ રહેલા રસમય ચિત્રરૂપ દેખાવ જોવામાટે તેમાં રખડવાસારૂં મત્સ્યેન્દ્ર પોતાના શિષ્યને સાથે લઇ જતો. જ્યારે પેલો ચીતારો આ ભવ્ય લીલા જોઈ સાનંદમત્ત થઇ આનંદતો ત્યારે મત્સ્યેન્દ્ર બહુ સંતોષ પામતો, અને એવી જ્ઞાનના ભંડારરૂપી વાતો બોલતો કે જે સાંભળતાં લાલાજીને બહુ આનંદ અને આશ્ચર્ય ઉપજતાં. જો કે એ વાતો પાનાં પુસ્તકમાં લખેલી નહતી, તેમની સત્યતાના પ્રમાણરૂપે શ્રુતિસ્મૃતિનાં વચન બોલવામાં આવતાં નહતાં, તોપણ વાત કરનાર પોતાના જાતિઅનુભવના વિશ્વાસપૂર્વક બોલતો અને તેથી પોતાની વાતની સાંભળનારને મોહિની લગાડતો.

પ્રસંગે પ્રસંગે તો એ, વિશ્વના એવા કોઇ ઉત્કૃષ્ટ અને ઉપયુક્ત ચમત્કારની વાતે ચડતો કે તે તો તત્વવિવેક કરતાં કાવ્યકલ્પનાના તરંગ જેવીજ લાગતી. આમ ધીમેધીમે પોતાના સોબતીની વાતોથી પોતાનું હૃદય વિસ્તાર પામવા લાગ્યુંછે તથા પોતાની વૃત્તિઓ શાન્ત થવા માંડી કોઇ ઉચ્ચતમ ભાવમાં વળવા માંડી છે એમ લાલાજીને અનુભવ થવા માંડ્યો. ધારણાના અભ્યાસથી જે સહજ શાન્તિ અને ગાભીર્યનો ઉદય થાયછે તે એને એના આત્મામાં જણાવા લાગ્યો; એની ઉચ્ચઈચ્છાનો અગ્નિ ટાઢો પડ્યો; અને એના અન્તરમાં સર્વવ્યાપી એકાત્માની પ્રતીતિ ધીમે ધીમે ઉગવા લાગી.

લાલાજીને આ સ્થિતિએ લાવવાનીજ મત્સ્યેન્દ્રની ઈચ્છા હતી; ને એટલું કરવામાં તો એ શવા સિદ્ધલોકના જેવોજ હતો કેમકે સાધનચતુષ્ટય સંપન્ન થયાવિના મુમુક્ષુત્વ પ્રાપ્ત થતું નથી. વળી જેને કાંઇ શોધવાની આકાંક્ષા છે તેણે તો કોઇ કલ્પનારૂપ ઉત્તમાંશનેજ વળગી ધારણા તથા કલ્પનાનેજ સ્વાધીન થઇ રેહેવું જોઇએ.

લાલાજીને માલુમ પડ્યું કે ફરતાં ફરતા જ્યાં વૃક્ષલતાદિનું જૂથ ઘણું પ્રગાઢ હોય ત્યાં મત્સ્યેન્દ્ર કાંઈ કાંઇ ને કાંઈ વીણ્યા ચોભતો હતો; ને એ ઉપરથી એને ગુલાબસિંહપણ એમજ કરતો હતો તે સ્મરણમાં આવ્યું. એક દિવસ એણે પૂછ્યું "શું તમે એમ ધારોછો કે આ એકદિવસમાત્રનાજ આયુષ્યવાળા મૂલપત્રાદિ તે અમર તત્ત્વવિવેકના રહસ્યને ઉપયુક્ત છે? જેમ સ્થૂલદેહને સારો રાખવાની ઓષધિઓ છે તેમ શું આત્માનેમાટે પણ ઔષધિ હોઈ શકેછે? શું વસંતઋતુનો ભવ્ય સમાજ શારીરિક નિરામયત્વ સાધવા ઉપરાંત આધ્યાત્મિક નિરામયત્વનો પણ સાધક છે?

'વનસ્પતિનો એકપણ ગુણ જેના જાણવામાં ન હોય એવા કોઇ જંગલી લોકના નિવાસમાં કોઇ પરદેશી જઈને કહે કે જે વનસ્પતિને તમે નિત્ય પગતળે ચગદી ધૂળધાણી કરોછો તે અતિ દિવ્ય પરાક્રમવાળી છે; આ મરણની પથારીએ પડેલાને પણ ઉઠાડે તેવી છે, આ તમારા નિપુણમાં નિપુણ શાનીનેપણ મૂર્ખ કરી નાખે તેવી છે, આ તમારા બલિષ્ઠમાં બલિષ્ઠ યોદ્ધાને ધૂળધાણી કરી વિનાશ પમાડે તેવી છે, ને એમ જીવિત, શૌર્ય, પરાક્રમ, બુદ્ધિ, આત્મજ્ઞાન, આદિ અનેક વીર્યવાન ગુણ પત્રે પત્રે ભરેલા છે; તો તે લોક એ પરદેશીને જુઠો અથવા કોઇ મેલી સાધનવાળો ગણત નહિ? જે જંગલીલોકની મેં કલ્પના કરી તેનાજ જેવી સ્થિતિમાં, દુનીયાંના લોક વનોષધિના અર્ધા અર્ધ ગુણોની બાબતમાં છે. આપણામાં જે વૃત્તિઓ છે તેનીસાથે

સ્નેહાકર્ષણવાળી ઘણીક ઔષધિ છે: સોમાદિ રસનાં જે વર્ણન છે તે બધાં કેવલ કલ્પનાજ નથી."

મત્સ્યેન્દ્રની દેખીતી રીતભાત ગુલાબસિંહના કરતાં જુદીજ હતી. ગુલાબસિંહની વાતચીતમાં મનુષ્યમાત્રના ભલા માટેની ઉંડી અને સાર્વજનિક અભિલાષા સમજાયાં કરતી, ને એ અભિલાષા, કલા અને સૌંદર્યપ્રતિ પોતાની અતિ ઉગ્રપ્રીતિરૂપે પરિણમતી. એનાવિષે જે વાતો ચાલતી તેની ગૂઢતા, એનાં પરોપકાર અને દયાનાં કૃત્યથી અધિક દીપી ઉઠતી; અને એની આખી વૃત્તિમાંજ કાંઇક એવું જણાતું કે જેથી એ જે ભવ્ય માનબુદ્ધિ પેદા કરતો હતો તેનું ભય કાંઇક ઉણું થતું, ને એ જે ગુપ્તવિદ્યાનાં રહસ્યની વાતો કરતો તેવિષે શક પેદા થઇ આવતો. પણ મત્સ્યેન્દ્રને મન્ જાણે બધી દુનીયાં હોયજ નહિ એવી તેની વૃત્તિ હતી; ને જોકએ કાંઈ ખોટું કરતો નહિ, તો સારૂં કરવાની એને કશી વાંછના પણ નહતી. એનાં કૃત્યથી એ કોઇને સહાય કરતો નહિ, તેમ વાણીથી એ કોઇને દીલાસો આપતો નહિ. જેને આપણે હૃદયના આવેશરૂપે સમજીએ છીએ તે બધું એનામાં બુદ્ધિમાં લીન થઈ ગયું હતું. એ જાણે આ દુનીયાંની પાર હોય તેમ હાલતો, ચાલતો, ફરતો, ને માણસ જોડે જાણે એને કશો સંબંધ ન હોય તેવી એની વૃત્તિઓ થઈ ગઇ હતી. એક દિવસ, પૃથ્વી ઉપર થઈ ગયેલા અનેક કાલની વાતો કરતાં મત્સ્યેન્દ્રને લાલાજીએ ધીમેથી આ તફાવતવિષે પૂછ્યું. મત્સ્યેન્દ્રે કહ્યું "ખરી વાત છે કે એમ છે, મારૂં જીવન કેવલ સમાધિરૂપ છે, ગુલાબસિંહનું જીવન ભોગરૂપ છે; જ્યારે વનસ્પતિને હું લઉંછું ત્યારે માત્ર તેના ઉપયોગનોજ વિચાર કરૂંછું, ગુલાબસિંહ તો તેની સુંદરતાને પણ વખાણે."

"ત્યારે તમે શું તમારી જીવનપદ્ધતિને વધારે સારી ગણોછો?"

"ના, એની જીવનપદ્ધતિ જવાનીને છાજે તેવી છે, મારી અનેક વર્ષ દીઠાનું પરિણામ છે. અમે જુદી જુદી વૃત્તિને કેળવેલી છે; તેથી પ્રત્યેકનામાં જે સામર્થ્ય છે તે ઉભયનામાં નથી. જેમની સાથે ગુલાબસિંહ ભળે તેમનું જીવન ઉચ્ચતર થાયછે, જેમનીસાથે હું ભળું તે વધારે જ્ઞાન પામી શકેછે."

"બરાબર છે" લાલાજીએ કહ્યું "મેં સાંભળ્યું છે કે દીલ્હીમાં એના મિત્રો એની સોબત થયાપછી વધારે ઉત્તમ જીંદગી ગાળતા થયા; છતાં પણ શું એક તત્ત્વજ્ઞાનીને એવા સોબતીઓ શોભે? તેમ વળી પેલા ઉમરાનને, તેમ એકબીજાને, પૂરા કરવામાં એણે જે સામર્થ્ય વાપર્યું તેપણ શું કોઇ તત્વજ્ઞાનીને શોભે?"

"એમજ હોય" મત્સ્યેન્દ્રે હોઠપર હસીને કહ્યું "જે તત્વવેત્તાઓ માણસ જાતની તાણાતાણમાં ભમવા જાયછે તે એવીજ ભુલને પાત્ર થવાના. એકનું ભલું કરવું ને બીજાનું ભુંડું કર્યા વગર બનતું નથી; સારાનું રક્ષણ કરવું તેપણ નઠારા જોડે યુદ્ધ કર્યાવિના સંપાદન કરી શકાતું નથી; ને જો તમારે નઠારાંને સારાં કરવાં હોય તો નઠારાંની જોડે રહ્યાવિના પણ તમારે ચાલતું નથી. ઘણા મહાત્માઓ આવું કહેછે, 'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ' એવી નીતિનો ઉપદેશ કરેછે, પણ હું તો એવી મૂર્ખાઈ પસંદ કરતો નથી, મારૂં જીવિત તો જ્ઞાનમાત્રજ છે. અજ્ઞાનરૂપ વ્યવહાર તો મારા મનથી મરી ગયેલો છે."

કોઈ બીજે પ્રસંગે, લાલાજીએ, ગુલાબસિંહે જેસંઘની વાત કરી હતી તેવિષે વાત છેડી; બોલ્યો કે "તમે અને ગુલાબસિંહ શંકરાનુયાયી રાજયોગી છો. એમ હું માનુંછું તે ખોટું નથી."

"શું તું એમ ધારેછે કે આજ સાધનોથી આવું આ રહસ્ય શોધતા બીજા મહાત્માઓના સંઘ શંકરે પોતાના અનુયાયીઓને ઉપદેશ કર્યો ને પૂર્વે નહિજ થયા હોય? એ વાત ખરી છે કે શંકરભગવાનનો સિદ્ધાન્ત તે પ્રાચીન સિદ્ધાન્તવાળી ગુરુ પરંપરાએ આવનાં વૃક્ષમાં વૃદ્ધ શાખાનો છે. એ રાજયોગીઓ પથરામાંથી સોનું બનાવવા ઇચ્છતા કીમીઆગરો કરતાં ડાહ્યા છે, પણ એમના પૂર્વજો એમના કરતાં એ ડાહ્યા હતા."

"ત્યારે એ શંકરની પણ પૂર્વના સંઘમાંના કેટલાક છે?"

"હાલ તો માત્ર બેજ, હું અને ગુલાબસિંહ!"

"અહો, બેજ! ને તમે બેજ જણ આખી દુનીયાને મૃત્યુથી બચી જવાની ગુપ્ત વિદ્યા શીખવવાની આશા કરોછો?"

"તારા પૂર્વજમાંના એકને તે મળી હતી; પણ જે એકનેજ એ પોતાનું સર્વસ્વ ગણુતો હતો તેના ગયા પછી જીવવા કરતાં મરવુંજ એને સારૂં લાગ્યું. મારા શિષ્ય! સમજ કે અમારી પાસે એવું તો કાંઈ નથી કે જેનાથી અમે મૃત્યુને અમારા રસ્તામાંથી દૂર કરી શકીએ, કે જગત્‌ની વ્યવસ્થામાંથી રદ કરી શકીએ. આપણે અહીં ઉભા છીએ તેવામાંજ, જો થનાર હોય તો આ આરે ભીતોમાંજ હું કચરાઇ ગરૂં. અમે જે કરી શકી એતે એટલુંજ છે કે માણસના શરીરની સર્વ હકીકત સમજી, જુદા જુદા ભાગ કેમ સુકાઇ જાયછે; કેમ મરી જાયછે, ઈત્યાદિ વિચારી બીગાડ થતો અટકાવીએ, ને એમ કાલની અસરોને જીતીએ. એમાં કશો જાદુ નથી, એ તો ખરી

આયુર્વિદ્યા છે. અમે જે જ્ઞાનથી બુદ્ધિ આત્મપ્રવણ થાય તેને મુખ્ય ગણીએ છીએ, કે શરીરનો ધ્વંસ થતાં પણ આત્મસ્થ હોવાથી જ્ઞાની કદાપિ મરે નહિ. શરીરને સ્થિર કરનારા જ્ઞાનને અમે ગૌણ માનીએ છીએ. પણ ઉભયનો ઉપયોગ સરખોજ છે. પણ જેનાથી કાયિક બલ વધે, અને નિત્ય થતો ક્ષય અટકે, તથા પેલી ગુપ્ત શક્તિ જેનાવિષે હાલતને એટલુંજ કહું કે તેનાથી મરી જતું જીવિત પુનઃ પુનઃ જાગ્રત થઇ ટકયાં કરેછે, તે સર્વરક્ષણમાટે પૂર્ણ નથી. માણસોના કોપથી બચી જવું, કે યોદ્ધાઓની તરવારો તેમનાં પોતાનાંજ ગળાં કાપવામાં વપરાવવી, દેખતી આંખો આગળથી ગુપ્ત રીતે ચાલી જવું, એ બધાં પણ અમારાં કામ છે. કોઇ શીયાળ શીંગડીમાં, કોઇ અમુક અંજનમાં, એમ અનેક વાતોમાં આ બધી શક્તિઓ વસેલી ધારેછે, પણ પેલી ખીણમાં હું તને એક વનસ્પતિ બતાવીશ કે જેનાથી સર્વવાત તને સહજમાં સમજાશે. એટલુંજ યાદ રાખજે કે એવું કશું નથી કે જે નકામું હોય કેમકે નકામામાં નકામી પણ વસ્તુમાંથી ઉત્તમમાં ઉત્તમ વસ્તુ પેદા કરી શકાયછે."

"ત્યારે જો આવી ગુપ્ત વાતો આટલી બધી ઉપયોગી હોય તો તે છુપાવીને ગુપ્ત શામાટે રાખોછો? બધી દુનીયાંને કેમ બતાવતા નથી? જે ઢોંગીલોકોની ગુપ્ત વિદ્યા છે તે યથાર્થ તત્ત્વવિવેકથી એટલાજ બાબતમાં જુદી પડેછે કે જ્યારે તત્ત્વવિવેક સર્વ વાતનાં કારણ આપી ખુલાસો કરેછે, ત્યારે ધૂતારા મ્હોટી મ્હોટી વાતો કરી તેનું કશું કારણ આપી શકતા નથી."

"ઠીક કહ્યું, વ્યાવહારિક ન્યાયપૂર્વક કહ્યું! પણ જરા વિચાર કર. એમ ધારકે અમે અમારી રહસ્યવિદ્યા સર્વને આપીએ, કાંઇપણ સાધનની અપેક્ષા કર્યાવિના, સારા નઠારા સર્વને આપીએ, તો એમ કરવાથી અમે જગતને લાભ કરીએ કે હાનિ? જુલમગાર, વિષવલંપટ, નીચ, દુષ્ટ, એ સર્વ એનો શો ઉપયોગ કરશે? ધારો કે એજ શક્તિ સારાંને પણ મળેલીછે, પણ પરિણામ શું થશે? સારાં નાસતાં ફરશે, નઠારાં તેમની પૂઠે પડશે; ને એમ દુનીયાં જંપવા પણ પામશે નહિ. આવા યુદ્ધમાંથી કાંઇ સારાંનો વિજય થશે એમ પણ નથી, કેમકે આ કલિકાલમાં નઠારાંનું પ્રબલછે તેથી નઠારાંનોજ વિજય થાય. આટલામાટે અમે સાધનસંપન્નનેજ ઉપદેશ કરીએ છીએ એટલુંજ નથી, પણ પ્રત્યેક શિષ્યની કસોટી પણ એવી રીતથી કાઢીએ છીએ કે જેથી તેની વૃત્તિ માત્ર શુદ્ધ અને શાન્ત થઈ સાત્ત્વિક થાય, તથા એની ઇચ્છાઓ નરમ પડી જાય. અને આ ઠેકાણે વિશ્વરચના પણ અમને સહાય

કરેછે, કારણકે નીચ વૃત્તિવાળાંની વાંછના ઉત્તમ રહસ્યવિદ્યાથી પૂર્ણ થવામાં અનેક વિકરાલ અંતરાય આડે આવેછે."

જે વાતચીત ગુરુ શિષ્ય વચ્ચે ચાલ્યાં જતી તે આવા પ્રકારની હતી, એમ અનેક દિવસ વહી ગયા, ઘણાક માસ ગયા. લાલજીની વૃત્તિમાં સાત્વિકપણું ઠરવા લાગ્યુ, અને દૂર પડેલી દુનીયાંમાત્ર એના લક્ષમાંથી નીકળી ગઇ. એક વખત રાત્રીએ એ બહારની અગાશીમા ફરતો હતો, ને એક પછી એક દૃષ્ટિએ પડતા તારાને લક્ષપૂર્વક જોતો હતો. એના હૃદય ઉપર કોઇ પણ વખત પૃથ્વી અને આકાશની ભવ્યતાએ આવી અસર કરી નહતી. આત્માને બાલલીલાના આવેશ કેવી અસર કરેછે તેનો અનુભવ એને અત્યારે થવા માંડ્યો હતો. પ્રાણવિનિમયના બળથી જેમ કોઈ વિષેય ઉપર આકર્ષણ થતું ચાલેછે તેમ એને આ વખતે સર્વવ્યાપી આત્મભાવનું આકર્ષણ એટલું બધું સમજાવા લાગ્યું કે સમષ્ટિસાથે વ્યષ્ટિને કેવો ગૂઢ પણ અચુક દૃઢ સંબંધ છે તેનો એને પૂર્ણ વિશ્વાસ અને અનુભવ થઈ ગયો. કોઇ અવર્ણ્ય અને અપરિચિત શક્તિનું એને ભાન થવા લાગ્યું, ને કોઈ અવર્ણ્ય વૃત્તિ એને એના ગુરુતરફ ખેંચવા લાગી. એજ ક્ષણે ગુરુપાદપાસે ઉપદેશ યાચી આંતરસૃષ્ટિમાં પ્રવેશ કરૂં એમ એને નિશ્ચય થઇ ગયો. મંદિરમાં પાછો પેઠો, પેલા નેળ જેવા ઓરડામા થઇ ગુરુના ઓરડા ભણી ચાલ્યો.

(અપૂર્ણ)

---

## ચંદ્રચકોરી કાવ્ય.

(મળેલું.)

કરે કાચી પ્રીતિ પણ સમય જે તે જાતિ રહે,
ખરે ત્યારે પ્રાણી લલિત સુખ તે તો નવ લહે;
ગમેનો ગામોમાં વળિ વન વિષે સ્વર્ગ નરકે,
ઠરેના ઠામોમાં ફિકરૂનિ પતાકા શું ફરકે.
ચકોરી ચાર્વંગી સમજી મનમા સાર ધરજે,
શિખી સાચી પ્રીતિ પછી હું શશિની સાથ વરજે;
પ્રિયા જે પ્રીતિથી હળિમળિ હમેશાંજ રહિએ,
ઉમંગેથી અંગે લલિત સુખતો નિત્ય લહિએ.
તુટે પ્રીતિ ત્યારે શત સરપ શું આવિ કરડ્યા,
ઉમંગોના તંતૂ ગનથિ લઈ જાણે મચરડ્યા;

અરે એ વૈદ્યોથી દરદિ ઝટ પામે મરણ છે,
સદા સાચી પ્રીતિ પ્રિય પરમ મારી શરણ છે. ૬૮

રસોઇ કાચી તે રસિકજન રાચી નહિ જમે,
ઘડો કાચો સાચો જળભરણ કાજે નહિ ગમે;
કૂજો કાચાગાંડી સરસરસ લાગે નહિ કદી.
ગડે ગલો કાચા પલક પણ છૂટે નહિ તદી. ૬૯

ઉમંગી સંગ્રામે પણ પુરૂ ન શૂરાતન દિસે,
પછી કેવી રીતે પગ ટકિ શકે ત્યાં રણવિષે;
ગયો તેવો તે તો ફિકર ધરિ પાછો ઝટ ફરે,
ચકોરી શા માટે અપુરણપણે આગ્રહ કરે. ૭૦

યદા યોજે યંત્રો અકુશળપણે હુન્નરિ નરો,
તદા થોડુ ચાલે પ્રિયમુજ ચકોરી ચિત ધરો;
અહીં તારૂં એવું અકુશળપણું છે રતિવિષે,
ખરે તેથી મારે લલિત નવતું લાયક દિસે. ૭૧

શિખો પ્રીતિ સાચી સતત સુખ જેથી અહિ મળે,
શિખો પ્રીતિ સાચી ક્વચિત ન જેથી કદિ ચળે;
શિખો પ્રીતિ સાચી સહુજન વખાણે ક્ષિતિ તણા,
સદા બોલે જેને સુજન મનથી કે 'નવમણા'. ૭૨

પિસે પ્રીતિ પ્યાલો ચતુર તું ચકોરી ચિત ચહી,
પિસે પ્રીતિ પ્યાલો અધિક શ્રમને સંકટ સહી;
પિસે પ્રીતિ પ્યાલો પ્રભુ તણિ કૃપાથી પણ લવે.
જગા, પીધા પાણી લલિત મુખશબ્દો કદિ લવે. ૭૩

પ્રીતિના સ્વાદે તો "અગરત હરાવ્યું" સાગરનું.
પ્રીતિના સ્વાદે તો મધુર મધ હારે ભ્રમરનું;
પ્રીતિના સ્વાદે તો દધિદુધ મહામાન તજશે.
પિયા એવી પ્રીતિ સમજી ગનતું સહુ સજશે. ૭૪

જતું જ્વાળા વચ્ચે ચરણ થકિ ચાલી જળવિષે,
પતું સ્વર્ગે રાજા દુખકર દિસે તે ત્રણ દિસે;
તથાપિ પ્રીતિ તો દુખકર દિસે એથિ શિખવી,
શિખીલે તે સહુ પ્રીતિ નિત દિસે જે નવિ નવિ. ૭૫

# શુષ્કવેદાન્ત.

---

कुशलाब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेऽप्यज्ञानतमानूनं पुनरायान्ति यान्ति च ॥

(અર્થઃ—બ્રહ્મજ્ઞાનની વાતો કરવામાં કુશળ, પણ બ્રહ્મરૂપ વૃત્તિવિનાના, ને ઉલટા અત્યંત રાગવાળા, તે પણ અત્યંત અજ્ઞાનરૂપજ છે. તે પુનઃ પુનઃ જન્મ મરણ અનુભવેછે.)

પ્રાચીન સમયથી જે ધર્મ આર્યાવર્તમાં પળાતો આવ્યોછે તેનો આજ ઘણો ખરો ઉચ્છેદ થઇ ગયોછે. એનાં કારણ ઘણાં છે. પ્રાચીને પરંપરાથી વેદમન્ત્રોના જે અર્થ થતા તે પદ્ધતિ વિસ્મૃત જેવી થઇ જવા માંડતાં પુરાણાદિની યોજના કરવી પડીછે; પણ આજકાલ આપણું પાંડિત્ય શબ્દમાત્રનેજ સમજવામાં આવી રહ્યુંછે, એટલે આપણે પુરાણની કે વેદની કોઈનીપણ વાતોનો ગૂઢ મર્મ સમજી શકતા નથી. આ વાત ખરેખરી ખેદકારક છે કેમકે એમ થવાથી આપણે તત્ત્વને મૂકી છોડાને વળગતાં શીખ્યા છીએ, અર્થને મૂકી શબ્દ માત્ર ને ગોખીએ છીએ, ને મૂલના હેતુને તજી તે હેતુ પાર પાડવાની યોજનાનેજ ખરી માની બેઠા છીએ. પ્રાચીન અભ્યાસ છૂટી જવાથી અક્ષરમાત્રનેજ સમજી વિચિત્ર વિચિત્ર અશક્ય જેવી રચનાઓને આપણે ધર્મ એ નામથી ઓળખીએ છીએ. આપણે તો પ્રાચીન વાત જાણતા નથી, પણ તેનું યથાર્થ અવગાહન કર્યાનું અભિમાન રાખનારા કેટલાક પાશ્ચાત્ય પંડિતો પણ આપણને અક્ષરમાત્ર ઉપરજ રમાડે છે, કેમકે તેમને પણ ગુરુસંપ્રદાયના અભાવે, ખરી વાત માલુમ નથી. આપણું પોતાનું અજ્ઞાન ને તેથી અક્ષરમાત્રનેજ ખરો માનવાની પ્રવૃત્તિ, અને તેને પાશ્ચાત્ય પંડિતોની પણ તેવાજ પ્રકારની અર્થ કરવાની શૈલિનો આધાર મળ્યો, એટલે ધર્મ શબ્દ સર્વરીતે છોકરાંની રમત જેવો થઇ પડ્યો. અશક્ય, અસંભવિત, મૂર્ખાઈ ભરેલી, વાતો ને કલ્પનાઓ તે ધર્મમાં ગણાવા લાગી, અને એમ થવાથી ધર્મનું નામ વગોવાયું." શુદ્ધ ધર્મ આવો હોય નહિ એમ બીજી તરફથી આપણા વધતા જ્ઞાને આપણને સૂચવ્યું, અને એ વિલક્ષણ જણાતા ધર્મનું રહસ્ય તો આપણે જાણી શકીએ નહિ, કેટલાક તો તે રહસ્ય હોવાની વાત જાણતા કે સ્વીકારતા પણ નહિ હોય, એટલે માત્ર એકજ રસ્તો રહ્યો ને તે એકે બધીજ વાતની ના કહેવી, નાસ્તિક થવું.

નાસ્તિક નાસ્તિકમાંપણ ફેર છે. કેટલાક ચૈતન્ય એવી શક્તિજ માનતા નથી, એટલે તે નાસ્તિક કહેવાયછે; કેટલાક ચૈતન્ય માન્યા છતાં તેને કર્તૃત્વ આપતા નથી એ પણ નાસ્તિક જેવા મનાય છે; જે ખરા નાસ્તિક ને તો પ્રથમ પ્રકારનાજ છે. તેમની સામા થવું એ આપણા વિલક્ષણ કલ્પનામય ધર્મને તો અશક્યજ છે, એટલે ધીમે ધીમે વેદાન્તવાદ તેની સરલતાથી, તેની તત્વવિવેચકતાથી, તેમ તેની યોગ્યતાથી બહાર આવવા લાગ્યો. એ વાદ જેવાજ વાદ પાશ્ચાત્ય પંડિતોમાંના પણ કેટલાક અગ્રગણ્ય મહાશયોએ સ્વીકાર્યા છે, એટલે વળી વેદાન્ત વાદનો સ્વીકાર, પાશ્ચાત્ય પ્રમાણને આધારે સ્વીકાર કરનારને પણ, રુચિકર થઇ પડ્યો. આજકાલ એ વાદને સ્પષ્ટ કરનારાં અનેક પુસ્તકો ગુજરાતીમાં થયાંછે, ઘણાક જૂનાગ્રંથો બહાર આવ્યા છે; ને જ્યાં જુઓ ત્યાં, જેને ખરી રીતે આપણા ધર્મને ન માનતાં છતાં કાંઇક ધાર્મિક કહેવરાવવું હોય તે, પોતાને વેદાન્તી કહેવરાવે છે એવો લોકાચારપણ પ્રચલિત થયોછે. આ પાખંડને પુષ્ટિ આપે તેવા ઉપદેશકો આચાર્યો સંતોપણ એની એજ દીક્ષા લઇ પોતપોતાની વૃત્તિ ચલાવી રહ્યા છે!

નહિકે અમે વેદાન્તમતના પ્રતિપક્ષી છીએ. એ વાદ જેવો વાદ, આ આખા જગત્‌ના પ્રાચીન તેમ અર્વાચીન તત્વજ્ઞાનીને અનેક વર્ષસુધી વિવાદ કરવા મૂકો તોપણ સ્થાપિત થનારો નથી. એની જેટલી મહત્તા છે તેટલીજ એની સત્યતા છે; એનો જેટલો ઉપયોગ છે તેટલુંજ એનું ગાંભીર્ય છે. કહેવાની વાતપણ બહુ સાદી અને ટુંકી છે; આ આખા વિશ્વમાં જે ભેદબુદ્ધિ દેખાય છે તેજ દુઃખનું કારણ છે, ને અત્યંત અભેદ થઈ સર્વ એક થાય એજ મોક્ષ અથવા બ્રહ્મભાવ છે. આટલી સારીવાત દરેક વેદાન્તી બોલેછે, યથાશક્તિ સમજાવેછે, ને તેને પોતાના બાહ્યોપચારથી જેટલો ટેકો અપાય તેટલો આપેછે. એજ વેદાન્તીની પ્રિયપત્ની મરી જાય, કે એજ વેદાન્તીનાં ઘરબાર લૂટાઇ જાય, કે કાંઇ નહિ તો એની આંગળીએ છરીનો કાપ પડે; અથવા એને લાભની આશા ઉત્પન્ન થાય, અથવા એનો લાભ કોઇ વણસાડે,—તો બાહ્યોપચાર, પેલું ગંભીર રાખેલું વદન, પેલા ધીમેસાદે કરેલા બ્રહ્મોપ..., ને પેલી ઉપર ઉપરની નિઃસ્પૃહા, બધું એ ક્યાંનું ક્યાં ઉડી જાયછે, એનો જીવ આકુળવ્યાકુલ થાયછે, એનાં નયન અશ્રુ ધારે છે, એનું હૃદય કંપે છે, ને કોઈ કોઇ વાર ભીતિ પણ ભયાનકરૂપ - ધારણ કરી એને હાથે ... લાજ ભરેલાં હીણાં છાનાં કુકર્મ કરાવેછે! આ તો બ્રહ્મ સાક્ષાત્કાર પણ માયા સાક્ષાત્કાર થયો; પણ એવિના બીજું આજના વેદાન્તમાં જણાયછે? બહારથી વાતો કરી છલમાત્ર કરવો એજ વેદાન્તનું ચિન્હ

થઇ પડ્યુંછે. જે ભેદ બુદ્ધિનું ખંડન કરવાનું છે, તેનો વેદાન્તીઓએ અંગીકાર કર્યોછે, ને પોતાની જાતને લાભ કરવામાટે અનેક છળની રચના વિસ્તારી છે. कलौ वेदान्तिनो वान्ति फाल्गुने वालकाइव એ લોકોક્તિ તેમના આચારે ખરી કરીછે.

શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ શામાટે છે એ વિચારવાની વાત છે. ઈશ્વર આવોછે કે આવોછે, તેને કર્તૃત્વ છે કે નથી, તે ને જીવ બે જુદાં છે કે એક છે, તે ઈશ્વર તટસ્થ છે કે સમષ્ટિરૂપ છે, એ ઇત્યાદિ તકરારો જાણી તોયે શું ને ન જાણી તોયે શું? જો જાણ્યાનો લાભ ક્યાંયે થતો નથી, તો જાણ્યું ને જાણ્યુંજ છે. વેદાન્ત શાસ્ત્રનું જ્ઞાન ક્યારે કરવાથી જુદું છે? એમાં તો એવોજ નિયમ છે કે જે જાણ્યું તે ત્યારેજ જાણ્યું કહેવાય કે જ્યારે જાણ્યાપ્રમાણે થઇ પણ જાય. જ્યારે શાસ્ત્ર જાણવાથી ને ઈશ્વરનું સર્વવ્યાપી એકત્વ સમજવાથી પોતાના હૃદયમાંની ભેદબુદ્ધિ નાશ ન પામી ત્યારે તે જાણવું શા ઉપયોગનું? જ્ઞાન પામ્યાથી તો શાન્તિ પેદા થવી જોઈએ, શાન્તિથી સંતોષ ઉદ્ભવવો જોઇએ સંતોષથી સમાનભાવ વિસ્તરવો જોઈએ, સમાનભાવથી એક બુદ્ધિ થવી જોઇએ. પણ આજ આથી ઉલટીજ દશા જણાયછે, હું જ્ઞાની, હું બીજાનાથી બે વાતો વધારે લહું, એટલે હું મ્હોટો સિદ્ધ, સર્વનો ગુરુ, આચાર્ય, ને શાસ્તા. મારી સ્ત્રી મારાં બાળક, મારી ગાદી, એ તો મારેપણ ખરૂંજ; એમાંથી તલ પૂરપણ કોઇ દુઃખીના દુઃખને ટાળવામાં જવાનું નહિ, તેમ કોઇનું સંઘરવું હોય તો તે લેવામા બાધ આવવાનો નહિ. વેદાન્તની વાતો કરવી હોય તો આવજો, અમે પાછા હઠવાના નથી!

બ્રહ્મ સત્ય જગન્મિથ્યા એ કહેવું ઠીકછે પણ કરવું કઠિન છે. સાધન સંપત્તિવિના કોઇથી તે બનતું નથી. પ્રથમ પહેલેજ તેમાં વિવેક જોઇએ છીએ. જડ ચેતનના યથાર્થ ધર્મનો વિવેક કરી આત્માનાત્મને ઓળખવા રૂપી વિવેક, પછી વિરાગ જોઇએ. વિરાગ એટલે કોઇપણ સ્થિતિ, વ્યક્તિ, ભાવના, કશાઉપર ચોટી ન રહેવાપણું, પણ જે કાલે જે પ્રાપ્ત થાય તેથી સંતોષ પામી, પ્રાપ્ત પ્રવૃત્તિનો નિર્વાહ કરી, દૃઢ અવિકૃત વિક્ષેપરહિત રહેવું તે. આ બે વાત સધાયા પછી ક્રોધ,લોભ, મોહ, મદ મત્સરાદિ વિકાર ઉદય પામતા નથી, પણ કાંઇકે જાગતા હોય તો તે માટે,શમ દમ એ બે સાધનથી ઇંદ્રિયમાત્રને આંતર અધિષ્ઠાન ઉપર ઠરાવવાની કહેલી છે. એમ થયા પછી ઉપરતિ તિતિક્ષા એ બે ગુણ ઉદય પામેછે. કોઇ અમુક ધર્મ અમુક વૃત્તિ એવા કશાઉપર પ્રીતિ રહેતી નથી, ને સુખ દુઃખ સર્વનું, દુઃખ કે ગર્વ પામ્યા-

વિનાજ સહન થઈ શકેછે. એ પછી શ્રદ્ધા અને સમાધાન છે. આટલા સાધન થાય ત્યારે મુમુક્ષુતા એટલે મોક્ષ પામવાનો વિચાર કરવાની યોગ્યતા પ્રાપ્ત થાયછે. તે પ્રાપ્ત થાય ત્યારે શ્રવણમનન નિદિધ્યાસનથી વેદાન્તવિચાર કરતાં પરમસમાધિરૂપ નિર્વિકલ્પમાં વિરમાય છે. પણ આચારે સાધનપૂર્વે કે તે સાથે આહાર વિહારમાં પણ અતિ દૃઢ નિયમો પાળવા પડેછે. આ બધું શામાટે કરવું પડેછે? શું એ પણ નક્કી શાસ્ત્રશૃંખલાજ છે? નહિ. સર્વથી પહેલાં શરીરસંપત્તિ જોઇએ, તે પછી બુદ્ધિસંપત્તિ જોઇએ, તે પછી નીતિ સંપત્તિ જોઇએ, ને તે પછી આત્મોન્નતિ જોઇએ. જો પ્રથમની ત્રણ વાત ન હોય તો આત્મોન્નતિની ગમે તેટલી વાત એ ત્રણને લાવી શકતી નથી.

આજકાલ જે વેદાન્ત પ્રવર્તે છે તે માત્ર શરીરસંપત્તિથીજ આત્મોન્નતિ ઉપર કૂદી પડવારૂપી છે, કવચિત્ તેમાં બુદ્ધિસંપત્તિ મળેલી હોયછે, પણ શોચનીય છે કે નીતિસંપત્તિ બહુ થોડી છે. આત્માર્પણ, પોતે દુઃખી થઇને પણ પારકાને સુખી કરવુ, એ ઉત્તમ નીતિ ન સમજાય ત્યાંસુધી તો "કથા સુણી સુણી ફુટયા કાન, તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન" એ દશા રહેવાની, ને અધમાધમ સ્થિતિએ ઉતરાવાનું.

---

## જાણવાયોગ્ય ખબર.

અમને જણાવવાને બહુ હર્ષ ઉપજેછે કે, આ પત્રના ત્રણ ચાર ગ્રાહકોએ મળીને, આ પત્રને લોકોપકાર કરેછે તેમાં સહાય કરવા, રૂ ૩૦ ) ની રકમ મોકલી આપી છે. આવા ઉદાહરણનું અનુકરણ કરવા યોગ્ય છે.

લિ૦ તંત્રી.

# આર્યસમુદય.

રચનાર.

પંડિત શ્રીગટ્ટુલાલજી ઘનશ્યામ.

સંવત્ ૧૯૪૬ ના આષાઢ માસના અંકમાં નીચલા વિષયો છેઃ—

| | |
|---|---|
| ૧ યમુનાવર્ણન. | ૬. સંસ્કૃતવિદ્યા. |
| ૨. ૫ ભાષાપ્રણીત પદ્યાવલિ | ૭. કામન્દકીય નીતિસાર. |
| ૩ જગત્સ્વરૂપ. | ૮. શકકાર શાલિવાહન. |
| ૪. કવિમહિમા. | ૯. સારનેહભાજન. |
| ૫. રસિકવલ્લભનું મુખપૃષ્ઠ. | |

---

## વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ મુફતી કરવું-એવી અમારી ખાસ-ખીજ પ્રાર્થના છે; પણ તે કોઇ પણ માસની તા૰ ૧૦ મી પહેલાં આવશે તોજ તે પછીના અંકમાં દાખલ થઈ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી—નડિયાદ, એ સરનામે રાખવો. પત્રના લવાજમ તથા વ્યવસ્થા બાબત અમને લખવું. "મળેલું" એમ લખ્યાવિનાના જેટલા વિષયો આ પત્રમાં આવ્યા છે કે આવે છે તેનો કોપીરાઇટ તંત્રીનો છે. માટે તે છાપવા છપાવવાનો કોઇને હક નથી.

---

લવાજમ—પોસ્ટની ટીકીટોથી વાળવામાં આવે તો તે ટીકીટો માત્ર બા આનાવાળીજ હોવી જોઈએ. દર રૂપીએ એક ટીકીટ વટાવની પણ વાળવા ચુકવું નહિ. વળી પહોંચ મંગાવનારે બા આનો વધારે વાળવો.

---

જાહેરખબરનો ભાવ—એક વખત આખા પાનાના રૂ. ૩). ાા પાનાના રૂ. ૨) ના પાનું અથવા બે ઇંચ જગાનો રૂ. ૧ાા. દરેક લીટીના રૂ. ૦)≈ લાંબી મુદતમાટે ઉચક ભાવ ઠરાવવામાં આવશે. તા. ૨૦ મી પહેલાં જે જાહેરખબર નહિ મળે તે તે પછીના માસમાં જગા હશે તોજ આપી શકાશે, નહિ તો તે પછીનામાં આવશે.

મુંબઈ-પુસ્તક પ્રસારક મંડળી- કાળબાદેવી.

રામદાસ કાશીદાસ મોદી.
વ્યવસ્થાપક.

## શ્રીમદ્ભગવદ્ગીતા.

(સંબંધ પાને ૧૬૭ થી.)

सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥
अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥
भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥
परस्तस्मात्तु भावोऽन्यो ऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥
यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥
अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥
शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ १६ ॥
नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥

**અક્ષરાર્થ:**—(૧૭) બ્રહ્માનો જે સહસ્ર યુગપર્યંત દિવસ તેને જાણનારા, ને યુગસહસ્રાન્ત રાત્રી તેને જાણનારા, તે અહોરાત્રવિદ્ જન કહેવાય છે. (૧૮) સર્વ વ્યક્તિઓ દિવસાગમે અવ્યક્તમાંથી થાયછે; ને રાત્ર્યાગમે એ અવ્યક્તમાંજ પ્રલય પામેછે. (૧૯) એનો એજ આ ભૂતગ્રામ થાયછે થાયછે ને જાયછે, એ અવશ છતો રાત્ર્યાગમે (પ્રલય પામેછે) ને દિવસાગમે ઉદ્ભવેછે. (૨૦) એનાથી પણ પર, અને અવ્યક્તથી પણ અવ્યક્ત, એવો અન્ય સનાતન ભાવછે, જે નાશ પામતાં સર્વ ભૂતમાં નાશ પામતો નથી. (૨૧) અવ્યક્ત છે તે અક્ષર કહેવાયછે, એનેજ પરમ ગતિ કહેછે; જેને પામીને પાછું આવવું નથી તેજ એ મારૂં પરમ ધામ છે. (૨૨) એ પરપુરુષ હે પાર્થ! અનન્યભક્તિથી લભ્ય છે, જેની અંદર સર્વભૂત રહેલાં છે, જેણે આ સર્વ વિસ્તાર્યું છે. (૨૩) જે કાલે પ્રયાણ કરતા યોગીઓ આવૃત્તિને અનાવૃત્તિ પામેછે, તે કાલ હે ભરતર્ષભ! હું તને કહું. (૨૪) અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લ પક્ષ, ઉત્તરાયણના છ માસ, એમાં પ્રયાણ કરનારા બ્રહ્મવિદ્જનો બ્રહ્મને પામેછે. (૨૫) ધૂમ, રાત્રી, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ, એમાં યોગી ચન્દ્રલોકની જ્યોતિને પામી પાછો ફરેછે. (૨૬) આ શુક્લ ને કૃષ્ણ બે આ જગત્‌ની શાશ્વત ગતી છે. એકથી અનાવૃત્તિ પમાયછે, બીજાથી આવૃત્તિ. (૨૭) આ બે ગતિ જાણનારો કોઇપણ યોગી મોહ પામતો નથી; માટે હે અર્જુન! સર્વ કાલનેવિષે યોગયુક્ત થા. (૨૮) વેદમાં, યજ્ઞમાં, તપમાં, દાનમાં, જે પુણ્યરૂપ કહ્યુંછે, તે સર્વેને, યોગી, આ જાણી, અતિક્રમણ કરી જાયછે, તે પરમસ્થાનને પામેછે.

**વિવેચન:**—આ ઠેકાણે મોક્ષ એટલે શું તે યથાર્થરીતે સમજવાની જરૂર છે. કોઇ કહેછે કે સદેહે સ્વર્ગમાં જવાય તે મોક્ષ, કોઇ કહેછે કે હરિની સમીપ રહેવાય, કે હરિનાં દર્શન થાય, કે હરિ જેવું સ્વરૂપ, કે સામર્થ્ય થાય, એમ અનેકપ્રકારે કહેછે, પણ તેમાં તાત્પર્ય એવું ઘણાક સમજાવનારા લાવેછે, કે જાણે મોક્ષ તે કોઈ બીજા સ્થલમાં જઈ વસવામાં રહેલો હોય. આ ભાવના અત્યંત ખોટી છે એમ એકવાર કહેવાઈ ગયેલું છે; પણ એ વાત જોડે એક બીજી પણ વાત એવી સર્વના સમજવામાં જણાયછે કે મોક્ષ થાય એટલે જન્મમરણ મટી જાય, ને કદાપિ અવતારજ થાય નહિ, એ સમજ પણ યથાર્થ નથી. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે કલ્પાન્ત સ્થિતિ તે મોક્ષ. આ વાત ઠીક

કહી છે, ને સમજવા જેવી છે, તથા અન્યત્ર* મેં તે યથામતિ સમજાવી છે. સારમાત્ર અહીં કહીએ. દેહ જે જડનો બનેલો છે તેનો સ્વભાવજ વારંવાર પરિણામ પામવાનો છે, ને જે ચૈતન્ય તેનાથી અભિન્નસતે તેમાં નિર્વિકારે પ્રકાસેછે તેને તો જન્મમરણ કે વિકાર કશું છે નહિ. અત્યન્ત જન્મમરણનો અભાવ એ તે ત્યારે કોને? દેહને તો તે હોઇ શકે નહિ, ને આત્માને તો સ્વભાવથીજ નથી. એ મોક્ષ, વાસનાને છે; અર્થાત્ વાસના નિર્મૂલ થયાથી આત્માનો પ્રત્યક્ષ અનુભવ થયો એટલે મોક્ષ થયો, સ્વરૂપ સમજાયું. એજ પરમાનંદ, એ પામવાવાટે મરવાની, લોકાન્તરમા જવાની, કે કશી જરૂર નથી. એ તો અહીંયાં પણ થાય, અત્યારે પણ થાય. પણ હવે લોકાદિગમનનું તત્ત્વ પણ જાણી લેવું જોઇએ. અમુક વર્ષોના ચાર યુગ ગણાય છે, ને તેવા સહસ્ર યુગ થાય ત્યારે એક કલ્પ થ યછે. એકોત્તેર ચતુર્યુગનો મન્વંતર થાયછે, ને ચૌદ મન્વંતરનો કલ્પ થાયછે એમ પણ હીસાબ છે. મન્વન્તરે મન્વન્તરે પ્રલય થાયછે તે માત્ર સૂર્યલોકસુધી થાયછે, ને કલ્પે કલ્પે જે પ્રલય થાયછે તે છેક સત્યલોકપર્યંત થ યછે. પ્રતિપ્રલય પછી, પાછી પૂર્વની વાસનાઓમાંથી નવી સૃષ્ટિ ચાલતી થાયછે. એ જે લોક તે સૂર્યચન્દ્ર જેવા કોઇ અમુક તારા કે ગ્રહ હશે એમ ધારવાનુ કારણ છે. ત્યારે હવે સ્પષ્ટ છે કે જેમની સ્થિતિ કેવળ સૂર્યલોકમાં હોય તે એક મન્વંતરસુધી, ઘણુ કરીને, પૃથ્વીઉપર અવતરવાના નહિ. જેમની સ્થિતિ તેથી પણ આગળ સત્યલોકપર્યંત હોય તે કલ્પાન્તસુધી અવતરવાના નહિ. પરંતુ કોઇપણકાળે નહિ અવતરવાના એમ નહિ, કલ્પાન્તે પણ અવતરવાના તો ખરાજ. માટેજ પાછળના સોળમા શ્લોકમાં બ્રહ્મભુવનપર્યંતના લોક પુનરાવર્તન પામવાવાળા છે એમ કહેલું છે. એક બીજી વાત પણ આ બધી વાતમાં મેળવી રાખવાની જરૂર છે. આપણી સૃષ્ટિનું જીવન અને પોષણ સૂર્ય અને ચંદ્રથીજ થાયછે, ને ઉપનિષદોમાં વારંવાર બતાવેલું છે કે સૂર્યથી જે અસર પૃથ્વીને થાયછે તે તેના જીવનરૂપ છે, ને ચંદ્રથી થાયછે તે તેના પોષણરૂપ છે. એવો પણ પૃથ્વી અને સૂર્ય ચંદ્ર વચ્ચે સંબંધ છે કે બન્નેનાં સરતો અમુક અમુક અનુક્રમ સંબંધ છે. સૂર્યનો અધિકાર ઉત્તરાયનમાં, શુક્લપક્ષમા, દિવસે, એમ પૃથ્વીઉપર વર્તેછે, ને ચંદ્રનો અધિકાર દક્ષિણાયનમાં, કૃષ્ણપક્ષમા, રાત્રીએ, એમ વર્તેછે. હવે સિદ્ધાન્ત બેસશે. જે લોકને સંપૂર્ણ જ્ઞાન થયુછે, ને વાસનામાત્ર ટળી ગઇછે, તેમને પિંડગત સૃષ્ટિનો બ્રહ્માડમાં, ને બ્રહ્માડનો પિંડમાં, એમ અનુભવ થવોજ જોઇએ, થાયછે. જ્યારે આવુ થાય ત્યારે તેમને સૂર્યના અધિકારમા સૂર્યનો સં-

* સિદ્ધાન્તસારમાં.

બંધ, અને ચંદ્રના અધિકારમાં ચંદ્રનો સંબંધ એ પણ સ્પષ્ટ સમજાયજ. સૂર્યચંદ્રનો એવો સ્વભાવ છે કે સૂર્ય પૃથ્વીના પરિધની જેટલેસુધી અસર જાય તેનાથી બહાર છે, એટલે પોતે અસર કરવા છતાં, પૃથ્વીની અસરને તાબે થઇ શકતો નથી; પણ ચંદ્ર પૃથ્વીનોજ પરિવાર છે એટલે પોતે પૃથ્વીને જેટલી અસર કરે તે કરતાં પૃથ્વીથી વધારે આકર્ષાય છે. આવું હોવાથી સૂર્યસ્થ જીવો પૃથ્વીઉપર આવતા નથી, ને ચંદ્રસ્થ જીવને પૃથ્વીઉપર આવ્યાવિના ચાલતું નથી. જે યોગીઓ વાસનાક્ષય થવાથી પિંડબ્રહ્માંડના ઐક્યને અનુભવેછે તેમને સૂર્યના અધિકારમાં મરણ થવાનો પ્રસંગ આવે તો તેમનો જીવ સૂર્યસ્થ થઇ ઉત્તરોત્તર કલ્પાન્ત સ્થિતિપર્યંત પહોચે. તેમ ન થાય તો ચંદ્રમાંજ જઇ પુનઃ આ કર્મલોકમાં ઉતરી ફરી પ્રવર્તે થાય. જીવ એટલે સૂક્ષ્મ શરીર તે આ પ્રમાણે ગતિ કરે, પણ જો વાસના ક્ષય થયો હોય, અસંત મુક્તિ અનુભવાઇ હોય, તો તો, એવી ગતિ થવા છતાં પણ, તેમ કલ્પાન્તે પણ પુનઃ અવતર્યા છતાં પણ, જે એકવારના વાસનાક્ષયનો અમિત આનંદ તે ટળનારો નહિ. એવાજ જ્ઞાનીયોગીઓ અવતારી; સિદ્ધ, મહાત્મા, આદિપદને વિભુષિત કરી ગયાછે, કરેછે, કરશે. આ જે સૂર્યમાં જવાનો ને ત્યાંથી ઉત્તરોત્તર ઉત્તમ પદે પહોચવાનો માર્ગ તેને દેવયાન એટલે દેવ એટલે અતિ પ્રકાશમાન જ્ઞાનીના લિંગદેહને જવાનો માર્ગ કહેવાયછે. એ માર્ગે જ્ઞાનીઓજ જઈ શકેછે, પ્રણવધ્યાનમય પરમજ્યોતિ-અર્ચિ-તે સમજનારાજ જઇ શકેછે, માટે તેને અર્ચિમાર્ગ પણ કહેછે; એનેજ ઉત્તરાયન એવી સંજ્ઞાપણ અપાયછે; ને તેથી ઉત્તરાયનાદિ જે ચોવીશમા શ્લોકમાં ગણાવ્યાં છે તે ગૌણરીતે માત્ર જ્ઞાનમાર્ગ એટલાજ અર્થનાં પણ વાચક ગણી શકાયછે. એથી ઉલટાં નામ ચંદ્રમાં જવાના માર્ગનાં છે. ચંદ્રમાં જે દશા જીવ પામેછે તેને પિતૃ કહેવાયછે, ને તે પિતૃમાં મળી પુનઃ જન્મવાના માર્ગ ને તેથી પિતૃયાન કહેછે, કર્મમાર્ગના યજ્ઞ યાગ કરી ધૂમ્રપાન કરી ચંદ્રદ્વારા ફરી ઉત્તમ જન્મ પમાય છે માટે તેને ધૂમ્રમાર્ગ પણ કહેછે. એનેજ દક્ષિણાયન પણ કહેછે ને તેથી પચીશમા શ્લોકના શબ્દો ગૌણરીતે માત્ર કર્મમાર્ગનેજ લાગુ કરી શકાયછે. આવી વ્યવસ્થા યથાર્થરીતે લક્ષમાં રાખવી ને કલ્પની જે ગણનાછે તે સમજી લેવી. બ્રહ્મા એવા કોઈ દેવ નથી, પણ એ માત્ર આ વિકાસ પામેલા જગતનું ચિન્હછે, ને જગત્ સહસ્રયુગે વિરામ પામી જાયછે, ત્યારે બ્રહ્માની રાત્રી કહેવાય છે, ને તે એમ સહસ્રયુગપર્યંત રહી પાછું વિકસવા માંડેછે તેને બ્રહ્માનો દિવસ કહેવાયછે. બે કલ્પ થઇને એક દિવસ થાય છે, ને એવા સો કલ્પે એક મહાકલ્પ થાયછે.

આ ઉપોદ્ઘાત યથાર્થ રીતે સમજાયા પછી જે બારમો શ્લોક આગળ આવ્યોછે તે સમજવાને કશા વિવેચનની જરૂર નથી કહેછે કે આવી કલ્પવ્યવસ્થા અને તેમા મુમુક્ષુઓની ગતિ જે સમજેછે તેજ ખરા અહોરાત્રને જાણનારા છે, જ્ઞાનકર્મની વ્યવસ્થા યથાર્થ સમજનારા છે, બાકી બીજા જ્યોતિષી આદિ જે રાત્રી દિવસની ગણના સમજેછે તે તો કશા કામનીજ નથી અવ્યક્ત એટલે જેને નામરૂપાદિ વ્યક્તિ નથી તે અર્થાત્ કલ્પાન્તે થયેલી નિદ્રામા પડેલા બ્રહ્મા, એટલે આ જગત્. એ અવ્યક્તમાથી, જ્યારે દિવસ થાયછે ત્યારે એટલે જ્યારે સૃષ્ટિનો ઉદ્ભવ થવાનો સમય થાય ત્યારે વ્યક્તિઓ નામરૂપાદિથી પરિચ્છિન્ન વસ્તુ વિચારાદિ ઉદ્ભવે છે, ને જ્યારે એક કલ્પ પછી તેમનો કાળ આવે ત્યારે પાછી એ અવ્યક્ત એટલે નિદ્રામા પડેલા બ્રહ્મામા લય પામે, બીજાવસ્થાએ રહે આમ સૃષ્ટિ થાયછે ને જાયછે, પણ તેમા આત્યંતિક નાશ કોઈનો નથી, જે એક કલ્પમા હોય તે બીજરૂપમાથી બીજા કલ્પના વૃક્ષ રૂપે થાયછે એટલે કૃતનાશાકૃતાભ્યાગમરૂપ દોષનો અવકાશ નથી. માટેજ કહેછે કે ભૂતગ્રામ એટલે વ્યક્તિમાત્ર, જાણે અવશ હોય તેમ, પોતાના પૂર્વ સંસ્કારને બધાઈ તે દોરે તેમ નવા કલ્પમા પણ વિસ્તરેછે. આમ વિવેક કરીને, આગળ જે કહ્યું હતુ કે બ્રહ્મભુવન પર્યંત સર્વ અનિત્ય છે, તે વાત સ્પષ્ટ કરી બતાવી છે ત્યારે હવે એ કલ્પાન્તસ્થિતિવાળા લોકપણ જ્યારે અનિત્ય છે, ત્યારે તે સર્વમાં નિત્ય શુ છે ? જેનાવડે બ્રહ્મલોકથી તે એક તૃણપર્યંત પણ પોતાની સત્તા—છે એવી સ્થિતિ—ધારણ કરેછે તે અવર્ણ્ય કરતા પણ અવર્ણ્ય, પ્રમાણથી પણ ન જણાય તેવુ, પ્રમાણનુ પણ પ્રમાણ, જેને અવ્યક્ત કહ્યુ તેનાથી પણ અવ્યક્ત, એવુ વિલક્ષણ ભાવરૂપે છે, ને સનાતન છે, નિત્ય છે એને અક્ષર એટલે કદાપિ જેને ઉત્પત્તિ વિનાશ કે વિકાર નથી એવુ કહેછે. એજ પરમગતિ એટલે સર્વને પરમાર્થરૂપે અનુભવવા યોગ્ય, ને એટલામાટે એજ મારૂ એટલે પરમાત્મા અથવા બ્રહ્મનું પરમધામ એટલે પરમસ્વરૂપ, પરમ પ્રકાશમય તેજ, છે, હુ છુ. મારૂં ધામ એમ વિભાગ પાડીને દ્વૈતભાવથી લખ્યુ છે તે "રાહુનુ માથુ" એ ષષ્ઠીપેઠે સમજવાનુ છે, બાકી પરમ અભેદરૂપ એકતામા એટલે નહિ ને ધામપણુ નથી, એમ શ્રીમધુસૂદન સ્વામી લખેછે. એ પરમ પુરુષ અર્થાત્ સત્તા જ્ઞાન ચૈતન્યાદિ ધર્મના કારણરૂપ તે પદાર્થ, અનન્યભક્તિ એટલે અપરોક્ષાનુભવથીજ લભ્યછે, જાણી શકાયછે, ને એજ સર્વની ઉત્પત્તિ સ્થિતિ લય સર્વનુ કારણ છે, એનામાજ સૃષ્ટિમાત્ર પરોવાયલી છે, કેમકે એ ન હોય તો કશાનો અનુભવ કે કશાની સ્થિતિ બની શકે નહિ. આ પ્ર-

માણે મોક્ષનું સ્વરૂપ કેવલ જે અવિનાશી બ્રહ્મ છે તેના અનુભવવામાં એ-ટલે વાસનાક્ષય અને જ્ઞાનોદયમાંજ, બતાવ્યું, તો હવે જે તેવા યોગીઓ છે તેની ગતિ કેવી થાયછે તે કહેવા માંડેછે. એ મતના તેવીશ ચોવીશ ને પચીશ શ્લોકનો ભાવાર્થ એકવાર ઉપર કહી ગયા છીએ તેમાં આવી ગયેછે, એટલે પુનરુક્તિ કરવાની જરૂર નથી. આવી જે બે ગતિ બતાવી, તે જ્ઞાન અને કર્મ એ બે માર્ગવાળાને મળેછે. ને પ્રાણીમાત્ર એ બેવિના ત્રીજી ગતિ પામી શકતાંજ નથી. માટે કહેછે કે એવી શુક્લ અને કૃષ્ણ, દક્ષિણ અને વામ, એમ બે ગતિ આ આખા જગતની છે, ને તે અનિવાર્ય છે, શાશ્વત છે. જે શુક્લ ગતિ, એટલે જ્ઞાનમાર્ગે જાયછે, દક્ષિણમાર્ગે લેછે. તેમની અનાવૃત્તિ એટલે ફરીથી જન્મ ન થવારૂપી, ઉપર ઉપોદ્ઘાતમાં બતાવ્યાપ્રમાણે, ગતિ થાયછે; ને જે કૃષ્ણ એટલે કેવલ કર્મમાર્ગની અથવા વામમાર્ગની ગતિએ જાયછે તેને પુનઃ પુનઃ જન્મમરણ રહેછે. પૃથ્વીથી તે ચંદ્રલોકમાં જાયછે, ને ત્યાંથી પર્જન્યદ્વારા પૃથ્વીઉપર પડી, અન્નાદિદ્વારા ઉદરમાં જઇ, શુક્ર રજોરૂપે ગર્ભસ્થ થઇ જન્મેછે, ને દુઃખ પરંપરામાં દળાય છે. જે યોગીછે, અર્થાત્ જ્ઞાનમાર્ગી આ બે ગતિનું યથાર્થ સ્વરૂપ જાણી, તે પ્રમાણે પિંડ બ્રહ્માંડની એકતા અનુભવનાર છે, તે સર્વદા ઉત્તમોત્તમ ગતિનેજ પામેછે, કેમકે તે યથાર્થ રીતે પોતાની ગતિ સાધી શકેછે; માટે હે અર્જુન! તે કદાપી મોહ પામતો નથી. આટલા-માટે તું પણ તેવો યોગી થા; જ્ઞાન પામી પિંડ બ્રહ્માંડના ઐક્યમાં લીન થા. આવા યોગીની સ્તુતિ કરીને અધ્યાયની સમાપ્તિ કરેછે, તથા એમ આખા અધ્યાયમાં જે તત્પદનો વિવેક કરી નિર્ગુણને નિર્ગુણ અને સગુણને સગુણનો માર્ગ બતાવ્યો તેનોપણ ઉપસંહાર કરેછે.

इति श्री भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुन संवादेऽक्षरब्रह्मयोगोनामाष्टमोऽध्यायः ॥

---

## અવલોકન.

---

(સંબંધ પાને ૧૬૦ થી.)

માઘ કે ભારવિ કવિનાં કાવ્યને ભવભૂતિ કે કાલીદાસનાં કાવ્યસાથે, કે પોપ અથવા પ્રાયરની રચનાને વર્ડસ્વર્થ કે શેલીના તરંગસાથે સરખાવીએ, તો તુરત એમ સિદ્ધ થાય કે શાસ્ત્રશૃંખલા આવા વિષયમાં પણ લાભકારીની-વડી નથી. છતાં જ્યાં કલ્પનામાત્રજ આપણને રસ્તો બતાવવામાં સહાય છે,

સા પૂર્વના અનુભવે સિદ્ધ કરેલા નિયમોનો કેવલ આધાર ઈષ્ટ નથી એ આધારથીજ ઉત્તમતા સિદ્ધ થાયછે એમ જે સમજાતુ છે તે સમજણના પરિણામ તો આપણે નિત્ય અનુભવાયછે જે પતંગવત્ લેખકોના અલ્પ પણી દૃષ્ટિ મર્યાદામા પ્રતિસૂર્યોદયે ઉદય પામી એ અવિકૃત તેજસ્વીના નૈમિત્તિક અસ્તસમયે નિતાન્ત નાશ પામેછે તે એવુંજ શોચનીય પરિણામ છે. કાવ્ય, તત્ત્વદર્શન ઈત્યાદિ કલ્પનાપ્રભવ શાસ્ત્રોમા પ્રાચીન અનુભવ ઘણુ ઉપયુક્ત થાયછે, તોપણ તેનાજ દાસ થવાની બનાવણ હુ ચોતે તો, લેખક કે અવલોકનકાર કોઈને કરી શકતો નથી એક ઉદાહરણથી વાત સ્પષ્ટ કરવા પ્રયત્ન કરૂ લોક જાણેછે કે માણપણ કલ્પવુ ગોઠવવુ એ કલ્પના છે ચાર પુરુષ બે સ્ત્રી, અને બે ચાર ગીત ગોઠવી કલ્પિત કથા જેને કાદંબરી એ હાસ્યજનક નામથી તેઓ ઓળખે છે તે થઈ! આવી કથાઓના પાન જુઓ, તેમ પ્રવૃત્તિ જુઓ તો તમને હમેશા મોઢાણ ગામના ગમે તેવા વિભાગમા સહજમા સોનાર નજરે પડે આવી રચનાથી શો લાભ છે? એનાથી હૃદયમા કયો વિસ્તાર આપવાનો છે બુદ્ધિમા શી શક્તિ ઉમેરવાની છે, કે સસારમા ઉત્તમાધિકારી ગૃહસ્થપણુ ઉત્પન્ન કરવાનુ છે? એ વાર્તા તે કલ્પના નથી પણ માત્ર રચના છે તેમાના પાત્ર ખરા નથી, પણ ઉભા કરેલા છે કલ્પેલા નથી? કલ્પનામા કાંઈ દિવ્ય શક્તિ છે કાંઈક આર્દ્રતા છે, કાંઈક રસાયન છે તેથી દૃષ્ટિજ જે ઈષ્ટભાવ હોય તે ઉપજાવવાને, તેમાજ બીજાને પીગળાવવાને સમર્થ છે તેની અસર આજીવિન છૂટતી નથી એવી કલ્પના કરવામાટે શાસ્ત્રાનુશીલનની આવશ્યકતા નથી, પણ જે ક્ષુદ્રતોએ રચનામાત્રનેજ કલ્પના હૃદયની વ્યાપ્તિ પામવા મથેછે તેમને શાસ્ત્રાનુશીલનથી બહુ અનતિમ લાભ છે અવલોકનકારને તો પાછુ અનુબન્ધચતુષ્ટય ઉપર જઈ તપાસ કરવાનુ છે પણ તેણે આ શાસ્ત્રનેજ વળગવુ, ક્યા બીજાનેજ જોવુ તે આ રીતે સ્પષ્ટ થઈ શકે તત્ત્વશાસ્ત્રમા પણ એ-

---

૧ આ ઉપરથી કોઈને સહજ શંકા થાય કે સ્વભાવમાત્ર અર્થાત્ જેવુ છે તેવુજ વર્ણન હોય તે શુ નિરર્થક છે? તેમા બુદ્ધિશક્તિની જરૂર નથી? મારૂ મત એમ નથી કે તેમા બુદ્ધિની જરૂર નથી કે તે વ્યર્થ છે પણ તે માથી પણ એકાદ કોઈ ઉચ્ચતર ભાવ કે ઉન્નતિ ન હોય તો એ પ્રયાસ કેવલ ચિત્રિતચિત્રણ હોય તેવો સાર છે જેને અંગરેજીમા "રીએલિસ્ટિક" પદ્ધતિ કહેછે તે આ રીતે લેખનશક્તિનો સાર નથી, તેનુ એક અંગ છે, ને જ્યા જ્યા કોઈ ઉત્તમાભિલાષા કે ઉત્કૃષ્ટભાવની એકત્રરૂપે પણ સૂચક નથી, જેવી તે વારંવાર હોય છે, ત્યા તો નિસાર, અધમજ છે

ચુંજ છે. પ્રાચીન ઇતિહાસ અતિલાભપ્રદ છતાં, તેનેજ વળગી રહેવું એ ઇષ્ટ નથી. સર્વત્ર નૂતનતાનો ઉદ્ભવ શાસ્ત્રોલ્લંઘનથી થયોછે, પણ તેમ કરવાની શક્તિ શાસ્ત્રાભ્યાસથી આવી છે. આમ જ્યારે દ્વિધા નિયમ બતાવ્યો ત્યારે સિદ્ધ એકજ વાત શી છે, કે જેને અવલોનકાર પકડે. બધામાં સિદ્ધ નિયમ અનુભવ એજછે. આ વિશ્વની જેવી રચના છે, તેના જેવા નિયમ છે. તેમાંનાં મનુષ્ય પ્રાણી પદાર્થ ઇત્યાદિની જેવી પ્રકૃતિ છે, તેનાથી વિરુદ્ધ કાંઇપણ વાત ન હોય એજ તે વાતની યોગ્યતાની પૂર્ણ સૂચના છે. ગમે તેવા સંભવ પણ શક્ય હોય એજ તેમને યોગ્ય ગણવાની કસોટી છે. અવલોકનકારને નાના નાના લેખનું અવલોકન કરવાનું નથી, તેને આખા વિશ્વનું, જનસ્વભાવનું, ને અનેક સંભવોનું, સૂક્ષ્મ અવલોકન કરવાનું છે કે જેથી વિવિધ કલ્પનાથી ઉદ્ભવતાં ચિત્રની શક્યા શક્યતાનો વિવેક કરી તેમાંથી તે સાર કાઢી શકે. સિદ્ધ કે કલ્પિત, શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ આ વિશ્વના ચમત્કાર કે સંભવનો ખુલાસો આપવામાટેજ છે. એક સરસ કાવ્યથી માંડીને તે રસાયન કે ખગોલ કે ભૂસ્તરના શોધપર્યંત કે તત્ત્વજ્ઞાનનાં રહસ્યપર્યંત પણ હેતુ તેનો તેજ છે. ‘તો એ હેતુ પાર પાડવામાં જે જે સંબંધે જે જે સંભવ કે સિદ્ધ અનુભવ યોજ્યા હોય તેમને માત્ર શક્યતાના ધોરણથી તપાસવા; અને એમ કરતાં તે સંભવોની યોજનાથી ચાલતી વિશ્વરચનાને સમજવામાં એક અતિ અલક્ષિત અંશે પણ સહાય મળતી હોય, ચાલતી નિકૃષ્ટપ્રવૃત્તિને ઉત્કૃષ્ટ કરવામાં સહજ પણ માર્ગ બતાવાતો હોય, તો તે મુખ્ય રીતે સ્પષ્ટ કરી પ્રયત્નને સાર્થ ગણવો. સારે શક્યતા અને ઉપયોગ એ એજ વાત, અનુબંધ ચતુષ્ટય ઉપરાંત, અવલોકનકારે લક્ષમાં લેવાની છે. દેશકાલાદિ જે જે વિચાર છે તે શક્યતામાંજ અંતર્ભૂત છે, ને એ શક્યતા તથા ઉપયોગ ઉભયને પ્રાચીન શાસ્ત્રકારો ઔચિત્ય એવું એકજ રમણીય નામ આપેછે.

શાસ્ત્રસિદ્ધ નિયમો પણ દેશકાલ ગત ઔચિત્યને વશ છે; કેમકે શાસ્ત્રનો ઉદ્ભવ જે અનુભવથી થાયછે, તેના પ્રયોગ આ અઘટિતઘટના પટીયસી માયામાં નિત્ય નવા નવા ચાલતાજ છે. એવાં ઘણાં ઉદાહરણ મળી આવે કે જ્યાં અનેક પ્રાચીન નિયમ અર્વાચીન સમયે બદલાઇ ગયા હોયછે. એક નાટ્યશાસ્ત્રમાંજ લઇએ તો પ્રસ્તાવનાનો જે આવશ્યક નિયમ “नासूचितं विशेत्पात्रम्” એ ભરતમતાનુસાર હતો, તે હવેની રંગરચના જોતાં બહુ જરૂરનો નથી. એમજ નવીન રંગરચનાએ “પ્રવેશ” પાડવાનો યોગ દાખલ કરાવ્યો છે તે આવશ્યક અને યોગ્યજ છે. વળી, નાટકાદિ પરત્વે પણ નિર્વહણ સંધિમાં કરુણા ન જોઇએ અથવા અદ્ભુતજ જોઇએ, આવો જે

શાસ્ત્રપ્રચાર છે તે વર્તમાન સમયને ક્વચિત્જ સુશ્લિષ્ટલગ્ન તેવો છે. કાવ્યાદિપરત્વે આવું છે એમ નથી, પણ શાસ્ત્રમાત્રમાં એવું છે. એટલે અવલોકનકારે કેવલ શાસ્ત્રબદ્ધ થવું અનેકવાર હાનિકારક છે.

શાસ્ત્રશૃંખલાને ક્યાંસુધી સ્વીકારવી એ સમજાવવાનાં આપણે ઔચિત્યનો વિચાર નિયામક ઠરાવ્યો. એ ઔચિત્યને અંગેજ એક બીજો વિચાર પેદા થાયછે. લેખમાત્રમાં જે કથા કાવ્યનાટકાદિ વિષયના લેખછે તેમાંનાં પાત્રોના વર્તનાનુકૂલ ફલ પરત્વે ઘણા ભિન્ન ભિન્ન વિચારો છે. આમાં મારૂં અધીન મત તો એજ છે કે ઔચિત્ય ભંગ ન થતો હોય તો કોઇ અદ્ભુત કાલ્પનિક નિયમને વળગી વસ્તુયાથાત્મ્ય બગાડવાની જરૂર નથી. "પોયટિકલ જસ્ટિસ્" (કવિ કલ્પિત ન્યાય) એ સારાને સારૂં, નઠારાને નઠારૂં, એમજ આણવામાં રહ્યોછે, ને તે યોગ્ય છે, પણ તેમાંએ વાસ્તવિક ન્યાયથી વસ્તુગત્યા જે થતું હોય તેને ઉલટાવી નાખી, એક એ ન્યાયનીજ ખાતર અકલ્પિત કલ્પના કરવી એ ઔચિત્ય નથી. આ ઔચિત્યને કેટલાક આધુનિકોએ એટલેસુધી તાણી મૂક્યુંછે કે જે લેખમાં કાંઇ પણ અનાચારની નોંધ હોય, અનાચાર નહિ પણ સંસારના મૂલભૂત સ્ત્રીપુરુષના સંબંધના સદાચારની નોંધ હોય, તે લેખ ઔચિત્યવિનાનો છે! આમ સમજનારાએ જાણવું જોઇએ કે સંસાર કાંઇ દેવથી ભરેલો નથી, ને જો કે આપણે તેને તેવો કરવા ઇચ્છીએ છીએ તોપણ તે ઇચ્છા પારપાડવામાટે સદ્ગુણમાત્રનાંજ ચિત્રના સ્વાદ જોડે દુર્ગુણનાં દુઃખની ભીતિ પણ બતાવવી પડેછે. ક્વચિત્ એમ પણ થાયછે કે કેવલ દુરાચારમય વર્તન અને તેનાં પ્રત્યક્ષ નહિ પણ સૂચિત પરિણામથીજ ગ્રંથસમાપ્તિ થતી હોયછે, પણ તેટલાથી તે લેખ અધમ ગણાવો કઠિન છે. અનુબંધપરત્વે ઔચિત્યનો એમાં ભંગ ગણાય નહિ. આવા ભેદમાંજ પાશ્ચાત્ય અને અત્રત્ય લેખની પદ્ધતિનો ભેદ છે. આપણા કવિનાં પાત્રો ઉત્તમ તે ઉત્તમજ—અલૌકિક. પાશ્ચાત્યનાં સામાન્ય, જનસ્વભાવનીજ પરાકાષ્ઠા. ઉત્તમ દૃષ્ટાન્તથી ઉત્કૃષ્ટતા માત્રનોજ બોધ કરવો એ આપણા લેખકોનું પ્રવૃત્તિનિયામક છે, અધમતાના દુષ્ટપરિણામથી પણ ભીતિ પમાડી સન્માર્ગે બોધવો એ પાશ્ચાત્ય લેખકોનું છે હું જાણું છું કે ઉભયનું મિશ્રણ લાભકારી છે, કેમકે એકથી જો કેવલ આ સંસારની પારનાં માણસ તૈયાર થાયછે તો બીજાથી કેવલ નિકૃષ્ટપ્રવૃત્તિજ અયોગ્ય અધિકારીઓ ગ્રહણ કરેછે. કહેવાનું તાત્પર્ય એ છે કે જે લેખનો એકત્ર હેતુ સામાન્ય પ્રવૃત્તિ કરતાં ઉચ્ચતર પ્રવૃત્તિ ને તેથી ઉચ્ચતર સુખ બોધવાનો છે તે લેખમાં અન્યોન્ય વિષમતાના પ્રદીપનમાટે યદ્યપિ શુભાશુભ ચિત્રોનો યોગ હોય તથાપિ

તેમાં ઔચિત્ય ભંગ થતો નથી. આમ વિચાર કરી અનેકરીતે અવલોકન કરનારે નિર્ણય કરવાનો છે. એકાન્તશુદ્ધ કે એકાન્તદુષ્ટ એવી કોઈ વસ્તુ નથી. વસ્તુ માત્ર અધિકારપરત્વે શુદ્ધ અશુદ્ધ ઉભય કે અનુભયરૂપે જણાયછે, પણ અવલોકન કરનારનું તો એજ કર્તવ્ય છે કે અશુભમાંથી શુભને ફેલાવવું, નિઃસારમાંથી સાર સમજાવવો, સંસારને સ્વર્ગ કરવો. (અપૂર્ણ.)

---

## પ્રોફેસર જીન્સિવાલા.

" પ્રોફેસર જીન્સિવાલાએ પુનામાં જે ભાષણ આપ્યું તેમાંથી લોકોએ ખરેખર કાગનો વાઘ કરી મૂકયોછે. સ્વતંત્રરીતે અભિપ્રાય આપવામાં જો કાંઇપણ દોષ હોય તો તે અભિપ્રાયનેમાટે દુઃખ દેવામાં એથી દશગણો દોષ છે. સુધારાની પરાકાષ્ઠા શામાં સમાયલી છે ? માણસોનાં શરીરને સ્વતંત્રરીતે ફરવા હરવાની છૂટ મળે. પણ તેમનાં મનને તો એક અમુક ઘરડમાંજ દોરાવું પડે એનું નામ સુધારો કહેવાનો હોય તો શામાટે આપણે જૂની નવાબીને કે ચોહગાલુઇને કે પહેલા ચાર્લ્સને વખોડીએ ? ચાલુ જમાનાના ઉત્તમ સુધારાનું ભૂષણ શું એટલામાંજ છે કે માણસોને અમુક પ્રકારની વિચારપદ્ધતિના ગુલામ કરી નાખવા ? શરીરની ગુલામગીરી દૂર કરવાનું ઉજ્વલ અભિમાન ધારણ કરનાર બ્રિટનપ્રજા શું માનસિક ગુલામગીરીનો બોધ આપવામાં મહત્તા માને છે ? અમે આવી વાત કદાપિ સ્વીકારી શકતા નથી, ને જે દેશમાં વિચારની સ્વતંત્રતાએ આખાં રાજ્યનાં રાજ્ય પણ ઉથલાવી નાખી પોતાનું સ્વાતંત્ર્ય અખંડિતરીતે સાચવ્યું છે તે દેશને માથે આવું કલંક વળગાડી શકતા નથી.

પણ આનો થયુંછે એમ કે અંગરેજ કે યુરોપીય લોક ગમે તેમ વિચારતા હોય, ગમે તેવી ઉચ્ચ સર્વાનુભાવકતા રાખતા હોય, પણ તેમને પગલે પગલું દેવાનો નિશ્ચય કરી બેઠેલા કેટલાક પોતાના ઉપજાવી કાઢેલા નિશ્ચયને ન બંધ બેસતી હોય તેવી વાત સાંભળી કે સહન કરી શકતા નથી. તેમના મનમાં બે વાતો નિશ્ચયપૂર્વક ભરાઈ ગઈછે કે આપણી સ્ત્રીઓ ગુલામગીરી કરતાં પણ ખરાબ દશા ભોગવે છે, ને સ્વાભાવિક રીતે જોઇએ તો સ્ત્રીપુરુષના હક સર્વપ્રકારે સમાન છે કેમકે બન્ને માણસ છે. પણ શબ્દોનો અર્થ વિવેચનાપૂર્વક કરીએ તો આ બે વાત કેવલ એક કલ્પિત તરંગ જેવીજ લાગશે ? ગુલામગીરી કોને કહેવી ? જે ગુલામ હોય તેને પોતાના ધણીની મરજીવિના ઉઠવાનો, બેસવાનો, ખાવાનો, જવા આવવાનો, કે બોલવાનો

પણ હક હોઈ શકતો નથી તેનું શરીર વેચાણ થયેલું છે. ગુલામો જ્યાં હોય છે, ત્યાં તેમના શેઠ ઘણા એશઆરામવાળા, જુલમગાર, હોય છે, ને ઘણીવાર ઘણાક ગુલામો ભેગા થઈ તેમની વિરુદ્ધ તોફાન પણ કરે છે. આપણી સ્ત્રીઓ શું આ બધા પ્રકારના દુઃખમાં છે? શું તેઓ પતિની રજાવિના ક્યહીં જઈ આવી શકતી નથી? શું તેઓ ખાઈ પી શકતી નથી? શું તેઓ વાત વિચાર કરી શકતી નથી? શું તેમના પતિ તેમના ઉપર આધાર રાખી કામધંધો કરતા નથી? શું તે ભોગી થઈને એકલી એકલી કદીપણ પોતાના પતિનો તિરસ્કાર કરે છે? જેણે ઉત્તમ કે મધ્યમ વર્ગનો હિંદુ-સંસાર જોયો હશે, અનુભવ્યો હશે, તેતો આ બધા પ્રશ્નોનો ઉત્તર "ના" સિવા બીજો આપી શકશે નહિ. જો સ્ત્રીઓને એટલો બધો અસંતોષજ હોય, જો તે પોતાને ગુલામ સમજતી હોય તો અમે તો સિદ્ધરીતે માનીએ છીએ કે હજારો વર્ષથી એવો વ્યવહાર ચાલે નહિ? તેમાં કદાપિ. આજની સ્ત્રીઓના હૃદય એ આચારને ટેવાયા હોય તેથી તે તે ખમતી હોય. પણ આગળ કોઈપણ જમાનાની આર્ય નારીઓએ એ આચાર વિરુદ્ધ વૃત્તિ બતાવી નથી, પતિનો દ્રોહ કર્યો નથી અનાચારને માર્ગ પગ મૂક્યો નથી. આટલું છતાં સ્ત્રીઓની વગર કારણે હીણપત કરી, તેમને જે ઉચ્ચ પદવી મળેલી છે ત્યાંથી ભ્રષ્ટ કરી તેમને ગુલામ જેવી નિરૂપવી એજ અમે તો દોષ દેખીએ છીએ. કારણ કે સ્ત્રીઓની સ્થિતિ કેવી છે? તેનું સ્વરૂપ આપણા ધર્મમાં જે બાંધ્યું છે તે એવું છે કે તે દેવતા છે ને કોઇપણ ગૃહ જ્યાં તે હોય, ત્યાં તે પૂજાવી જોઇએ ને તેથીજ ત્યાં સર્વ લક્ષ્મી અને સર્વ સુખ ઉદ્ભવવાં જોઇએ. આવું તેનું સ્વરૂપ છે, ને તેથી અદ્યાપિ પણ આપણી સ્ત્રીઓ ગૃહમાનના આધારરૂપ છે. પ્રતિગૃહમાં તેજ શાન્તિનું નિદાન છે, ગૃહવ્યવસ્થાનું મૂલ છે સર્વ નાતની વ્યવસ્થા થવાનું સ્થાન છે ને પીપણનું સ્વરૂપ છે આ કરતાં બીજી વધારે જવાબદારી તેને માથે શી હોઇ શકે? અથવા એમાંજ જે સુખ તેને મળે છે તે કરતાં બીજી જાતિની કઈ સ્થિતિમાં તેને એથી અધિક સુખ મળે?

આવું વિસ્તાર એજ બતાવે કે ઉપાય તો 'સમાન હક'માં! વળી આપણે શબ્દો સમજવાનો પ્રયત્ન કરીએ. સમાન હક એટલે શું? સમાનતા એવી વાત સંસારના વ્યવહારમાં ક્યહીં પણ, કોઇપણ કાળે, સમ્ભવી નથી, સમ્ભવતી નથી, ને સમ્ભવવાની નથી. સંસારનું મૂલજ અસમાનતામાંથી છે, કેમકે અદ્વૈતના આ સૃષ્ટિ તે અસમાનતામાંથી પેદા થઈ છે. તેમાં સમાનતા કેવા પ્રકારની હોઇ શકે છે? જે વાતનો નિશ્ચય નિયમોથી, વિશ્વરચનાથી, એકવાર હમેશાંના

માટે ફેસલો થઈ ચુકેલો છે, ને જેની પ્રત્યક્ષ સાબીતી, એક પાસા દૂધ ઝરતાં સ્તન, સર્વાંગ પોષણ કરી તૈયાર કરનારૂં ગર્ભાશય, ને આહક રજ, તથા બીજી પાસા ઉપાર્જન કર્તા અંગ, ઉત્પાદન પ્રેરતી નરેન્દ્રિય, ને ઉત્પત્તિમૂલ વીર્ય, એ સ્પષ્ટ ભેદ પાડીનેજ વિશ્વનિયમોથી અપાયલી છે, તેને કોણ કેવી રીતે નિર્મૂલ કરી સમાનતા કરી શકે તેમ છે? ત્યારે સ્ત્રીઓનો સમાન હક એટલે શું? પુરુષ અને સ્ત્રી એવાં બે જુદી જુદી પ્રકૃતિવાળાં, જુદા જુદા હેતુથી, વિશ્વરચનામાં ઘડાયલાં છે; ને ને બે છે માટેજં તે બન્ને પરસ્પર જગો બદલી શકે, ને બેનાં એક થાય એવો સંભવ નથી. આમ છે એટલે સ્ત્રીઓ જે ખાસ હેતુથી નિર્માઇ છે તે ખાસ હેતુ પાર પાડવામાંજ તેમનું સ્ત્રીત્વ છે, પુરુષો જે ખાસ હેતુથી નિર્માયા છે તે પાર પાડવામાંજ તેમનું પુરુષત્વ છે. પુરુષત્વવતી સ્ત્રી કે સ્ત્રીત્વવાળો પુરુષ એના જેવું કદરૂપું, હાનિકારક, ને લજ્જામણું, તથા વિશ્વનિયમને ઉલટાવી નાખી સૃષ્ટિની વ્યવસ્થા બગાડનારૂં બીજું કાંઈ નથી. પાલન પોષણ આદિ મૃદુ ભાવ સ્ત્રીનો છે, ઉત્પાદન ઉપાર્જન આદિ વિક્રમભાવ પુરુષનો છે, ને તેને પ્રત્યેક યથાર્થ બજાવે તેમાંજ તેમની મહત્તા છે. ત્યારે સમાનભાવનો અર્થ શો કરવો? સમાનભાવનો અર્થ સજાતીયપણું એમ કરાતો હોય તો તે ગ્રહણ કરવામાં કશી હરકત નથી, પણ તે વખતે આપણી તકરાર નિર્મૂલ થઇ પડેછે, કેમકે સ્ત્રીઓ માણસ નથી, કે તેમને વિદ્યાની કે જ્ઞાનની કે ફરવા હરવાની ખાના પીવાની જરૂર, જેટલી પુરુષોને છે, તેટલી નથી એમનો કોઇ કહેતું નથી, એટલે એ રીતે સજાતીયતારૂપ સમાનતા તો સર્વત્ર છેજ. એટલે સમાન હકની વાતો કરવી તે ચર્વિતચર્વણ, પિષ્ટપેષણ છે; સુધારાની ખુમારીએ ચઢી પરાક્રમ બતાવવા માટે કેવલ કલ્પી કાઢેલા કુધારાની મારવા કાઢેલી મૂર્તિ છે. ઘણાકને એ ટેવ હોયછે, કે અમુક વાતની યથાર્થ હકીકત શું છે તે બાજુ ઉપર રાખી, પોતાની કલ્પનાથીજ એક વાત ખડી કરે છે, ને પછી તેને રમાડવામાં મારવામાં નિર્મૂલ કરવામાં પોતાની હોશીઆરી દાખવે છે. આવી તકરારોથી કશો લાભ થતો નથી, કેમકે જે કલ્પવામાં આવીછે તેવી સ્થિતિ કલ્પનારના મન સિવાય કહીંપણ છે નહિ.

સ્ત્રીઓનું સ્થાન ઘરમાંજ છે, ત્યાં તે ત્યાંનીજ દેવી છે; પુરુષોનું સ્થાન બહાર છે, તે ત્યાંનાજ રાજા છે. પણ હજુ સમાન હકવાળા તકરાર લાવશે કે એમ પણ સ્ત્રીઓને પુરુષની બરાબર પરણવા વગેરેની છૂટકો નથી આપતા? આ વાતમાં નિર્ણય એટલોજ છે કે જેમ હાલ એ બાબતનો છેવટ નિર્ણય છે તેમ બધું બરાબરજ છે, ને યદ્યપિ બાલલગ્નની રીતિ વગેરે કેટલાક સુધારાની

અતિશય તાત્કાલિક જરૂર છે, તથાપિ એકંદર મૂલ શાસ્ત્રોક્ત લગ્ન સ્વરૂપમાં કશો ફેરફાર કરવાની જરૂર નથી. આ વાત અત્રે ચર્ચવાથી વિષયાન્તર થઈ જાય, પણ જ્યારે આવોજ અમારો નિશ્ચય છે ત્યારે અમે ફરીથી કહી શકીએ કે પરણવા વગેરેમાં સ્ત્રીઓ ને પુરુષો વચ્ચેના રીવાજમાં ફેરફાર છે તેથી પણ સમાનતા બગડતી નથી.

આ બાબતવિષેના ઘણા ખરા વિચારો "નારી પ્રતિષ્ઠા" એ નામના પુસ્તકમાં જણાવેલા છે, તેમાં જેને જોવું હોય તેને સ્પષ્ટ વિવેચન મળી શકશે. આપણા દેશમાંજ આવા વિચાર છે એમ નથી, પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીસ્વાતંત્ર્ય માટે અગ્ર પદે ગણાયલા અમેરિકામાં પણ હમણાંજ "ઓપન કોર્ટ" નામના પત્રના એક અંકમાં એક વિદ્વાને સ્ત્રીપુરુષના સંબંધ બાબત આવાજ વિચારો દર્શાવેલા છે. પ્રોફેસર છન્નિસવાલાએ જે ભાષણ કર્યું તેમાં તેણે પણ આવાજ કેટલાક વિચારને ધોરણે ચર્ચા કરી હતી તો તેમાં તેણે શું અયોગ્ય કર્યું હતું? શું ખોટું કહ્યું હતું? કે શું પાપ કર્યું હતું? તે અમે તો જોઈ શકતા નથી. દુનીયાં સત્યવક્તાને સહન ન કરી શકે તો તેટલું તેનુંજ દુર્ભાગ્ય છે, પણ જ્યારે સત્યવિચાર જણાવનારને દમવાપણું જાય ત્યારે તેનો વિપત્ત વખત છે એમજ માનવું.

---

## ગુલાબસિંહ.

### પ્રકરણ. ૩

મર્ફ્યેન્ડ જે સ્થાનમાં રહેતો હતો ત્યાં ત્રણ ઓરડા હતા જેમાંના બે એકથી બીજામાં જવાય એવા હતા, ને ત્રીજો જુદો હતો તેમાં પોતે સુઈ રહેતો. અંધકારગર્ભ અગાધ ગર્ત ઉપર લટકી રહેલી, પર્વતની એક કડણ ઉપર એ સ્થાન ઓપેલું હતું. જે ઓરડામાં લાલાજી દાખલ થયો તેમાં કોઈ હતું નહિ, એટલે ધીમે પગલે એણે આગળ જઈ બીજા ઓરડાનું બારણું ઉઘાડ્યું. પણ ઉઘાડનાની સાથેજ ઉંબરા ઉપરથી પાછો પડ્યો, કેમકે કોઈ અતિ માદક સુગંધનો નાકમાં થઈ મગજને ઝાટકો લાગ્યો; એક પ્રકારના ધૂમસથી જાણે હવા ગાઢ થઈ ગઈ હોય તેવું એને લાગ્યું; કેમકે આ ધૂમ્ર ઠેક સ્થાન ન હતો, પણ બરફના રંગના વાદળા જેવો, ધીમે ધીમે હાલતો ને ઉપરા ઉપરી મોજે ચઢી ઝોકાં ખાતો, નિયમિત ગતિ કરતો, જણાતો હતો. લાલાજીના શરીરમાં મરણનું શીત ઢળી ગયું હોય તેવી ટાઢ ચઢી ગઈ, ને

રીતે જે શુદ્ધ સૂક્ષ્મસૃષ્ટિ છે તેનો સંબંધ સંભવે છે પેલા તારા ઉપર સ્થિર-વૃત્તિથી જોઈ રહે."

લાલાજીએ એ આજ્ઞા માથે ચઢાવી, ને મત્સ્યેન્દ્ર અંદર ગયો; અંદરના ઓરડામાંથી, પૂર્વે જે ધૂમ લાલાજીને પ્રાણઘાતક નીકળ્યો હતો તે કરતાં વધારે ફીકો અને સુગંધમય ઝીણો ધૂમ્ર બહાર આવવા લાગ્યો. એનો સ્પર્શ થતાંજ લાલાજીના અંગમાં સહજ કંપનો આંચકો લાગ્યો, ને એની નાડીએ નાડીમાં ચમકારો વ્યાપી ગયો. જે જડતા વ્યાપવા લાગી ને વર્તતી ચાલી, છતાં ચૈતન્ય શૂન્ય ન થયું, લાલાજીએ પેલા તારા ઉપરથી દૃષ્ટિ ખસેડી નહિ, એ તારાનો અણુરૂપ પરિધ અતિ વિપુલ વિસ્તાર પામવા લાગ્યો, એનો પ્રકાશ ધીમે ધીમે વધારે સ્વચ્છ અને મૃદુ થવા લાગ્યો, ને વિસ્તાર પામતે પામતે ચોતરફ છવાયો, આખી સૃષ્ટિને જાણે ગળી ગયો. ચાંદની ચંદ્રપ્રકાશ જેવી સર્વત્ર વ્યાપેલી પ્રભામાં મસ્ત થતાં એને એમ લાગ્યું કે માથામાંથી જાણે કોઈ બાંધી રાખતી સાંકળનો અંકોડો તૂટ્યો હોય તેમ, ટાઈક તૂટ્યું, ને તેજ ક્ષણે કોઈ દિવ્યસ્વાતંત્ર્ય, કોઈ અપૂર્વ આનંદ કોઈ અગાધ ચિત્પ્રસાદ, કોઈ વિલક્ષણ લઘુતા, એને એ પ્રભામય વિશ્વમાં જાણે ઉપાડી ચાલી. એ ક્ષણે "તારે હવે સૃષ્ટિ ઉપર શું જોવું છે?" એમ મત્સ્યેન્દ્રે પૂછ્યું. લાલાજીએ અંતર્ગત જ ઉચ્ચાર કર્યો 'ગુલાબસિંહ અને રમા." બોલતાંની સાથેજ એ રૂપેરી પ્રકાશ જેમાં શુદ્ધ સત્ત્વપ્રભા વિના બીજું કાંઈ વરતાતું ન હતું તેમાં ત્વરાથી અનેક સૃષ્ટિ નાના વનપ્રદેશાદિ ક્રમે ક્રમે આવી જવા લાગ્યા, છેવટે એક નાની ગુફા તથા ચોતરફ છવાયલી વસંત જેવી વનશ્રીના અને એક નાની નદીના મીઠા તરંગ એ પ્રકાશમાં સ્થિર થયા, થોડેક દૂર એક ભવ્ય શિવાલય હતું, ને એ સર્વ ઉપર અતિ સુન્દર રીતે વિસ્તરેલા ચન્દ્રપ્રકાશમાં ગુફાની બહાર તથા નદીના કીનારા ઉપર બે આકૃતિઓ જણાઈ, તેને વખતે બોલતી પણ એણે જોઈ. ગુલાબસિંહ એક પથરા ઉપર બેઠો હતો, ને રમા લીલી ઘાસ ઉપર લાંબી થઈ પડી એની નજરે એના મુખમાંથી, ઉદાર પૂર્ણપ્રેમ જે અમૃત પ્રેમીની દૃષ્ટિમાંથી પીએ છે, તે અવર્ણ્ય રીતે પીતી હતી, ને સુખની પરાકાષ્ઠામાં જણાતી હતી. વળી મત્સ્યેન્દ્રે પૂછ્યું "એમની વાતચીત સાંભળવી છે?" તુરતજ લાલાજીએ વાણીવિનાજ ઉત્તર આપ્યું "હા" એમની વાણી એને કાને આવવા લાગી, પણ તે એટલી ધીમી, એટલી મૃદુ, કે જાણે સ્વર્ગના કોઈ દેવ તરફથી અતિ દૂર રહે તે બોલાતી હોય.

રમાએ કહ્યું "એમ કેમ છે, પ્યારા! કે તમને અજ્ઞાનના લવારા સાંભળવામાં આનંદ પડે છે?"

"કારણ કે હૃદય છે તે કદાપિ અજ્ઞાનવાળું નથી; રસવૃત્તિનો પ્રભાવ પણ બુદ્ધિના પ્રભાવ જેટલોજ ચમત્કારિક છે. પ્રસંગે પ્રસંગે તું મારા તર્કવિતર્કની વાણી જેમ સમજી શકતી નથી, તેમ હું પણ તારી રસવૃત્તિમાંથી અનેક એવા અગમ્ય ઉદ્ગાર સાંભળું છું."

"એમ શામાટે બોલોછો?" રમાએ જરા ઉંચાં થઇ એને ગળે પોતાના હાથ વીંટી હસતેવદને કહ્યું "અગમ્ય ઉદ્ગાર એજ પ્રેમની ભાષા છે, ને પ્રેમજ તેનો અર્થ સમજી શકેછે. જ્યાંસુધી મેં તને યથાર્થ ઓળખ્યો ન હતો, જ્યાંસુધી મેં તારા આત્મામાં આત્માને મેળવ્યો ન હતો, જ્યાંસુધી હું તારાં પગલાં વાગતાં સાંભળવા ઉત્સુક થઇ કાન માંડી રહેવા શીખી ન હતી, રે! તું ન હોય તો પણ તને સર્વત્ર દેખતી ન હતી, ત્યાંસુધી મને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હતો કે સમષ્ટિ અને વ્યષ્ટિને કેવો દૃઢ અને નિવત સંબંધ છે... ......છતાં જે હું પૂર્વે માનતી તેની મને હાલ ખાતરી થઇછે, કે જે વૃત્તિથી હું પ્રથમ તારા તરફ ખેંચાતી હતી તે પ્રેમ ન હતો. એ વાત હું વર્તમાનને ભૂત સાથે સરખાવવાથી સમજી શકું છું, એ વૃત્તિ કેવલ આત્મિકજ હતી. હવે હું તારે મોઢેથી એમ સાંભળવું સહન પણ ન કરી શકું 'રમા! તનેજ જોઇનેજ સુખ માનું.'"

"અને હું તને હવે એવું કહી પણ ન શકું. રમા! મને અનેકવાર 'હું સંપૂર્ણ સુખી છું' એમ કહેતી તું કંટાળ નહિ."

"સુખી! તું સુખી ત્યાંસુધી હું સુખીજ છું. પણ મારા પ્રાણ! કોઇ કોઇવાર તમે એવા દુઃખી જણાઓ છો!"

"કારણ કે જીવિત એટલું ટુંકું છે; આપણે છેવટ જુદાંજ પડીશું! કારણકે આ ચન્દ્ર, જ્યારે બુલબુલ તેને અભિનંદતું નહિ હોય, ત્યારે પણ પ્રકાશ્યાં જશે! થોડાંક વર્ષ પછી તારાં નયન ઝાંખાં થશે, તારા રમણીય સુરેખા કરમાઇ જશે."

"અને, રે નિર્દય!" રમાએ બહુ આર્દ્રભાવે કહ્યું "તારા ઉપર તો વર્ષોની અસર હું કદીજ નહિ દેખું! પણ આપણે ભેગાંજ ઘરડાં થઇ શું ને જે વિકૃતિ થશે તેને આપણી આંખો સહેવાતી આવતાં, આપણો પ્રેમ અખંડજ રહેશે."

વાળો જાણતી હતી તે તારા પ્રિયતમવિષે તું કાંઈ વિશેષ જાણવાની જિજ્ઞાસા નહિ કરે ?"

–"લેશ પણ નહિ. પોતાના પ્રિયનું જે જાણવાની કોઇને ઈચ્છા થાય તેટલું હું ક્યારની એ જાણુ છું; ને તે એ કે તું મારો છે."

મેં તને કહેલુંજ છે કે મારૂં જીવિત ઇતર લોકના કરતાં વિલક્ષણ છે; તો તું તેની સભાગી નહિ થાય ?"

"થયેલીજ છું."

"પણ જો આવીને આવી જવાની અને કાન્તિ નિરંતર રાખી શકાતી હોય, બધી-દુનીયાં આપણા આગળથી ચાલી જાય પણ આપણે રહ્યાં કરીએ, ને ભોગવીએ એમ થતું હોય......"

"આપણા મરણપછી સ્વર્ગમાં તેમ થશેજ."

ગુલાબસિંહ જરા વાર મૌન ધરી રહ્યો, ને પાછો બોલ્યો "તને એક વાર એવાં સ્વપ્ન આવતો કે તારા ભાગ્યમાં આ દુનીયાંનાં માણસોના કરતાં કોઇ વિલક્ષણ ઉદર્ક લખાયલો છે, તે બધા તું સ્મરણમાં લાવી શકતી નથી ?"

"મારા પ્રાણ ! તે ઉદર્ક આજ સાપડી ચુકેલો છે."

"ત્યારે તને ભવિષ્યમાં શુ થશે, તેનો ભય નથી ?"

"ભવિષ્ય ! હું તે વિસરી ગઇછું. ભૂત ભવિષ્ય વર્તમાન ત્રણે તારા પ્રીતિસ્મિતમાંજ સમાયલાં છે. ગુલાબસિંહ ! બાલકપણમાં મને જે ગાંડાં સ્વપ્ન આવતાં તે સંભારી મારી મશ્કરી ના કર. એ ગાડાબળ તારો સહવાસથી ઉડી ગયું છે. ભવિષ્ય ! જો ભવિષ્યનો વિચાર કરવાનો સમય આવશે તો હું પ્રભુના સામું જોઇશ, અને જે આપણા પ્રારબ્ધને દોરે છે તેને સંભારીશ."

આટલું બોલી, એણે જેવી ઊંચી નજર કરી કે તુરત એક અતિ શ્યામમેઘ એ આખા પ્રતિબિંબ ઉપર છવાઇ ગયો; ચન્દ્ર ઢંકાઇ ગયો, નદી ઝાંખી થઇ ગઇ, પર્વતો દૃષ્ટિમાંથી જતા-રહ્યા, છતાં પેલી બે આકૃતિનું દર્શન કોઇ પ્રકારે પણ ચાલતું રહ્યું. એકનું વદન ભક્તિમાં ગરક, ગંભીર, અને આનંદફુલ્લ હતું; બીજાનું ઘેરાઇ ગયેલું, વિચારગ્રસ્ત, અને પોતાની નિત્ય પરિચિત ઉદાસીન કાન્તિ અને ગાઢશાન્તિ કરતાં કોઇ અધિક સજાતીય ભાવમાં વિલીન હતું.

"ઉઠ" મત્સ્યેન્દ્રે કહ્યું "તારી કસોટી હવે શરૂ થઇ. ઘણા એવા ધૂતારા થઇ ગયા છે કે જેણે તને દૂર પડેલાં મનુષ્યનું દર્શન કરાવ્યું હોત, અને તારા આગળ અનેક સાધન, ઉપાસન, હઠ, મન્ત્ર, તન્ત્ર, જપ, તપની વાતો કરી તને ભડકાવ્યો હોત. હું તને એ બધાંનાં પુસ્તક દેખાડીશ, તને સમ-

જાશે કે એ લોકો દેવાલયનાં પગથીઆં ઉપરજ અથડાઇ પડ્યાછે, ને એમ ધારી ઠગાયા છે કે અમે તો ઠેઠ ગર્ભાગારમાંજ રમીએ છીએ. એક એકનાં નામ લઇને ગણાવું. મેં જે યુગે યુગે ને મન્વન્તરે મન્વન્તરે એવા ધૂતારાની વાણીઓ સાંભળી છે, કરણીઓ જોઇ છે, તેનાં વર્ણન કરવા બેસું તો બેટા! તને કંટાળો આવે. પણ જાણ કે ખરો રસ્તો જે અસારે તારા આગળ મૂક્યો છે તે વિના બીજો નથી. હું તને પાનાં પોથાંમાંની વાતો તો એટલી એટલી સમજાવી દઉં કે તું કોઇ વડો પંડિતરાજ થઇ રહે. પણ તારી વૃત્તિ શુદ્ધ તત્ત્વ જાણવાની છે, ને તે તને મળશે. જા સુઇ રહે. કશું વાંચીશ નહિ, વિચાર, કલ્પના કર, સ્વપ્નેચઢ, ને બને તો ગાંડો થઇ જા. વિચારના ઘોટાળામાંથીજ છેવટ શુદ્ધ વિચારનો આકાર ઉપજી આવે છે. મધ્યરાત્રી પૂર્વે મને ફરી મળજે." (અપૂર્ણ).

## ગ્રંથાવલોકન.

**૧ બાહ્ય વસ્તુનીસાથે માનવ પ્રકૃતિના સંબંધવિષે વિચાર*:—** જેવું દૃશ્યમાન ભૌતિક જગત્ છે તેવું અપરિદૃશ્યમાન પણ સત્યરૂપ માનસિક અને આત્મિકજગત પણ છે. જ્યાંસુધી ભૌતિક પદાર્થોનો આધ્યાત્મિક (માનસિક તથા આત્મિક) પદાર્થો સાથેનો જે અવિકલ સંબંધ છે તે સમજાતો નથી ત્યાંસુધી સુખની ઉત્પત્તિ થતી નથી. એટલુંજ નથી પણ દેશકાલાદિથી પરિમિત થયેલાં પ્રાણી પદાર્થોની પ્રકૃતિ (કાયિક, માનસિક) સર્વદા તેમના જે બાહ્ય સંસર્ગ હોય તેને અનુકૂલ થયેલી હોયછે, એવોજ વિશ્વક્રમનો નિયમ છે, ને તેથી તે તે સ્થાને, તે તે અનુકૂલતાથી જે સુતર સુલભ ને સુખપ્રદ હોય તે નિયમની યથાર્થ આલોચના ન કરવી, ને તેથી અવળે રસ્તે જવું, સર્વ દુઃખનું નિદાન છે. જે ગ્રંથવિષે આપણે બોલીએ છીએ તેમાં જે સિદ્ધાન્ત પ્રતિપાદન કરવામાં આવ્યો છે તે એજ પ્રકારનો છે; ને અનેક ઉદાહરણ પ્રત્યુદાહરણોથી એ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ કરીછે કે (૧) કાયિક તથા માનસિક, એવી જે સૃષ્ટિ છે તેને સુતરાં દૃઢ સંબંધ છે ને તેના વિકાર પરસ્પરને અસર કરેછે; તથા (૨) એ ઉભયમય સૃષ્ટિનો પરસ્પર તથા બાહ્ય સૃષ્ટિસાથે જે અનાદિસિદ્ધ સંબંધ છે તે પાલવાથી સુખ થાયછે, ને તે તોડવાથી દુઃખ ઉદ્ભવેછે, જે દુઃખ પણ વસ્તુતઃ દુઃખ નથી, પણ સુખે લઇ જવાનું ઓસડ છે. મૂલ અંગરેજીમાં "કાન્સ્ટિટ્યુશન ઓફ મેન" એ ના-

* ભાષાન્તર કર્તા રા. નારાયણ હેમચંદ્ર, અમદાવાદ યુનિયન પ્રેસ.

મનો ગ્રંથ દાક્તર કુમ્બે લખેલો તેનો બંગાલીમાં સારસંગ્રહ થયેલો; તેનું ગૂજરાતી ભાષાન્તર કરી રા. નારાયણ હેમચંદ્રે ગૂજરાતી વર્ગને પણ એ અગાધ અને અતિ ઉપયોગી વિષયનું મનન કરવાનો પ્રસંગ આપ્યો છે એ બહુ સારી વાત થઇ છે. આવા ગ્રંથો સર્વને વાચવાની આવશ્યકતા છે, ને અમે અનેક વખત આ ગ્રંથ પ્રતિ મનુષ્યને વાચવાની ભલામણ કરીએ છીએ.

ગ્રંથકર્તાના આશયપ્રમાણે સુખ માત્ર વિદ્યા અને વિદ્યાની વૃદ્ધિ તથા તેથી ઉદ્ભવતા શોધમાંજ સમાયલું છે; કેમકે જેટલા સૃષ્ટિવિજ્ઞાનના નિયમો સ્પષ્ટ થશે તેટલું નિયમાનુસારી થઇ સુખી થવાશે. જ્ઞાન એજ સુખ એમ જે વેદાન્તડિંડિમ છે તે સર્વથા સત્ય છે એમ આ રીતે પ્રકારાન્તરે સ્થાપિત થાયછે, પણ આ ઉભય જ્ઞાનમાં કાંઇક ફરક છે જ્યારે દાક્તર કુમ્બ અથવા તેનો સાર ગ્રહનાર એવી નિરાશા જેવી વાત બતાવેછે કે આખી સૃષ્ટિના છે તેટલા નિયમ તો કોણ જાણે ક્યારેએ જણાશે, છતાં જ્ઞાનવાન્ થવા પ્રયત્ન રાખવામાંજ સુખ છે, ત્યારે વેદાન્તવાદવાળા સ્પષ્ટ ખાત્રીથી કહેછે કે આંતરજ્ઞાન અને બાહ્યજ્ઞાન ઉભયનું નિદાન જે ચૈતન્ય સર્વત્ર છે તેની એકતા ગ્રહવામાંજ, અનુભવવામાંજ, સુખમાત્રનું નિદાન છે. કિંબહુના એમ પણ વેદાન્ત રાજયોગમાં સ્પષ્ટ સમજાવ્યું છે કે પિંડ તેજ બ્રહ્માંડ છે, અને પિંડના સર્વ સ્વરૂપને યથાર્થ સમજતાં બ્રહ્માંડનું સ્વરૂપ પણ હસ્તામલકવત્ થઇ જશે, ને તેમ થતાં પિંડને બ્રહ્માંડ ઉભય એવાં એકરૂપે ચાલશે કે, જેને દા. કુમ્બ વિશ્વના સ્થાપિત નિયમના વિક્ષેપજન્ય દુઃખ બતાવેછે તેનો સંભવ પણ રહેશે નહિ. પિંડ બ્રહ્માંડનાં સાદૃશ્ય અને એકતા એવો જે આપણો વાદ તે અથવા તેવોજ વાદ પાશ્ચાત્ય વિજ્ઞાનકારોને અસ્વીકૃત છે એમ નથી; છતાં આ આખા ગ્રંથમાં આ યોગ કે આ વેદાન્ત જ્ઞાનનો ઈસારો પણ કરવામાં આવ્યો નથી, ઉલટું એક સ્થલે એમ હાસી કરવામાં આવીછે કે આપણાં પ્રાચીન શાસ્ત્રવાળાએ તો પદાર્થવિજ્ઞાન વિચાર્યાવિનાજ ગપ્પાં લખ્યાંછે!! વાસના અને વાસનાનો વિસ્તાર એજ દુઃખમાત્રનું વાસ્તવિક મૂલ છે, કેમકે તેનાથીજ પિંડ બ્રહ્માંડની એકતામાં વિક્ષેપ પેદા થાયછે, અથવા પ્રકૃત લેખકના શબ્દોથી કહીએ તો વિશ્વનિયમ બરાબર પળાતા નથી, વાસનાનો પરિત્યાગ કે પરિનાશ થઈ એકતા ગ્રહાય એમાં પરમ સુખ છે. આ ઉત્તમ તત્ત્વરહસ્ય લેખકના લક્ષમાં આવ્યું નથી, માત્ર તેણે તો ભૌતિક ને માનસિક સૃષ્ટિના જ્ઞાનના વધારે નિયમોનું અધિક અવગાહન કરવાની અશક્ય જેવી ભલામણ કરીછે, પણ સરલને સુસ્પષ્ટ જે પિંડાભ્યાસ તે તો જરાપણ સૂચવ્યો નથી. આનું એક કારણ

અમે એમ કહી શકીએ છીએ કે તેણે તટસ્થ કર્તારૂપ ઇશ્વરનું અસ્તિત્વ લઇ સૃષ્ટિકાર્યને તેની કૃતિરૂપે વર્ણવ્યું છે, એટલે તેના લક્ષ્યમાં જ્ઞાનના સતતૈક્યવિષે તથા તેથીજ પિંડ બ્રહ્માંડના સર્વાંશ ઐક્યવિષેનો સિદ્ધાન્ત આવ્યો હશે નહિ.

આટલું છતાં અમે ફરીથી કહીએ છીએ કે આ ગ્રંથ બહુ મનનપૂર્વક વાચવા યોગ્ય છે ને પ્રતિગ્રહસ્થના પુસ્તકસંગ્રહમાં હોવો જોઇએ.

૨ જટિલ પ્રાણપદ બંધ[1]:—આ નાનો ૨૫૯૮ પંચાવનનો લેખ અમારા આગળ બહુ વખતથી પડ્યોછે, ને તેની અવતરણિકા વાંચતાં અમને તેમાં કાંઇ ચમત્કાર હશે એમ લાગવાથી અમે તેનું અવલોકન કરતા પૂર્વે તેને વિચારવામાં વખત લીધોછે. એ અમારી આશા નિષ્ફલ થઈ નથી; એ ગ્રંથ છૂટક પદ્યો લખેલાં છે તેમાં જે કલ્પનાશક્તિ વપરાઇ છે તે ઉત્તમ પ્રતિની છે ને અધિક અભ્યાસથી સારી નીવડવાની આશા આપેછે. પ્રથમના ચંદ્ર અને કુમુદીના વિષયમાં જે રચના થઇછે તે કોઇ કવિને શોભાવે તેવી છે, ને તેમાંનો ગૂઢ વ્યંગ્યાર્થ રસિક હોય સર્વ સ્ત્રીપુરુષને ઉપદેશતા છે. ભાષા મધુરને સુસંસ્કારવાળી છે. ગ્રંથને જટિલપ્રાણ પદબંધ એ વિલક્ષણ નામ આપ્યુંછે તેનો મર્મ કાંઇ સ્પષ્ટ થતો નથી, પણ ઉત્સર્ગમાંની રીતિને આધારે એમ કાંઇક અનુમાન કરાય કે જટાશંકર અને પ્રાણશંકર નામના લેખકના કોઇ મિત્રોના યોગે આ પદ્યબંધ ઉદ્ભવ્યો હોય, ને તેથી પ્રેમોપહારદ્વારા તેમનાજ નામથી તેને અંકિત કર્યો હોય.

૩. સુંદરી ગુણમંદિર[2]:—આ ગ્રંથની બીજી આવૃત્તિ થયેલી જોઈ સંતોષ થાયછે કે એવા ઉપયોગી ગ્રંથનો જેટલો ખપ થવો જોઇએ તેટલો થવો જાય છે. અમને જોઇને સંતોષ થાયછે કે અમે પ્રથમાવૃત્તિ વખતે જે સૂચનાઓ કરી હતી તેમાંની ઘણી ખરી ગ્રંથકારે બીજી આવૃત્તિમાં દાખલ કરેલી છે, ને તે ઉપરાંત બાળકોના વિકાસ બાબતે એક ઉપયોગી વિભાગ પણ ઉમેર્યો છે. જો કે તે વિભાગમાં દવાના ઉપયોગ સંબંધે કેટલીક અગત્યની જાણવાજોગ હકીકત નથી આવી તોપણ એ એકંદર સમાજ ઉપયોગની છે. ગ્રંથ સર્વ સ્ત્રીઓને નિરંતર મનન કરવા યોગ્ય છે.

એ સિવાય સરસ્વતીચંદ્રનું અવલોકન, સમશ્લોકીભગવદ્ગીતા, સદ્ગુણસ્મરણ, રતિસાર ચરિત્ર. એ ગ્રંથો પહોંચ્યા છે તે ઉપકારસાથે સ્વીકારીએ છીએ.

---

૧ રચનાર રા૦ છોટાલાલ લક્ષ્મીરામ દવે ભાવનગર. ૨ રચનાર રા. મહાસુખરામ હરગોવનદાસ. મુંબઇ. મૂલ્ય રૂ. ૦-૧૦-૦ (બીજી આવૃત્તિ.

# પુસ્તકપ્રસારક મંડળીમાં મળનાં

## પુસ્તકો.

### सं० व्याकरण.

| | |
|---|---|
| शब्दरूपावली .... .... | ०-१-६ |
| धातुरूपावली .... .... | ०-३-० |
| समासचक्र .... .... | ०-१-० |
| लघुकौमुदी .... .... | १-०-० |
| सिद्धांतकौमुदी .... | २-०-० |
| सारस्वत त्रणवृत्ति .... | १-०-० |

### काव्य.

| | |
|---|---|
| काव्यप्रकाश .... .... | ४-८-० |
| सुभाषितावलि .... | ५-०-० |
| ,, रत्नभांडागार .... | ३-८-० |
| शारंगधर पद्धति .... | ५-६-० |
| कुमारसंभव सटीक .... | २-०-० |
| रघुवंश सटीक .... | १-०-० |
| ,, ,, मोटाक्षर.... | २-०-० |
| किरातार्जुनीय ,, .... | २-०-० |
| नीति वैराग्य शतक.... | १-०-० |
| कादंबरी .... .... | १-८-० |

### नाटक.

| | |
|---|---|
| मालविकाग्निमित्र ,, .... | २-२-० |
| मुद्राराक्षस ,, .... | १-१४-० |
| शाकुंतल ( मूल ) .... | ०-६-० |

### પ્રો૦ મણીલાલકૃત.

| | |
|---|---|
| સિદ્ધાંતસાર ... ... ... | ૩-૦-૦ |
| પ્રાણવિનિમય... ... ... | ૩-૦-૦ |

### શ્રી નથુરામ શર્માકૃત

| | |
|---|---|
| પરમપદબોધિની ... ... | ૧-૪-૦ |
| સ્વરોદય ... ... ... ... | ૦-૫-૦ |

### વેદધર્મસભાનાં.

| | |
|---|---|
| શ્રીમદ્ભાગવત ભાષાંતર... | ૮-૦-૦ |
| ,, ભગવદ્ગીતા ,, ... | ૦-૧૪-૦ |

### રા. ચુનીલાલ બાપુજીકૃત.

| | |
|---|---|
| સિકંદરનામું ... ... ... | ૧-૪-૦ |
| રોબીન્સન્ક્રુસો . ... ... | ૦-૭-૦ |
| ફ્રેન્ચરેવોલ્યુશન ... ... | ૦-૧૨-૦ |
| નીતિની શીખામણો ... | ૦-૨-૦ |
| પીટર ચરિત્ર ... ... ... | ૦-૧૨-૦ |

### કવિ નર્મદાશંકર કૃત

| | |
|---|---|
| નર્મકોષ ... ... ... .. | ૧૦-૦-૦ |
| નર્મગદ્ય ... ... ... . | ૧-૮-૦ |
| દ્રૌપદીદર્શન ... ... ... | ૦-૧૨-૦ |
| સુરતની હકીકત ... ... | ૦-૪-૦ |

### ગ. મહાસુખરામ હ. કૃત.

| | |
|---|---|
| સુંદરી સુબોધ... ... | ૦-૧૦-૦ |
| સુરતની ભૂગોળ .. ... | ૦-૧-૦ |

☞ જોઆ પાત્ર કરતા વધારે કીમત ।। આગાઉ મગાવે । તેને પોતાને ખર્ચે ગડગી પુસ્તકો મોકલી આપશે

# શ્રીમદ્ભગવદ્ગીતા.

---

(સંબંધ પાને ૧૮૯ થી)

## અધ્યાય ૯.

### श्रीभगवानुवाच.

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥
राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥
अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥
मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥
न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥
यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥
सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥
प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥
न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥
मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥
मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥
महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥
सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥
ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥
अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥
पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक्साम यजुरेव च ॥ १७ ॥
गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥
तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

અક્ષરાર્થ:—શ્રીભગવાન કહેછે:—(૧) તું જે અસૂયા વિનાનો છે તેને આ, વળી અત્યંત ગુહ્ય એવું વિજ્ઞાનસહિત જ્ઞાન કહુંછું, કે જેને જાણી તું અશુભથી મુક્ત થશે. (૨) એ ઉત્તમ જ્ઞાન રાજવિદ્યા, રાજગુહ્ય, પવિત્ર, પ્રત્યક્ષ જણાય તેવું, ધર્મયુક્ત, કરવાને સરલ, અને નિત્ય, છે. (૩) હે પરંતપ! આ ધર્મઉપર શ્રદ્ધા ન કરનાર પુરુષ, મને ન પામી, મૃત્યુ અને સંસારના માર્ગમાં આવજા કરેછે. (૪) મેં અવ્યક્તમૂર્તિએ આ આખું જગત્ વ્યાપેલું છે, ભૂતમાત્ર મારામાં છે, હું તેમનામાં નથી. (૫) વળી ભૂત મારામાં છે એમ નથી, મારો ઐશ્વર્યવાળો યોગ જો, ભૂતનું પોષણ કરવાવાળો તથા ભૂતભાવન છતાં મારો આત્મા ભૂતસ્થ નથી. (૬) જેમ આકાશમાં

મહાન તથા સર્વત્ર રહેલો વાયુ નિત્ય રહેલો છે, તેમ હે કૌંતેય, સર્વ ભૂત મારામાં છે એમ સમજ. (૭) કલ્પક્ષયે સર્વ ભૂત, હે કૌંતેય! મારી પ્રકૃતિને પામે છે, ને તેમને પાછાં કલ્પાદિયે સર્જુંછું. (૮) મારી પ્રકૃતિને અવલંબી, પ્રકૃતિના વશથી અવશ જેવો થઇ, હું વારંવાર અખિલ ભૂત સમૂહને સર્જુંછું (૯) તે તે કર્મ, હે ધનંજય! તે તે કર્મમાં અસક્ત રહી ઉદાસીનની પેઠે રહેલ મને બંધન કરતાં નથી. (૧૦) હું અધ્યક્ષ રહી પ્રકૃતિને સચરાચર કરાવું છું, ને એજ હેતુથી, હે કૌંતેય! જગત્ વિપરિવર્તેછે. (૧૧) માનુષી તનુનો આશ્રય કરેલા મારી, મહલોક, ભૂતમહેશ્વર એવો મારો પરભાવ જાણ્યાવિના, અવજ્ઞા કરે છે. (૧૨) વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મવાળા, વ્યર્થ જ્ઞાનવાળા, એ મૂર્ખ લોક, રાક્ષસી અને આસુરી એવી મોહક પ્રકૃતિનો આશ્રય કરેછે. (૧૩) પણ હે પાર્થ! મહાત્માઓ તો દૈવી પ્રકૃતિનો આશ્રય કરી, મને ભૂતમાત્રના નિત્ય નિદાનરૂપ જાણી, અનન્ય મનથી ભજેછે. (૧૪) નિરંતર મારૂં કીર્તન કરતા, પ્રયત્ન કરતા, દૃઢવ્રતવાળા, ને મને, ભક્તિથી નમતા, નિત્ય યુક્ત હોઇ ઉપાસે છે. (૧૫) બીજા જ્ઞાનયજ્ઞથી પણ યજન કરતાં મને ઉપાસે છે, તે એકત્વથી, પૃથક્‌ત્વથી, બહુતાથી, સર્વ પ્રકારથી. (૧૬) હું ક્રતુ છું, હું યજ્ઞછું, સ્વધાછું, ઔષધછું, મંત્રછું, ઘૃતછું, અગ્નિછું, ને હું હુત છું. (૧૭) આ જગતનો હું પિતા, માતા, ધાતા, પિતામહ, છું, હું પવિત્ર વેદ્ય છું, ઓંકાર છું, ઋક્‌સામયજુઃ છું; (૧૮) ગતિછું, ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, મિત્ર, પ્રભવ, પ્રલય, સ્થાન, નિધાન, ને નિત્યબીજ, છું. (૧૯) હું તપુંછું ને હું વર્ષનો ગ્રહણ અને ઉત્સર્ગ કરૂંછું, ને હે અર્જુન! અમૃત તેમ મૃત્યુ, સત્ તથા અસત્, હુંછું.

વિવેચન:—સર્વ દ્વારનો નિરોધ કરી, ઉર્ધ્વ નાડીદ્વારા, અર્ચિ આદિ માર્ગે ચઢી, જે મોક્ષ થાય, તેનુ વિવેચન આગળના અધ્યાયમાં કર્યુંછે. આવો યોગમાર્ગ તેજ શું મોક્ષમાર્ગ છે? તેના વિના બીજો માર્ગ નથી? આવી શંકા સહજમાં થાય છે, તેના સમાધાન માટે આ અધ્યાય પ્રવર્તે છે. ગમે તેવો યોગ કરો, ગમે તેવી ભક્તિ કરો, પણ રાજયોગ અથવા નિર્વિકલ્પ સમાધિ વિના એ બધું નિષ્ફલ છે. એ સમાધિ પરમ વિરાગ વિના પ્રાપ્ત થતી નથી, ને વિરાગ થયા પછી જ્યારે વાસનામાત્રનો ક્ષય થાય, ત્યારે સર્વ બ્રહ્મમય છે એવું અદ્વૈત પ્રત્યક્ષ અનુભવાય. એજ મોક્ષ, એજ સર્વ યોગ કર્મ તપ ધ્યાન ભક્તિ આદિનું આખર ફલ. જો એ ફલ ન થાય તો કર્મમાત્ર વ્યર્થજ. આમ કહેવાથી એમજ સિદ્ધ થાયછે કે જ્ઞાનથીજ મોક્ષ છે, ને યોગ કરવો એજ એક મોક્ષ માર્ગ નથી. એ જ્ઞાન સમજતાં જે નિર્વિ

કલ્પ સાક્ષાત્કાર થાય તેને રાજયોગ કહેછે. એ રાજયોગનું તત્ત્વ આ અધ્યાયમાં શ્રીપરમાત્મા સમજાવે છે. આઠમા અધ્યાયમાં યોગક્રમને ઉપયુક્ત થાય એ પ્રમાણે ધ્યેય બ્રહ્મનું સગુણ વર્ણન કર્યુંછે, ને તેની ગતિ સમજાવી છે; આ અધ્યાયમાં જ્ઞેય બ્રહ્મનું નિર્ગુણ સ્વરૂપ બતાવી રાજયોગનો વિવેક કરશે. માટેજ "વળી" એમ કહીને હવે જે કહેવાનું છે તેની, પૂર્વે જે કહ્યું તે કરતાં વિલક્ષણતા જણાવી છે. એ જ્ઞાન કોને આપી શકાય તે જણાવવા કહેછે કે અસૂયા એટલે ઈર્ષ્યા, આ મારૂં, આ પારકું,' એમ ભેદબુદ્ધિ ગટી જવાથી જેને જરાપણ દ્વેષભાવ નથી, એવા યોગ્ય અધિકારીરૂપ જે તું, વિવેક વિરાગ શમાદિ પટ્સાધન એ સામગ્રી સંપન્ન હોય મુમુક્ષુ છે, તેને હું એ રાજયોગનું જ્ઞાન કહું. એ જ્ઞાન અત્યંત ગુહ્ય છે, કેમકે જેને તેને અપાય તેવું નથી, શાથી કે અનધિકારી તેનો દુરુપયોગ કરે તેમ છે. તને હું તે વિજ્ઞાનસહિત એટલે જ્ઞાન અને તે જ્ઞાનનો અનુભવ એ સહિત કહું છું. બ્રહ્મજ્ઞાનનું સ્વરૂપજ એછે કે જ્ઞાન અને અનુભવ બે એક રૂપજ છે, જુદાં નથી, તેથી તે બન્ને કહીશ એમ શ્રી પરમાત્માએ કહ્યુંછે. એ જ્ઞાનથી અશુભ એટલે વાસનાજન્ય દુઃખમાત્ર તેમાંથી તું મુક્ત થશે, જીવતો પણ મોક્ષ ભોગવી શકશે, જીવન્મુક્ત થશે. એ જ્ઞાન વિદ્યામાત્રમાં રાજા જેવું છે, ગુહ્ય રાખવાની વાતમાત્રમાં પણ રાજા જેવું છે, માટે તે રાજવિદ્યાને રાજગુહ્ય છે, પવિત્ર છે અર્થાત્ જાણતા સાથેજ પાપમાત્રનો ક્ષય કરે તેવું ઉત્તમ પવિત્રતાવાળું છે. વળી પ્રત્યક્ષ અનુભવમાં આવે તેવું છે કેમકે આત્મા સર્વત્ર છે, ને તેનુંજ તે જ્ઞાન છે. ઉપરાંત વળી એ જ્ઞાન ધર્મયુક્ત, શાસ્ત્રે પ્રતિપાદન કરેલામાં સર્વોત્તમ છે, તથા સાધવાને બહુ સરલ, અને ફલ આપવામાં નિત્યફલ આપનારૂં એવું છે. એટલે કષ્ટમય યોગમાર્ગ કરતાં બહુ સારૂં અને સુલભ છે, ને તેથીજ ઉત્તમ છે. આવું જે સરલને ઉત્તમ જ્ઞાન તે સર્વે લોક પામતા કેમ નથી? કરતા હોય તો સંસારનો નાશ થાય, એ શંકાનું ઉત્તર કરેછે કે અનેક મલિન વાસનાથી ઘેરાઈ જઇ, ઘણાંક આવા ઉત્તમ માર્ગઉપર શ્રદ્ધા કરતાં નથી, ને તેથી તેઓને શ્રદ્ધા ન થાય એટલે તે જ્ઞાન મળતું પણ નથી, ને ન મળે એટલે જન્મ મરણથી તે છૂટતાં પણ નથી, ને સંસારના પ્રવાહને વિઘ્ન આવતું પણ નથી. તે લોક મને નથી પામતા, એટલે હું જે સર્વરૂપ, પરબ્રહ્મ તેનો અનુભવ નથી કરી શકતા એમ સમજવું. આપ્રમાણે એ જ્ઞાનની સ્તુતિ કરી, અર્જુનને રુચિ પેદા કરી, હવે તેનો વિશેષ વિવેક વિસ્તારે છે; ને તેમાં "હું સર્વમય" એમ જે કહ્યું તે અંશને અવલંબી વિવેચન કરેછે. જે કોઇપણ પ્રમાણથી ન સમજી શકાય તે અવ્યક્ત,

એવી અવ્યક્ત છે મૂર્તિ જેની એવા મેં અર્થાત્ સર્વરૂપ ચૈતન્યે આ આખું જગત્ સંપૂર્ણ રીતે વ્યાપેલું, ભરાયલું, છે: ભૂતમાત્ર ચૈતન્યમાં છે, ને ચૈતન્ય તેમનામાં નથી: એટલે ભૂતમાત્ર જે પોતપોતાને રૂપે વરતાયછે, તથા છે, તે માત્ર બ્રહ્મ (ચૈતન્ય) ની સત્તાને લીધેજ, બાકી એ સત્તા ન હોય તો સર્વના અભાવે જેમ પદાર્થમાત્રનો અભાવ સમજાય છે તેમ કાંઇ સમજાય નહિ. માટે ભૂતમાત્ર બ્રહ્મમાં છે. પણ એ ભૂત પોતે એકલાં કદાપિ હોઇ શકે, તો તે કોઇ પણ પ્રકારથી પોતેપોતાનું, તેમ પોતાનું પારકાને, જ્ઞાન પેદા કરી શકે નહિ, તેથી એમ કહ્યુંછે કે બ્રહ્મ ભૂતમાં નથી. ત્યારે ભૂતમાત્ર મારામાં છે એમ કહેવાથી આધારાધેય સંબંધ થયો તે ટાળે છે કે મારામાં ભૂત છે તેનો અર્થ કશો સંબંધ છે એમ નથી, પણ, તું મારો યોગ એટલે મારૂ ઐશ્વર્યવાળું સિદ્ધિબલ જો કે ભૂતમાત્રને પોષણ કરનાર એટલે તે તે રૂપે સ્થિતિએ જ-ણાવનાર, તથા ભૂતભાવન એટલે ભૂતમાત્રને સત્તા અર્પનાર હું છું, છતાં તે બધાં મારા કોઇ અમુક સબંધે છે એમ નથી, તેતો માત્ર મારામાં કલ્પાયલાં છે, ને તેમ છે એટલે છીપ ને રૂપાને નામે કચરી નાખી હોય તો જેમ રૂપાને કાંઇ બાધ નથી, તેમ મારામાં કલ્પિત એવાં ભૂતથી મને કશો બાધ નથી. વળી એ વિના બીજો સંબંધ પણ ઘટી શકતો નથી. બ્રહ્મમા ભૂત તે કીયા સંબંધથી રહેછે? સંયોગ સંબંધથી-સમવાય સંબંધથી-કે તાદાત્મ્ય સં-બન્ધથી? સંયોગ કહો તો તે સર્વત્ર કે એકદેશી? સર્વત્ર સંયોગ સંભવે નહિ કેમકે બ્રહ્મ સર્વત્ર છે ને ભૂત તો એકદેશવર્તી છે. એકદેશી સંયોગ કહો તો બ્રહ્મ જે નિરવયવ છે તેને દેશ સંભવે નહિ. ત્યારે સમવાય સંબંધ કહો તો તે પણ ન સંભવે કેમકે ભૂત અને બ્રહ્મ તેમનો તંતુ અને પટ જેવો એ-કના નાશે બીજાનો નાશ થાય એવો અયુતસિદ્ધ સંબંધ નથી. તો તાદા-ત્મ્ય સંભવશે, પણ તે એ નહિ ચાલે, કેમકે ચૈતન્ય અને જડનું તાદાત્મ્ય સંભવે નહિ. માટે કલ્પિત સ્થિતિ અથવા અધ્યાસ એજ બ્રહ્મમાં ભૂતની સ્થિતિનું કારણ છે, ને જ્યાં જેનો અધ્યાસ હોય તેના ગુણદોષથી અધિકરણને કશો સંગ નથી એ આગળ બતાવ્યું છે, એટલે બ્રહ્મ ભૂતમાત્રનું અભિન્ન-નિમિત્તોપાદાન છતાં પણ નિર્વિકારી અને નિત્ય શુદ્ધ છે જે બે વસ્તુને કશો સંબંધ ન હોય તે બેનો આધારાધેય ભાવ સંભવે નહિ એમ માનવું ખોટું છે તે બતાવવા દૃષ્ટાંત કહેછે કે જેમ સર્વ વ્યાપી મહાવાયુ આકાશમાં રહેછે, આકાશ તેનો આધાર છે ને તે આધેય છે, છતાં તે બે વચ્ચે કશો સં-બંધ નથી, તેમ ભૂતમાત્ર મારામાં હોઇ શકે, ને છે. શ્રી રામાનુજાચાર્યે શ્લોક ૫-૬ નો અર્થ એમ કર્યોછે કે મેં અંતર્યામીરૂપે ચિત્ અને અચિત્

રૂપ જગત્ વ્યાપેલું છે, ને હું એમ ભૂતમાત્રમાં છું, તથા તે મારામાં છે. આમ છતાં ભૂત કાંઈ મને પેદા કરતાં નથી, હું તેમને આત્મા એટલે મનથી, ભૂતભાવન પેદા કરનાર છું. એમ હું સર્વનું કારણ છું તે ઉપર દૃષ્ટાંત કે જેમ આકાશમાં નિરાધાર રહેલો વાયુ પણ મારે આધારે રહેલો માનવો જોઇએ તેમ ભૂતમાત્ર મારા સંકલ્પને આધારે રહેલાં સમજવાં જોઈએ. આવી અર્થસંગતિ સુશ્લિષ્ટનથી કેમ કે એમ કરવાથી દૃષ્ટાન્ત વ્યર્થ જેવું થઇ પડે છે. સંકલ્પથી ભૂતને હું ઉત્પન્ન કરૂં છું એ પ્રતિજ્ઞા ઉપર આકાશમાં નિરાધાર રહેલા વાયુનો હું આધાર છું એ દૃષ્ટાન્ત યથાર્થ ઘટતું નથી.* અને અંતર્યામી કહો કે બ્રહ્મ કહો પણ છેવટ આધાર તેજ છે એમ માનવામાં કોઈની વિપ્રતિપત્તિ નથી. એટલે દૃષ્ટાન્તની જરૂર પણ નહિ જેવીજ છે. આમ હોવાથી વધારે સુશ્લિષ્ટ તો જે અર્થ આગળ આન કરવામાં આવ્યો તેજ લાગે છે. આ રીતે ભૂતમાત્રના અભિન્નનિમિત્તોપાદાનરૂપ છતે નિર્વિકાર બ્રહ્મનું સ્વરૂપ દર્શાવી આગળ બતાવે છે કે કલ્પાન્તે ભૂતમાત્ર પ્રકૃતિ એટલે ત્રિગુણાત્મક મૂલ પ્રકૃતિમાં વિલીન થાયછે, તે પ્રકૃતિ મારી એટલે મારામાં રહેલી, મારે આધીન છે, ને તેથીજ કલ્પનો પાછો આરંભ થાય ત્યારે હું એ પ્રકૃતિનો અધ્યક્ષ થઇ એટલે તેને માત્ર સત્તા સ્ફુર્તિ અર્પનાર હોઇ, એનામાંથીજ પાછો બધો સર્ગ વિસ્તારાવું છું. એમ પ્રકૃતિને વશ રહી, જાતે અવશ હોય તેમ, વારંવાર કલ્પે કલ્પે, સૃષ્ટિને બ્રહ્મ વિસ્તારે છે, તે જાતેજ નહિ, પણ ઉપર સમજાવ્યું તે રીતે. આ બધાં કર્મોથી બંધન થવાનો સંભવ આવે, પણ તે નિરંતર ઉદાસીન એટલે ફલાભિસંધિની વાસનાથી રહિત બ્રહ્મને કદાપિ આવતો નથી. જે કર્મમાં આસક્ત એટલે ફલાભિસંધિ રહિત હોય તેને તે કર્મ બંધન કરતું નથી, માત્ર સ્વભાવવશાત્ થવાનું તે થાય છે, એમ સિદ્ધાન્ત છે. હું પ્રકૃતિને સત્તા સ્ફુર્તિ અર્પી તેનાથીજ સર્વ કરાવું છું એટલે મને કશો બાધ નથી. એમજ આખું જગત્ કલ્પે કલ્પે વિપરિવર્તે છે પ્રવર્તે છે. વિપરિવર્તતેછે એ શબ્દ મૂલમાં છે તેનો અર્થ સર્વ ટીકાકારો પ્રવર્તેછે એવો કરેછે, પણ મને એમ લાગેછે કે વિ ને પરિ બે ઉપસર્ગ સાથે વૃત્ ધાતુ મૂકવાનો આશય એવો છે કે જગત્ માત્ર ઉપર સમજાવ્યા પ્રમાણે ઉદ્ભવતું હોવાથી, બ્રહ્મના વિવર્તરૂપ અને પ્રકૃતિના પરિણામ રૂપ છે. આમ વિ ને પરિ બે ઉપસર્ગથી વિવર્ત અને પરિણામ બેનો બોધછે એમ લાગી શકે છે. આવો વિવેક હોવો આવશ્યક છે કેમકે ભૂતમાત્રનું જે વાસ્તવિક ઉપાદાન અજ્ઞાન તેનાથી અભિન્ન હોવાથી બ્રહ્મપણ ઉપાદાન ગણાય છે. બ્રહ્મતત્ત્વ આ પ્રમાણેછે, ને જે તે બ્રહ્મને સાક્ષાત્ અનુભવનારા

મહાત્માઓ કૃતબુદ્ધિ છે તેપણ તે રૂપજ છે, છતાં તેમને ઇતર મનુષ્ય જેવા દેહ જાણી મૂઢ લોક એવા બ્રહ્મરૂપની અવજ્ઞા કરે છે, પણ તેમનો ભૂતગ્રામથી મહેશ્વરરૂપે વિલક્ષણ એવો પરભાવ—બ્રહ્મભાવ—જાણતા નથી. એવા લોક બ્રહ્માનુભવ પામી શકતા નથી ને જે નીચ વાસનાથી તેઓ પ્રવર્તેછે તેથી તેમની બધી પ્રવૃત્તિ નિષ્ફલ થાય છે તેમની આશાઓ. તેમનાં કર્મ, તેમનું જ્ઞાન, બધું વ્યર્થ થાય છે, કેમકે તેમને જે ઉત્તમોત્તમ મહાફલ બ્રહ્માનુભવ તે થતું નથી. એ લોક જે આસુરી પ્રકૃતિછે તેમાં બંધાઇ મોહ પામી નરકની યાતના વેઠેછે. ને સંસારથી છૂટતા નથી. જે એથી ઉલટા ઉત્તમ મહાત્માઓ છે તેતો મને એટલે બ્રહ્મનેજ ભૂતમાત્રનું, ઉપર બતાવ્યા પ્રમાણે, નિદાન જાણી, નિરંતર ભજે છે. ભજે છે એટલે ભક્તિ સ્તુતિ પૂજા કરેછે એટલોજ આ સ્થલે અર્થ ન સમજવો પણ ભજવું એટલે અપરોક્ષ અનુભવવું એમ સમજવું. કેમકે જાણ્યાવિના ભજી શકાતું નથી, ને ભજ્યાવિના જાણ્યું કહેવાતું નથી, એમ ભક્તિ અને જ્ઞાન અત્ર એકજ છે તે મહાત્માઓ નિરંતર મારુંજ કીર્તન કરેછે, અર્થાત્ શ્રવણ કીર્તન સ્મરણ પાદસેવન આદિ નવધા ભક્તિછે તે કરેછે, ને દશમી અપરોક્ષાનુભવરૂપ પ્રેમલક્ષણામાં વિરમે છે, કેમકે એમ ભક્તિ કરતા તેમને સત્ત્વશુદ્ધિ થઇ જ્ઞાન મળે છે ને પ્રયત્ન કરેછે એટલે શ્રવણ મનન નિદિધ્યાસનથી, સજાતીય પ્રત્યયનો પ્રવાહ સ્થિર કરી વિજાતીયનો તિરસ્કાર કરી, બ્રહ્મમાં ઠરે છે. આમ તે લોક દૃઢ વ્રતથી મારીજ નિરંતર ઉપાસના કરે છે. આમ જે જ્ઞાનથી મુક્તિ પામે છે તે અંતે જ પામેછે, તેમને અર્ચિરાદિમાર્ગની ક્રમમુક્તિની જરૂર નથી એમ આ માર્ગ અતિ ઉત્તમછે એટલું રહસ્ય છે. એમ ભક્તિ કરતા તેમ જ્ઞાનમાત્રથીજ બ્રહ્મસ્વરૂપ ઓળખી અનુભવવા પ્રયત્ન કરનારા પણ તેવાજ ફલને પામેછે ઉપાસના યજ્ઞ કરનારા મને એક રૂપે, બહુ રૂપે, સર્વ રૂપે, ગમે તેમ પણ ભજેછે, ને મનેજ ઉપાસે છે. પછી જે જે ગણાવ્યુંછે તેમાં કર્તા કરણ કર્મ એમ ત્રિપુટીમાત્ર બ્રહ્મરૂપછે, તેથી ગમે તેની દૃઢ ઉપાસના કરી જ્ઞાન અનુભવવું તે બ્રહ્મોપાસનાજ છે એમ બતાવવા ગણના કરી વિવેક કર્યા છે.

## સદ્વૃત્તિ.

( સબંધ પાને ૧૧૪ થી )

આત્મતત્ત્વની બુદ્ધિ મને તેવી હીનમનવાળાને પણ સહાયકારી થાયછે, એનાથી તે સીધે રસ્તે ચાલેછે, અને તેને વધારે બલ મળે છે. પ્રખ્યાત

રોમન જનરલ પોમ્પી એક વખત ઘણી તોફાની હવામાં વહાણે ચઢવાની તૈયારીમાં હતો, તે વખતે તેને વારનારને એણે કહ્યું કે "મારે જવું એજ કર્તવ્યછે, મારે જીવવું એ કર્તવ્ય નથી." જે આત્મકર્તવ્યરૂપે સત્ય જણાયું છે તેનેજ ધૈર્યવાળા પુરુષો એક નિશ્ચયથી વળગી રહે છે, ને તેજ પાર પાડે છે. અમેરિકાને સ્વતંત્ર કરનાર પ્રખ્યાત વોશિંગ્ટનનો સિદ્ધ નિશ્ચય આત્મ-કર્તવ્યવિના બીજો ન હતો, ને હરવખત એ તેનેજ વલગીને ચાલતો. જ્યારે આખા અમેરિકન લશ્કરનો એને સરદાર બનાવવામાં આવ્યો ત્યારે એણે એની સ્ત્રીને લખ્યું કે "મેં મારાથી બને તેટલું, એ અધિકાર ન લેવા માટે કર્યું. તે માત્ર તારાથી વિયોગ થાય તેમાટેજ નહિ પણ એથી પણ કે હું મારી શક્તિ એટલા બધા ભારને ઉપાડવા સંપૂર્ણ સમજતો નહી; અને હું, મને ખાતરી છે કે, તારી સાથેના એક માસના સહવાસમાં, આઘેઘામાં સત્તરવાર સાત જેટલાં વરસ ગાળતાં પણ મળે, તે કરતાં વધારે વાસ્તવિક સુખ ભોગવી શકું. પણ આમ કરવાનુંજ જ્યારે ભાગ્ય છે, ત્યારે એમજ માનુંછું કે તે સારાને વાસ્તે છે. મારી આબરૂને બટ્ટો લાગે, ને તેથી મારાં મિત્રોને માઠું લાગે, એવી નિંદાને પાત્ર થવા કરતાં આ ભાર સ્વીકારવો એજ મને ઠીક લાગ્યું. આમ કર્યું તે તને પસંદ હોઇ શકવાનું નથી, કે હોવું જોઈએ પણ નહિ, કેમકે એનાથી કદાચિત્ મને પોતાનેજ મારે માટે કેટલોક હલકો વિચાર આવ્યો હશે." વોશીંગ્ટન જ્યારે પ્રેસિડેંટ થયો, ને ઇંગ્લંડ સાથેની એક સલાહ, જે લોકને અતિ અપ્રિય હતી તે દુરસ્ત ધારી કબુલી ચુક્યો, ત્યારે લોકોએ એનો જે તિરસ્કાર બતાવ્યો, એને રસ્તામાં કાંકરાથી માર્યો; તથ એના ઉપર અરજીઓ મોકલી, તે બધાના જવાબમાં એણે કહ્યું કે "મારા દેશ તરફથી મને જે સ્તુતિ અને માન મળે છે તે હું અતિ ઉપકારથી સ્વીકારીશું, પણ એમ પણ સિદ્ધ જાણું છું કે તે મેળવવાની યોગ્યતા મને મારા અંતરના નિશ્ચયપૂર્વક ચાલવાથીજ મળી શકે છે."

એ પ્રમાણે લોર્ડ વેલિંગ્ટનની પણ આત્મકર્તવ્યબુદ્ધિ અને પ્રામાણિક બુદ્ધિ ઓછી ન હતી. જેમ નેલ્સને ટ્રાફાલગરના યુદ્ધ વખતે "ઇંગ્લંડ આશા રાખે છે કે દરેક માણસ પોતાનું કર્તવ્ય કરશે" એવો રણધ્વનિ ગજાવરાવ્યો હતો, તેમ વેલિંગ્ટન પણ હર વખત આત્મકર્તવ્યમાંજ સર્વ રહસ્ય સમજતો. આત્મકર્તવ્યબુદ્ધિની સાથેજ પ્રામાણિકતા વળગેલી રહેછે, ને વેલિંગ્ટનનાં અનેક પ્રસિદ્ધ પરાક્રમોમાં તેણે જે પ્રામાણિકતાને આત્મકર્તવ્યતા દર્શાવ્યાં છે. તેવીજ ઉત્તમ વાત એક તેની ખાનગી રીતભાતનીપણ જાણમાં આવીછે. કાને બહેરાટ થવાથી તેણે એક કર્ણવૈદ્યની દવા

કરી, તેથી કાનને બહુ નુકસાન અને ઇજા થયાં, ને પોતાના ઘરના દાક્તરે તે મટાડ્યાં. એ સાંભળી પેલો કર્ણવૈદ્ય દોડતો આવ્યો, ને માફ માગી કરગરવા લાગ્યો, ત્યારે તેને પોતે કહ્યું કે "ભાઇ એમાં તમારો વાંક નથી, તમે તો સાચાને સારૂં કર્યું." પછી પેલાએ કહ્યું કે "સાહેબ એ વાત બહાર જણાય તો મારી આબરૂ જાય, ને મારા ધંધાને નુકસાન થાય" ત્યારે લોર્ડે કહ્યું કે "એમ થવાનો સંભવ નથી, તમે કાંઈ બોલશો નહિ, હું પણ કોઇને કહેવાનો નથી." "ત્યારે" કર્ણવૈદે કહ્યું "હું જેમ હંમેશ દવા આપુંછું તેમ આપવા દેવાની મને આપ રજા આપશો કે લોક મારો પતીઆર ગયો ન જાણે" લોર્ડ વેલીંગટને ધીમેથી અતિ મૃદુભાવે, પણ નિશ્ચયપૂર્વક કહ્યું "એમતો નજ બને, કેમકે એ તો જુઠું કર્યું કહેવાય." જુઠું બોલવું તે ખોટું છે, તેમ કરવું તે પણ તેટલુંજ છે. સત્યસહિત આત્મકર્તવ્ય બહુ દીપી ઉઠે છે. વેલિંગ્ટન વોશીંગ્ટન, નેલ્સન એ બધા જેમ કેવલ આત્મકર્તવ્યથીંજ જય પામ્યા છે તેમ ઇંગ્લંડ એ આખા દેશના લોક પણ "આત્મકર્તવ્ય" એ શબ્દને સારો સમજ્યા છે એમ બતાવતા આવ્યા છે. પોતાના રણધ્વનિરૂપે, કે રણધ્વજ ઉપરના ચિન્હરૂપે "આત્મકર્તવ્ય" એટલાજ શબ્દના જાદુથી જેના લોકનાં માથાં ઉકળી ઉઠે, અને તે વેગળા પણ મુકાય, એવો દેશ ઇંગ્લંડજ જણાયો છે. આપણા દેશમાં રજપૂતોએ જે આત્મકર્તવ્યની પરાકાષ્ઠાનું દર્શન કરાવ્યું છે તેને આવા ઇંગ્લંડદેશના એક પ્રતાપી પુત્ર કર્નલ ટોડે બહુ માનપૂર્વક સ્તવી પોતાના રાજાને પણ તેને સાચવવા પાલવા ઉછેરવાની વિનતિ કરીછે. રજપૂતોમાં એવા પુત્રને પણ માતા ઉછેરતી નહિ કે જે પોતાનો દેશ અને પોતાનો ધર્મ તેને માટે જીવ આપે નહિ: એક કન્યાની વહારે ચઢતા માત્ર માતાની રજા લેવા આવવા જેટલો વિલંબ કરવા માટે રાણા રાજસિંહને એની માતાએ મહેણું દીધું હતું કે તને એકવાર હું નહાવાબેઠી હતી ત્યારે દાસીએ ધવરાવી દીધો ને તે જાણતાંજ મેં તને ઉંધો લટકાવી દૂધ તો ઓકરાવી કાઢ્યું, પણ તેનો કાંઇક અસર રહેલો તેથી તને વિલંબ કરવાની ઈચ્છા થઇ. લૂટારૂ મરેઠાઓના ટોળાગાં ભળેલો પણ ઉદયપુરના શુદ્ધ રજપુત વંશનો ફરજન શિવાજી ભૂષણ કવિને મોઢેથી "શિવાજી ન હોતા,તો સુનત હોત સબકી" એ સાંભળી મોગલોસામે માથું વેગળું મૂકી જુઝ્યો છે તે કોના સ્મરણમાં નથી !

જે દેશમા એકએક મનુષ્ય આત્મકર્તવ્ય સમજતું નથી, તે દેશની ખરાબી થાયછે. એ, અમુક માણસને તાબે રહીએ ત્યાંસુધીજ કામ કરવું, તે દેખે,ત્યાંસુધીજ મોખરે રહેવું, એવી વૃત્તિના લોક જે દેશમાં હોય તે દેશની

ખરાબી અને પાયમાલી થાયછે. ફ્રાન્સ અને પ્રશિઆ વચ્ચેના યુદ્ધમાં ફ્રાન્સના પરાજયનું મુખ્ય કારણ આવુંજ આપવામાં આવેછે. ભાઉ ગરદી નામે પ્રસિદ્ધ એવી ૧૭૬૧ ની પાણિપતની લડાઇમાં એક લાખ હિંદુલશ્કર થોડા હજાર મુસલમાનોથી નાઠું અને આર્યાવર્તના દુઃખનો દિવસ પ્રકટ કરી બેઠું, તેનું પણ તેજ કારણ ગણાયછે.

આત્મકર્તવ્યની મહત્તા બહુ મ્હોટી છે. આત્મકર્તવ્ય સમજવામાંથીજ સર્વ મહાન્ ગુણોનો ઉદય થાયછે. આત્મકર્તવ્ય સમજવાથી આ લોકમાં પ્રતિષ્ઠા અને સુખ થાયછે, પરલોકમાં મોક્ષ થાયછે. આત્મકર્તવ્ય સાથેજ પ્રામાણિકતા રહેલીછે, ને પ્રામાણિકતા એજ આખા જગતનો અને મંડલની વ્યવસ્થાનો આધાર છે. સત્યને મૂકી દઇ જો અસત્યનો આશ્રય કરવા મંડાય તો સર્વનો નાશ થાય. સૂર્ય પોતાનો પ્રામાણિક નિયમ તજી ગમે તેમ ભમવા લાગે, પવન ગમે તેમ વાવા લાગે, પૃથ્વી ગમે તેમ ફરવા લાગે, તો મહાપ્રલયની વેદના પ્રત્યક્ષ થાય. મનુષ્યો પણ પરસ્પરમાં પ્રામાણિકતા તજી જાુઠું બોલે, આડુંઅવળું ચાલે, અવળું સમજાવે, તો મંડલ કે કુટુંબનો વિનાશ થવાવિના બીજું પરિણામ આવે નહિ. સર ટોમસ બ્રાઉનને પૂછયું "શું ભૂતપ્રેત જાુઠું બોલતાં હશે?" ને તેનું ઉત્તરવાળ્યું કે "ના, તેમ હોય તો નરકની પણ હયાતી ભયમાં આવી પડે."

જાુઠું બોલવું એ નીચામાં નીચું પાપ છે. ઘણીવાર તે આડાઇ અને કુટેવથી પેદા થાયછે, પણ કેટલીકવાર કેવલ મનના બાયલાપણાનુંજ પરિણામ હોય છે. ઘણા લોક આનો વિચારજ કરતા નથી. પોતાના ચાકરોને પોતાને નામે જાુઠું બોલતાં શીખવેછે, તો તે ચાકરો પછી પોતે જાતેજ જાુઠું બોલે તો તેમાં શું આશ્ચર્ય! જાુઠું બોલવું તેજ જાુઠું એમ ન સમજવું. જે વાત કહેવાની હોય તેને દ્વીઅર્થી બોલીવી છુપાવવી એપણ તેટલુંજ જાુઠું છે. આજકાલ આપણામાં જેને કારભારી, "પોલીટીશીઅન" કહેવામાં આવેછે, તે બધાંની ચતુરાઇ માત્ર દ્વીઅર્થી અને આડેમાર્ગે દોરે તેવી વાતો કરી જાુઠું બોલવામાંજ રહેલી હોયછે. ખોટાં વચન આપવામાં, વચન અપાયું એમ કોઇ સમજે તેવું બોલવામાં, તેમજ જ્યાં સત્ય બોલવાની જરૂર હોય ત્યાં પણ ન બોલી મૌન રાખવામાં, એમ એવાં નજીવાં જેવાં ધારેલાં કામોમાં પણ જાુઠાણુંજ બોલાયછે; કરાયછે, વપરાયછે. સંસાર તજી ત્યાગી થયેલા પૂર્વાશ્રમના ખટપટીઆ સંન્યાસીની પેલી વાતછે કે તેણે એક પોતાની સગી વિધવા જે સગર્ભા થયેલી તેને શું કરવું એ પ્રશ્ન સાંભળી, કાને હાથ દીધા, પણ હાથે નિશાની કરી, મારી નાખવી એમ સમજાવ્યું, તેવાં કામ તો બધા

લોક, જાણે તે કામમાં કહું પાપજ નથી, એમ જાણી રાતદિવસ કરેછે. વ્યવહારમાંજ નહિ, પણ ધર્મમાં પણ લોકો તેમ કરેછે, ને એમ સમજે છે કે જેમ અલ્પબુદ્ધિ મનુષ્યને છેતરીએ છીએ, તેમ સર્વજ્ઞ ઇશ્વરને કે દેવને પણ છેતરી શકી શું. પણ એ બધાં અતિ ભયંકર પાપ છે ને તેનું જે ફલ થનાર હોય તે આવ્યાવિના રહેતું નથી.

આ પ્રમાણે આત્મકર્તવ્ય અને પ્રામાણિકતા બે એક રીતે એકજ છે. તેનો યથાર્થ મર્મ સમજી પ્રતિમનુષ્યે વર્તવું. સંસારમાં એવા અનેક દાખલા તમે જોઇ શકશો કે જેમાં દૃઢ આત્મકર્તવ્યની શ્રદ્ધાવાળાં મહામનુષ્યોએ મરણની પથારીએ પડે પડે, ભયકર દુઃખની વેદના વેઠતે વેઠતે, સંગ્રામમાં લોહીએ ન્હાતે ન્હાતે, પણ પોતાનું જે કર્તવ્ય ધાર્યુંછે તેને એકનિષ્ઠાથી, એક શ્રદ્ધાથી, એક આગ્રહથી, ને પ્રામાણિક ધૈર્યથી, કદાપિ તજ્યું નથી, સંપૂર્ણ કર્યુંછે. એવાંનું નિરંતર સ્મરણ કરો અને આત્મકર્તવ્યમાં સ્થિર થઇ સદ્‌વૃત્તિ સાધો.

---

## ગુલાબસિંહ.

### પ્રકરણ ૪.

મધ્યરાત્રી થવાને થોડી વાર હતી, પણ લાલાજી તો ક્યારનો એ ગુરુના ઓરડામાં જઇ બેઠો હતો. જેમ કરવાની એને આજ્ઞા થઇ હતી તેમ એણે બહુ લક્ષપૂર્વક કર્યું હતું, ને કાંઇ પણ ખાધાપીધાવિના ઉપવાસ કરી એમાંજ મગ્ન રહ્યો હતો. જે વિવિધ તરંગ એના મનમાં, કલ્પનાશક્તિને આમ છૂટી મૂકવાથી ઉભરાતા હતા, તેનાથી એની વૃત્તિઓ બહુ તીવ્ર થઇ ગઇ હતી, અને એને ક્ષુધાતૃષાનું ભાન રહ્યું ન હતું એટલુંજ નહિ, પણ એ વૃત્તિઓનો પણ એને તિરસ્કાર પેદા થયો હતો.

મત્સ્યેન્દ્ર પોતાના શિષ્યપાસે બેશી આ પ્રમાણે બોલવા લાગ્યો: "જેટલું જેનું અજ્ઞાન તેટલોજ તેનો અભિમાન. માણસનો સ્વભાવજ હુંપદનો ભરેલોછે. માણસ પોતાના જ્ઞાનના આરંભે એમ સમજે છે કે આ જગત્ મારે માટે સરજાયલું છે. અપાર સમુદ્રના બુદ્‌બુદની પેઠે જે અનંત સૃષ્ટિઓ બ્રહ્માંડમાં રમેછે તેને, અનંત વર્ષો સુધી, માણસે માત્ર પોતાને રાત્રી વધારે અનુકૂલ થાય તેમાટે લટકાવેલા દીવારૂપજ ધારી. આ ભુલ ખગોલશાસ્ત્રે સુધારીછે, અને હવે માણસો કબુલ કરે છે કે તારામાત્ર આ સૃષ્ટિ કરતાં વધારે વિપુલ અને ભવ્ય સૃષ્ટિઓ છે, ને જે પૃથ્વી ઉપર પોતે ઉભોછે

તેનું તો અનંત બ્રહ્માંડમાં ઠામ ઠેકાણું પણ નથી. પણ નાનામાં તેમ મહોટામાં સર્વત્ર જીવનરૂપી બીજ વેરવામાં હરિનો હાથ સરખોજ ઉદાર સમજવો. મુસાફર વૃક્ષની શાખાઓની ઘટાને નિરખી, મારા જેવાના તાપ ટાળવા કે ટાઢ મટાડવા આ રચાઇ છે એમ સંતોષ માનેછે; પણ એજ શાખાના પ્રતિપત્રે અનંત જીવોની સૃષ્ટિ પરમાત્માએ વિસ્તારેલી છે તેનું તેને ભાન આવતું નથી. પેલા ખાબોચીયામાંનું એક એક ટીપું, એક એક રાજ્યમાં હોય તે કરતાં અધિક વસતિવાળી સૃષ્ટિરૂપ છે. સર્વત્ર, આ અગાધ સૌષ્ઠયુક્ત રચનામાં, શાસ્ત્રાભ્યાસથી અધિક અધિક જીવનપ્રભાવ દૃષ્ટિએ આવતો જાયછે. આત્મા અથવા જીવ એજ સર્વવ્યાપી એકાકાર વસ્તુ છે; જે વસ્તુ મરી જતી જણાય છે તેપણ નવા જીવરૂપે પરિણમે છે. ત્યારે દૃષ્ટાન્તથી વિચાર કરીએ તો, જ્યાં એક પત્ર, એક જલબિંદુ, પેલો તારો છે તે કરતાં હટે તેવી સૃષ્ટિ, અંદર વસી શકાય ને જીવી શકાય તેવી સૃષ્ટિ, રૂપ નથી; રે ! જ્યાં મનુષ્ય પોતે પણ અનેક જીવસૃષ્ટિની એક મહાસૃષ્ટિ છે, ને એના રુધિરની નદીઓમાં અનેક જીવ જીવે છે; ત્યાં એક સામાન્ય બુદ્ધિના વિચારે પણ એટલું તો સિદ્ધ થવુંજ જોઇએ કે જે પદાર્થ આ પૃથ્વીની આસપાસ વીંટાયલો છે, ને જે પૃથ્વીને ચંદ્રાદિથી જુદી રાખેછે, જેને તમે દિગ્ આદિનામથી ઓળખો છો, તે અવ્યક્તમાં પણ તેને અનુકૂલ જીવો હોવાજ જોઇએ. એમ માનવું કે પ્રતિપત્રે જીવ સજ્જડ ભરેલાછે, ને અનન્ત દિગ્વિસ્તાર શૂન્યજ છે એ કેવો વ્યાઘાત છે? વિશ્વરચનાનો નિયમ એક આંગળી પણ નિરર્થતા સહન કરી શકતો નથી; આખા વિશ્વમાં એવું કોઇ સ્થાન નથી કે જ્યાં કોઈપણ પ્રકારે આત્માની સત્તા નથી. કસાઈના ચાકુ-ગૃહમાં પણ ઉત્પત્તિ અને જીવનનું સ્થાન છે. એ વાત સાચી હોય, તો તું એમ માની શકશે કે દિગ્ જે પોતેજ અનન્તતારૂપ છે તે નિર્જીવ, શૂન્ય, નિરર્થક, છે? સૂક્ષ્મદર્શકયંત્રથી પત્ર અને જલકણના જીવ તું જોઈ શકે, પણ અદ્યાપિ એવું કાંઇ શોધાયું નથી કે જેનાથી સામાન્ય દૃષ્ટિનાં મનુષ્યને દિગ્ અથવા આકાશના* જીવ જોવાય. પણ એ તો નિઃસંશય છે કે આકાશમાંના જીવોને ઋષિઓ, મનુષ્યો સાથે, અતિ નિકટ અને અમુક સંબંધ છે. એટલાજ માટે વિવિધ દેવ, ગંધર્વ, યક્ષ, પિશાચ, કે શક્તિ, ભવાની, અપ્સરા, વ્યંતરી, ડાકણ, આદિ, અર્ધી સાચી, અર્ધી જુઠી, એવી કલ્પનાઓમાં આ વાતો કહેવામાં આવેલી છે. આગળના લોક કરતાં હાલના લોક આ બધાંની

* આકાશ એટલે વાદળ નહિ, પણ આકાશતત્ત્વ જે સર્વવ્યાપી સૂક્ષ્મ પ્રકૃતિ છે.

સત્તા નથી અનુભવી શકતા તેનું કારણ તો એટલુંજ છે કે આગળના લોકોની ઇંદ્રિયો અને તેમના અંતઃકરણ હાલના લોકોના કરતા વધારે શુદ્ધ અને ગ્રાહક હતા. જેમ જંગલી પ્રાણીને પોતાના દુશ્મનની સુગંધ ઘણાક ગાઉથી આવી શકેછે, જે તેજ જાતના સુધરેલા પ્રાણીને થવુ અશક્ય છે, તેમ એ આસવના મનુષ્યો અને આ સત્ત્વોની વચ્ચેનુ અંતર પણ વધારે લાંબુ હતુ નહિ એમ સમજાય છે કે ?"

"બરાબર."

"પણ પ્રથમ એમ કરવુ જોઇએ કે જે અંતઃકરણથી તારે એ સત્ત્વો જોડે સંબંધ કરવો છે તે ઉગ્ર ઉત્કંઠાથી તીવ્ર થવુ જોઇએ, ને સર્વે સ્થૂલ વાસનાથી મુક્ત થવુ જોઇએ. વૈરાગ અને અમે દેશના સિદ્ધલોકોએ બ્રહ્મચર્ય અને તપ.કષ્ટથીજ આ સંબંધ થવાનો સંભવ બતાવ્યો છે તે કારણવિના નથી. જ્યારે આટલું થાય ત્યારે તારું પણ સફાઇ કરી શકે, દૃષ્ટિ તીક્ષ્ણ થાય, શ્રવણ તીવ્ર થાય સત્ત્વ શુદ્ધ થાય, અને આકાશ પણ—અમુક સાદા રસાયન પ્રયોગોથી—વધારે, તાદૃશ અને સ્પષ્ટ કરી શકાય. આનુ નામ, જે અજ્ઞાનીઓ કહેછે, તેમ, જાદુ નથી, કેમકે મેં તને કહેલુંજ છે કે વિશ્વના નિયમને ઉલટાવી નાખનારૂપી જાદુ એવી વસ્તુ હોઇ શકતીજ નથી. ત્યારે સમજ કે આકાશ તત્ત્વની સૂક્ષ્મસૃષ્ટિમા અનંત જીવો છે. તે બધા કાંઇ શુદ્ધ આત્મરૂપ નથી, તેમા ઘણા ઘણા ક્રમને ઘણી ઘણી પંક્તિઓ છે, ને તેમને થોડા કે ઘણા અતિ સૂક્ષ્મ એવા પ્રાકૃતિક રૂપ પણ છે, કેટલાક અતિ ઉત્તમ બુદ્ધિવાળા છે, કેટલાક અતિ ઉગ્ર વિનાશપરાયણ છે, કેટલાક રાક્ષસ જેવા ભયંકર છે, કેટલાક દેવ જેવા સુખકારી છે; ને એમ એ બે સીમા વચ્ચે અનેક પ્રકાર છે. જેને આ સત્ત્વોસાથે સંબંધ કરવાની ઇચ્છા છે, તે અજાણ્યા દેશમા ફરનાર મુસાફર જેવો છે. જાણ કે આત્મસ્થ થવાનો પ્રયત્ન આરંભાયો ત્યારથીજ આ સૃષ્ટિના દ્વાર તરફ જવાનું પગલુ ભરાઇ ચુક્યુ, અનન્ત મોક્ષનો માર્ગ ગમે ત્યાં લઇ જનારો હો, પણ તે આ સૃષ્ટિમા થઇનેજ જાયછે. એ સૃષ્ટિમા આ બધા મત્નોથીજ મુમુક્ષુની કસોટી થાયછે. એ સૃષ્ટિમા જનારને વિલક્ષણ અને અણચિંતવ્યા ભય આવી પડેછે. એ સંબંધ એકવાર શુરૂ થયો કે પછી તારે જે કસોટીએ ચઢવું પડે તેના પરિણામથી હું તને બચાવી લઉં એ થવું અશક્ય છે. હું તને એ ભયંકર સરવાથી વિમુક્ત માર્ગ બતાવી શકવાનો નથી. તારે જાતે એકલાજ બધીની મામા પડવાનું છે, ને બધુ ઉઠાવવાનુ છે. પણ તારી ઇચ્છા જો માત્ર જીજ્ઞાસાજ કરવાની હોય પછી તે ગમે તે સ્થિતિમા ને ગમે તે રીતે, ને કામી-

પામરોએ જીવનબુટ્ટી રૂપી રસાયન ખોલેછે તેજ પી લેવું હોય. એમ જો તારી સ્થૂલ વાસના પ્રબલ હોય, તો આ ભય શામાટે વહોરેછે? એ રસાયન એકવાર તારા ગળા હેઠે ઉતરતાંજ તારી ઇન્દ્રિયો એવી તીવ્ર થશે કે એ સત્ત્વમાત્રનું તને દર્શન થવા માંડશે, ને જેતું એમાંથી પાર પડવા જેટલો સાધનસંપન્ન નહિ હોય, તો તારૂં જીવિત અનંત ક્લેશમય થઈ રહેશે. માટે યદ્યપિ એ રસાયન સાદામાં સાદી વસ્તુનું બનેલું છે તથાપિ તેણેજ એ પીવું કે જેણે સર્વથા સાધનસંપત્તિ સિદ્ધ કરી હોય. વળી ઘણાકને એ પીતાંજ એવું દર્શન થાયછે કે જેથી ગભરાઈ જતાં, તેમને એ પ્યાલો બચાવવા કરતાં નાશ કરવાવાળો નીવડેછે. જે કાચાં છે તેમને એ અતિ વિષમવિષ છે. વળી આરંભેજ જે વિકરાલ ભૈરવ ચોકી કરેછે તેનું દર્શન એટલું ભયંકરછે, કે એની દૃષ્ટિથી દઢમાં દઢની પણ ધીરજ વછૂટી ગઈછે, રગો નરમ થઇ ગઇછે, ને મગજ ખસી ગયાંછે. એનું ભયાનક સામર્થ્ય એનો જેટલો ભય પમાય તેટલુંજ વધતું ચાલેછે. હવે વિચાર કર કે તને આટલું બધું કરવાની ઈચ્છા અને હીંમત છે?"

"છે, છે; તમારાં વચનથી ઉત્તેજિત થઇછે."

આટલું કહેતાંજ મત્સ્યેન્દ્ર એને અંદરના ઓરડામાં લઈ ગયો, ને એને કેટલીક સાદી રસાયન ક્રિયા સમજાવવા લાગ્યો, જે સાદી છતાં પણ અતિ ભવ્ય પરિણામે લઈ જનારી છે એમ લાલાજીને સહજ સમજાયું

"પૂર્વકાલમાં અમારા સંઘના લોકોને સત્ય વાત ગુપ્ત રાખવા માટે ઘણાજ આકરા આવળા રસ્તા લેવા પડ્યાછે; અને ચતુર કીમીયાગર કે વિદગ્ધ રસાયન કરનાર રૂપે અમે જાદુગરને નામે વગોવાયા છીએ. કિંબહુના પુરાણ કથા વગેરેની વિવિધ રચનાઓથી પણ અમારે એ વાતને છુપાવવી પડી છે. ને એમ અમે વહેમને વધારનારા કુધારાવાળા ગણાયા છીએ. પણ એમ કર્યાવિના સિદ્ધિ ન હતી, ને હજુ પણ નથી, એ હું તને સમજાવી ચુક્યોછું. જો. જે જે જાદુની વાતો કહેવાયછે, એક ક્ષણેજ સર્વ જંતુના આવિર્ભાવરૂપ, વિકરાલ સત્ત્વોની ઉત્પત્તિરૂપ, ઇત્યાદિ તે હું તને સહજમાં બતાવું."

જે સરસ યુક્તિથી મત્સ્યેન્દ્રે લાલાજીની ખાતરી કરી તેથી એ દિઙ્મૂઢ થઇ ગયો; અને પ્રત્યક્ષ પ્રમાણ આગળ કાંઈ બોલી શક્યો નહિ.

"જો, ભાઇ, આની આજ વાતો અન્યરૂપે સમજવાથી અનેક વિડંબનાના કારણ રૂપ થઇ પડીછે. કીમીયો! આખી વિશ્વ રચનામાં કીમીયોજ ચાલેછે; પાતુમાત્રને તત્ત્વગાત્ર, ત્યાં નિરંતર નવાં નવાં રૂપ ધરતાંજ જાયછે. સોનું બનાવવું સહેલું છે, મોતી, પ્રવાલ, રત્ન, બનાવવાં તેથી પણ સહેલાં છે. કાચા લોકને આમાં પણ જાદુ જણાયો; પણ નિત્ય ઉપયોગની

સાધારણ વસ્તુઓમાંથી એક એવો રાક્ષસ બનાવ્યો કે જેની વરાળથી અનેકનો નાશ થઇ જાય તે એમને જાદુ લાગ્યો નહિ. જેથી નાશ થાય તે શોધી કહાડો, લોક તમને મહાપુરૂષ ગણશે; વૃદ્ધિ થાય તે શોધી બતાવો તમને ધૂતારા કહેશે! કાંઇક એવું યંત્ર શોધો કે જેથી ધનવાન્ વધારે ધનવાન્ થાય ને ગરીબ વધારે ગરીબ થાય તો તમારી મૂર્તિ પૂજાશે, તમારે નામે કીર્તિસ્તંભ થશે; કાંઇક એવી યુક્તિ બતાવો કે જેથી વ્યાવહારિક વિષમતા નિર્મૂલ થાય તો તમને પથરે મારવા પોતાનાં ઘર પણ તોડી પાડશે! મારા શિષ્ય! જે દુનીયાં આવી છે તેની હજુ ગુલાબસિંહ પરવા કરેછે! આપણે એ તો એને બાજુ ઉપરજ મૂકીએ. ત્યારે હવે તેં જે કાંઇ જોયું, તો એનો યથાર્થ અભ્યાસ કરવો શુરૂ કર." પછી મત્સ્યેન્દ્રે પોતાના શિષ્યને કેટલુંક કામ સોંપ્યું જેમાં બધી રાત વીતી ગઇ (અપૂર્ણ.)

## અવલોકન.

(સંબંધ પાને ૧૯૦ થી.)

ઘણાક અવલોકન કરનારમાં એક બીજો પણ દોષ નજરે પડેછે. તેઓ સમગ્ર ચિત્રને વિલોકી શકતા નથી; તેના કોઇ એક દેશને ગ્રહણ કરી વિચાર આપવા વળેછે. આપણે જાણીએ છીએ કે મનોહર સુંદર ચિત્ર, હૃદયના મર્મભેદક ભાવના આવિષ્કારયુક્ત વદનવાળું ચિત્ર, તે બનેલું તો અનેક રંગના લીટાલીટાનુંજ હોયછે. એનાથી જે અસર થાયછે તે કહી શકાતી નથી કે તેના ચક્ષુનાભાવથી થાયછે, કે તેના વદનની આકૃતિથી થાયછે, કે તેની સ્થિતિના મરોડથી થાયછે। તથાપિ તે પ્રતિવસ્તુ જુદી જુદી લઇએ તો કોઇ અસર કરતી નથી, ક્વચિત્ તુચ્છત્વનો વિચાર પ્રેરે છે. સમગ્ર જોતાં હૃદયમાં કેવાં ભવ્યતા, પ્રીતિ, તન્મયતા, આનંદ ઉદય પામેછે. લેખકોનાં પરિણામ પણ ચિત્ર જેવાં છે. ચિત્રનો ચીતરનાર, તેની પીછી, તેના રંગ, કે તે ચિત્રના ભિન્ન ભિન્ન અવયવ, એ બધું જેમ વિસરી જવાનું છે, તેમ લેખનું પણ જાણવું. સમગ્ર ચિત્રમાત્રજ કેવું છે? સમગ્ર વિષયનિરૂપણ કેવું છે? આટલોજ વિચારવાનો વિષય છે, ને તે વિચારનું ફલ બીજાને સ્પષ્ટ રીતે સમજાવવું છે. જેનો સ્વભાવ નિંદા કરવાનો હોય, જેને જાણી જોઇને દોષારોપમાંજ પ્રીતિ રાખવી હોય, તેને તો સુલભમાર્ગ છે, ચિત્રની રેખ રેખ લેવી એટલે ને પોતાને તેમ જોનારને કોઇને સુંદર, સુશ્લિષ્ટ, કે શુદ્ધ લાગવાની નહિ. કાંઇ ન આવે તો ચિત્રકારનેજ વળગવું એટલે નિંદાનો પ્રસંગ સંપૂર્ણરીતે મળશે. મારો આ સ્થલે મનુષ્યાવલોકન માટે લખવાનો હેતુ નથી,

કેમકે તેને માટે શાસ્ત્રોના થોકે થોક લખાતાં પણ પાર આવ્યો નથી, છતાં એટલું તો કહેવા ઇચ્છુછું કે આચાર અને વિચાર એ બે વાત એક હોય એ તો ઉત્તમ છે, પણ તેમ ન હોય તો એ આચારની વિરુદ્ધતાને લીધે, ક્ષણ સુખલોલુપજનસ્વભાવમાં વિચાર પણ ખોટા ઠરતા નથી. વિચાર પ્રમાણે આચાર ન રાખનારને બીજાની નિંદા કરવાનો હક નથી, પણ યોગ્યાયોગ્ય વિચાર આપવાનો તો છે. આપણા વિચાર આપણા ઐશ્વર્યનો અંશ છે. આપણો આચાર આપણા મર્ત્યત્વનો અંશ છે. ઐશ્વર્ય અધિક અસર કરનારૂં ને નિત્ય છે, મર્ત્યત્વ થોડાકજ ભાગમાં અસર કરનાર અને અનિત્ય છે. મનુષ્ય માત્રપરત્વે જ્યારે આમ છે ત્યારે તે નિયમ લેખકોના લેખ જોતાં તો જરા પણ વિસરવો જોયનો નથી. એવી દોષ આરોપવાની પ્રવૃત્તિ નિરર્થક, નિષ્કારણ છે, ને તેનું કારણ અને કાર્ય તે પોતેજ છે. એનાથી કોઇને લાભ નથી, ને તેવી પ્રવૃત્તિ ન થઈ હોત તો હાનિ નથી. અવલોકનકારે આ વાત બહુજ લક્ષમાં રાખવાની છે, એટલી બધી લક્ષમાં રાખવાની છે કે જ્યાંસુધી તેને સમગ્ર ચિર-વિલોકી સમજતાં આવડતું નથી ત્યાંસુધી તે અવલોકનના કાર્યનેજ લાયક થયો નથી.

આ બધા નિયમો સામાન્યરીતે સર્વના જાણવામાં છે, પણ થોડાજ તેને પાળેછે. લોકપ્રીતિ, કીર્તિ, માન એ એવી અદ્ભુત વસ્તુ છે કે જ્યાં તેનો આપણે ઘણામાં ઘણો અસંભવ ધારતા હોઇએ ત્યાંજ તે હાજર હોયછે. ઉદાર નિઃસ્વાર્થના ઉજ્વલપ્રકાશથી માંડીને તે કેવલ સ્વાર્થમગ્નપાતક ગૂઢનાં અંધકારસુધી પણ તેની મર્યાદા સર્વોપરિ વર્તેછે. જેમ અસંખ્ય અંધકારપતંગ એ દીપમાં ઝંપ લાવેછે, તેમ તે પતંગને ભક્ષણ કરવાનું સામર્થ્ય જણાવવામાંજ શક્તિની સિદ્ધતા દાખવનારા તે દીપ પાછળ અસંખ્ય લાગે છે. ઉદાયનાં ઉત્પત્તિને લય સાથેજ થાયછે; પણ ક્ષુદ્રમગજને એ લિપ્સા સહજમાં થાયછે કે અન્યના દોષ દેખાડવાથી તે મારાથી નિકૃષ્ટ ગણાશે ને એમ હું ઉત્કૃષ્ટ થઇશ. મિથ્યા આશા! એમાંનું કાંઇ થતું નથી, ને નિકૃષ્ટનું ફલ નિકૃષ્ટજ આવેછે. કેટલાક એવા પણ હોયછે કે પ્રકાશમાન ખદ્યોતની પાઠે વળગી પ્રસિદ્ધિ શોધેછે, પણ તેમનો વિનાશ તે પ્રકાશના અનાદરરૂપ અગ્નિમાંજ સહજે થાયછે એ આશ્ચર્ય કહેવુંજ છે. આવાં કાંઇ માર્ગ છતાં લોકપ્રીતિ શું છે? કેવલ મૃગનો બાચકો. લોકમત છે તે મેઘધનુષ્ય જેટલા રંગનું બનેલું છે, ને તેટલુંજ ક્ષણિક છે. તેને ધોરણે વર્તનારનું વર્તન અને તે વર્તનનાં ફલ પણ તેવાંજ અનિયમિત અને ક્ષણિક થાયછે. કિમ્બહુના આજના માનિત પુરુષો કાલના અવગણિતમાં પડેછે, ને લોકપ્રીતિના અભિષેકનું જલ સુકાતા પૂર્વેજ તે પદભ્રષ્ટ થાયછે. લોકમતને અનુસરનાર

એમ પરિતાપ, પશ્ચાતાપ ને નિષ્ફલતાજ ભોગવેછે. પોતાનું હૃદય અને અસ્ખલિત અનાદિ સિદ્ધ વિશ્વનિયમ એજ ઉચ્ચાભિલાષીનાં પ્રવૃત્તિ નિમિત્ત છે ને અવલોકનકારે કે ગ્રંથકારે સર્વે એ તેનેજ વળગવામાં સ્વાર્થ માનવાનો છે. વળી, જે ન્યાય કરવાની ઇચ્છા રાખેછે, જે અવલોકન કરવાનું અભિમાન ધારેછે, તેણે તો "હું અને મારૂં" એ વાત અત્યન્ત વિસરી જવી જોઇએ, અર્થાત્ દોષદૃષ્ટિમાં સંતોષ ન માનવો જોઇએ, ગુણ નિરૂપણમાંજ પ્રીતિ રાખવી જોઇએ. કોની પ્રવૃત્તિ લક્ષમાં લેવી? એક ક્ષણ માત્રમાંજ ઉત્પત્તિ સ્થિતિ લય ગણે અનુભવનાર પતંગની? તેમાં પણ સમાનજાતીય પતંગે પતંગનું તો ઠીકજ છે, પણ અવલોકન કરનાર કરાવનારે સર્વે તેના ઉપર દૃષ્ટિ કરવા નીચા નમવું? એમ કરનારા અવલોકનકાર ગણાયજ નહિ.

આપણી ભાષામાં આજકાલ અનંત લેખકોની પ્રવૃત્તિ જાગી છે, તેમાંની જે જે નિકૃષ્ટપ્રવૃત્તિ છે તેથી ઉત્કૃષ્ટને પણ લોકો ઓળખી શકતા નથી, માટે કોઈ અવલોકનકરનારની આવશ્યકતા છે એવું સામાન્ય લોકમત છે. આ વાત બહુ ઉચિત છે, ને એમ થવાની આવશ્યકતા છે. પરન્તુ આ સ્થલે જે અલ્પવિવેક કર્યોછે તેથી સિદ્ધ જણાશે કે અવલોકન શું છે, ને તે કેમ અને કોણે કરવું. એ વાત જો યથાર્થરીતે ન સમજાય તો જેટલા લખનારા છે તેટલા અવલોકન કરનારા પણ ભલે ઉભરાય; એથી કશો લાભ થવાનો નથી, હાનિ તો સ્પષ્ટજ છે.

---

## ચંદ્રચકોરી કાવ્ય.

( મળેલું )

( અનુસંધાન પાને ૧૭૬ થી.

ઘણાં ઝેરી પ્રાણી હરિ ભળિ રહે છે રૂતિવડે,
શિકારી પ્રાણી તે હરિ મળિ પછી ઘાત ન ઘડે;
પ્રીતિને સાધે ને સુજન મન ધાર્યું ઝટ કરે.
પ્રીતિને સાધે તે સતત સુખ સાથે હૃત્ર ઠરે. ૭૬
પ્રભુ પોતે નિત્યે પ્રીતિ પણ પુરીને વશ રહ્યો.
પ્રીતિના પ્રેમીએ અતિ સુલભ સમાર શું લહ્યો;
પ્રીતિના પ્રેમીએ જનમ અદિ લીધો સફળ છે,
પ્રીતિના હેરીના અતિ અવતારો અફળ છે. ૭૭
પ્રીતિ જે પામ્યો તે જન ઝટ ભવાબ્ધિ તરિગયો.
પ્રીતિના પામ્યો તે ડુબિ બહુ સમુદ્રે ડુબિ ગયો;
વિના પ્રીતિ જ્ઞાની અફળ વળિ છે યોગનિ કળા,
શિખો લેહે શાણી રતિ નિયમના રાગ સઘળા. ૭૮

પ્રીતિના પ્રેમીને મરણ ભયથી તે નહિ ડરે,
વળી તે પ્રીતિમાં પ્રતિ દિવસ વૃધ્ધે અતિ કરે;
પ્રીતિ છોડાવાને કદિ અરિ બતાવે બંધ છરે,
"નહીં છોડું" બોલી તરત શિર ત્યાં આગળ ધરે. ૭૯
વૃથા તે સમૃદ્ધિ પ્રીતિવિણ ઘણી તોય ગણવી,
વૃથા નિશ્ચે વિદ્યા પ્રીતિ અજાણની નિત્ય ભણવી;
વૃથા તેની કાંતિ ચતુર મન ચાહે નવ લહે,
ભ્રમિતો તે ભાર પ્રીતિ વિમુખ થૈ જે જીવ રહે. ૮૦
પ્રીતિના સંબંધે શરમ મનમાં યોગ્યજ રહે,
સદા શોભાવંતાં રતિ રસિકને કોવિદ કહે;
પ્રીતિના સંબંધે તન મન તણા તાપ ટળશે,
અદેખાં દેખીને બહુ દિલ વિષે નિત્ય બળશે. ૮૧
અરે પેલાં પક્ષી કબુતર તરે પ્રેમ પયમાં,
જહે સાચી પ્રીતિ જરુર કરિ ત્યાં આ સમયમાં;
સદાના સબંધી તણિ વિરહ પીડા નવ ખમે,
સગર્પે તે પ્રાણો દુખ દિલ ધરી રંગ ન રમે. ૮૨
ચકોરી જો પેલી તરુ ઉપર વેલી ચઢિ રહી,
વધારે વાધે છે પ્રતિ દિન વિષે સંશય નહીં;
હમેશાં તે રીતિ રતિ તણિ ગણી લે તું ઉરમાં,
પ્રીતિ પામે નિત્યે નિરમળ વળી વૃદ્ધ ઉરમાં. ૮૩
પ્રિયાતું જો પેલાં મિન પણ ધરે પ્રેમ જળમાં,
તજે જો પાણી તો તરતજ તજે પ્રાણ પળમાં;
ખરાં પ્રેમીનાં તો અગણિતજ ઉદાહરણ છે,
શિખી લે આ શિક્ષા કઠણ પણ પ્રીતિ કરણ છે. ૮૪
વળી જાતાં મેઘ સ્વર મધુર મોરો નવ ધરે,
કળાની ક્રીડા તે પછિ કદિન આનંદથિ કરે;
સુણી કે આનંદે તરત મયુરો તે તજી બરતા,
નિહાળી ને મેઘ પ્રમુદિત મને તે અતિ થતા. ૮૫
થશે જો સંન્યાસી પટ કદિ ધરી અંગ ભગવાં,
વિરાગે કામો તો તરત મન થાશેજ તજવા;
ઘણી નિંદા ત્યારે જગમહિ થશે તેહ જનની,
સુણી લે આ શબ્દો રતિ તણિ રસીલી તું મનની. ૮૬

ઋતુ વર્ષા જાતાં દુઃખ ઘણું દિલે દાદુર લહે,
દટાઈ ભૂમિમાં જીવ રહિત આઠા દિન રહે;
ઘણાં દૃષ્ટાંતો છે પણ મરણ તે જાય ન કહ્યાં,
પ્રીતિનાં અજ્ઞાની હૃદય રતિના રંકજ રહ્યાં. ૮૭
જુરા ફાંજે પેલાં પળ પણ વિયોગી નવ રહે,
ખરી પ્રીતિનાં તો લલિત સુખ તેઓ અહિ લહે;
પગે પ્રેમે બાંધ્યાં પરસ્પર માદા નર વળી.
પગે જો છૂટયાં તો બહુ દુઃખ ગણી જાયજ મરી. ૮૮
મરે પૂરી પ્રીતિ હૃદય હરણી માય ન ભણી,
સુણ્યાથી થોભે તે હિતકર કશાનો નવ ગણી;
શિકારી મારેછે છળ કપટથી ગાયન વડે,
તથાપિ ધારેછે અહનિશ રતિ મારણ ઘડે. ૮૯
વળી વેઠે તર્ષા બહુ દિન બપૈયો દિન બની,
તથાપિ નાપીએ કમરિ વિપદ સ્વાતિ વિરહની;
ચકોરી ! જો આવાં રતિરસ રૂડાં પક્ષિ સમજે, ૯૦
પ્રિયા તો શામાટે નહિ મન મહીં સદ્ગતિ રજે.
કદી કોકીલા જો સ્વર સુરભિ પાપી નથી વદે,
રહે મુંગી મૂખે સહુ રતિ રૂડી તે નિજ હૃદે,
કરે બીજાં પક્ષિ ખુબ ખુશિથિ કલ્લોલ વનમાં,
કરે તો કોકીલા સ્મરણ પ્રિયનું શુદ્ધ મનમાં. ૯૧
કપોતીને જ્યાં ઘડ કરિ કદી હાથથિ નરો,
પતિ તેનો ત્યારે જીવ ઝટ કરે પિંડથિ પરો;
પ્રિયા ! એવી રીતે ખરિ રતિનું દૃષ્ટાંત સમજે,
મને તારો પ્યારો પતિ ઘટ વિષે નિત્ય ગણજે. ૯૨
અરે ચારો સર્પો શિરમણિ મુકીને વન વિષે,
પછાડે છે ફેણો દૃગ ચકિત જ્યાં [illegible] મણિ દિસે;
જો આણી આશા જો અતિ શ્રમ [illegible] હિત તજતો,
ખરે તો તે સાથે સ્વરગતિ સ[illegible] મજતો. ૯૩
અહો સાચી પ્રીતિ ભ્રમર મન ધારે કમળમાં,
બિડા છોડો છોડી યતનજી સદા જાય જળનાં;
વળી કાયા જ્યારે કુમળિ કરમાઓ કમળની,
રહે ત્યારે તેમાં સ્થિતિ તજી ચકોરી ! મરણની. ૯૪

---

## :વિજ્ઞાપના.

લખાણ—આ પત્રને માટે સર્વેએ છુટથી કરવું—એવી અમારી આગ્રહ-થીજ પ્રાર્થના છે; લખાણ તે કોઈ પણ માસની તા૦ ૧૦ મી પહેલાં આવશે તોજ તે પછીના માસમાં દાખલ થઈ શકશે. લખાણ તથા પત્ર, ચોપાનિયાં પત્રના લવાજમ તથા વ્યવસ્થા વગેરે સંબંધી વ્યવહાર પ્રિયંવદાના તંત્રી—નડિયાદ, એ સરનામે રાખવો. "મજેનુ" એમ લખાણોના જેટલા વિષયો આ પત્રમાં આવ્યા છે કે આવશે તેનો કોપીરાઇટ તંત્રીનો છે. માટે તે છાપવા છપાવવાનો કોઈને હક નથી.

---

લવાજમ—પોસ્ટની ટીકીટોથી વાળવામાં આવે તો તે ટીકીટો 'માત્ર અર્ધા આનાવાળીજ હોવી જોઈએ. દર રૂપીએ એક ટીકીટ વધારાની પણ વાળવા ચુકવું નહિ. વળી પહોંચ મંગાવનારે અર્ધો આનો વધારે વાળવો.

---

"પ્રિયંવદા" પત્રની છઠ્ઠા વર્ષથી સર્વ પ્રકારની વ્યવસ્થા તંત્રીએ પોતાને હાથ રાખીછે, માટે છઠ્ઠા વર્ષનું લવાજમ પણ તેઓને "નડિયાદ" મોકલી આપવા ઘરાકોએ મેહેરબાની કરવી.

મુંબઈ—પુસ્તક પ્રસારક મંડળી. કાળબાદેવી.

રામદાસ કાશીદાસ મોદી.
વ્યવસ્થાપક

---




## શ્રીમદ્ભગવદ્ગીતા.

( અનુસંધાન પાને ૨૦૭ થી )

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ॥
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥
अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥
येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजन्त्यविधिपूर्वकम् ॥ २३ ॥
अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४ ॥
यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥
पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥
शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥
समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥३२॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

અક્ષરાર્થ:—(૨૦) ત્રિવિધ અને સોમપ તથા પૂતપાપ એવા, યજ્ઞથી, મને યજીને સ્વર્ગગતિ પ્રાર્થે છે, ને તે પુણ્યવાળા સુરેન્દ્રલોકને પામી સ્વર્ગમાં દેવને યોગ્ય એવા ભોગ ભોગવેછે; (૨૧) એ વિશાલ સ્વર્ગલોકને ભોગવી, પુણ્ય ક્ષીણ થતાંજ, તે લોક મર્ત્યલોકમાં પેસેછે; આમ ત્રયીધર્મને અનુવર્તનારા કામની કામનાવાળા ગતાગત લાભેછે. (૨૨) જે અનન્ય હોઇ મારૂંજ ચિંતન કરતા મનેજ સર્વપ્રકારે ભજેછે, તેવા નિત્ય અભિયુક્તાને હું યોગક્ષેમ આપુંછું. (૨૩) એમનાથી બીજાપણ જે અન્ય દેવતાની ભક્તિ રાખી શ્રદ્ધાપૂર્વક યજેછે, તે પણ, હે કૌન્તેય ! અવિધિપૂર્વક મનેજ યજેછે. (૨૪) કેમકે સર્વ યજ્ઞનો હું ભોક્તા અને પ્રભુ છું. મને તે લોક તત્ત્વથી જાણતા નથી માટે પ્રચ્યુત થાયછે. (૨૫) દેવવ્રતી દેવને પામેછે, પિતૃવ્રતી પિતૃને પામેછે, ભૂતયાજી ભૂતને પામેછે, ને મને યજનારા મને પામેછે. (૨૬) પત્ર પુષ્પ, ફૂલ, કે જલ, ભક્તિથી જે મને અર્પેછે, તે પ્રયતાત્માએ એવું ભક્તિથી અર્પેલું એ, હું ગૃહું છું. (૨૭) જે તું કરે. જે ભોગવે, જે હોમે, જે દાન કરે, જે તપ કરે, તે સર્વ, હે કૌન્તેય, મને અર્પણ કર. (૨૮) શુભ અને અશુભ ફલરૂપી કર્મબન્ધનથી એમ તું મુક્ત થઇશ, ને એમ સન્યાસયોગથી યુક્ત હોઇ, વિમુક્ત થઇ મને પામીશ. (૨૯) હું સર્વ ભૂતપ્રતિ સમાન છું, મારે દ્વેષ્ય નથી કે પ્રિય નથી, જે કોઇ મને ભક્તિથી ભજે છે, તે મારામાં છે, ને હું તેનામાં છું. (૩૦) કદાચિત્ કોઇ સુદુરાચાર પણ અનન્યભાક્ થઈ મનેજ ભજે, તો તેને સાધુજ જાણવો, કેમકે તે સારે રસ્તે લાગેલો છે; (૩૧) ક્ષિપ્રજ ધર્માત્મા થાયછે. ને નિત્ય શાન્તિ પામેછે, હે કૌન્તેય ! નિશ્ચય જાણ, મારો ભક્ત કદાપિ વિનષ્ટ થતો નથી, (૩૨) વળી હે પાર્થ ! મારો આશ્રય કરીને. પાપયોનિ પણ જે હોય, સ્ત્રી વૈશ્યશૂદ્રાદિ પણ, તે સર્વે પરગતિને પામેછે;

(૩૩) તો પવિત્ર બ્રાહ્મણો ભક્તો અને રાજર્ષિઓનું તો કહેવુંજ શું? (માટે) આ અનિત્ય અને અસુખ એવા લોકમાં આવી મને ભજ. (૩૪) મારામજ મન કર, મારો ભક્ત થા, મારૂં યજન કરતો થા, મને નમ, એમ મત્પરાયણ રહી આત્માને યોજતાં, તું મનેજ પામશે.

વિવેચન:—એકત્વથી પૃથક્ત્વથી બહુત્વથી, ગમે તે પ્રકારે, પણ નિષ્કામ વાસનાથી જે પરબ્રહ્મને ઉપાસે છે તે સત્ત્વશુદ્ધિદ્વારા ક્રમમુક્તિ પામેછે એમ આગળ કહ્યું. હવે સકામ વાસનાથી જે લોક માત્ર શાસ્ત્રોક્ત કર્મમાંજ પ્રવૃત્તિ કરેછે તેમની ગતિવિષે કહેછે. ત્રિવિદ્યા તે ઋગ્, યજુષ્, સામ એ ત્રણ વેદ, ને તેને જાણનાર તે ત્રૈવિદ્ય; વેદમાં કહેલા જે યજ્ઞયાગાદિ છે તેને તે તે કામ્યબુદ્ધિથી કરનારા, અને તેથીજ તે કર્મમાં સોમપ એટલે સોમરસપીનારા, ને તેથીજ પૂતપાપ એટલે પાપથી મુક્ત થઈ પવિત્ર થયેલા, એવા યાજ્ઞિકો, અથવા કર્મઠ મીમાંસકો, જે બ્રહ્મસાક્ષાત્કારાદિ કશાને ન માનતાં માત્ર સ્વર્ગપ્રાપ્તિરૂપજ મોક્ષ ગણેછે, તે એ પ્રકારે મને યજીને સ્વર્ગમાં સ્વલોક તેની ગતિ પ્રાર્થેછે. એ પ્રાર્થના જે કામ્યવાસનાથી ઉપજે છે તે વાસના તેમને તેવો ભોગપણ દેહાન્તે કરાવ્યા વિના રહેતી નથી; કેમકે એવો સ્પષ્ટ નિયમ વારે વારે કહેવામાં આવ્યોછે કે જેવી વાસના તેવો મોક્ષ. સુરેન્દ્રાદિ દેવ લોકની જે વાસના થયેલીછે તેને અનુરૂપ ઉપભોગ પણ અનુભવાય છે, અને દેવતાને યોગ્ય એવા ભોગપણ એ કામ્યકર્મ કરનારા સ્વર્ગમાં રહી ભોગવેછે. આવી જે કામ્યવાસના તે કાંઈ નિરંતર ટકી શકતી નથી, તેમ તેનો ઉપભોગ સ્વર્ગાદિ સ્થિતિમાં થવા માંડ્યો એટલે ત્યાં કાંઇ તે વાસના અધિક વધે તેવા કર્મ કરાતાં નથી, કેમકે એ કર્મ તો આ કર્મલોકમાંજ સાધ્ય છે અન્યત્ર નથી, એટલે જે કામ્યકર્મથી એ વાસના ઉપાર્જન કરેલી તે કર્મની શક્તિ ક્ષીણ થતાં વાસના પણ ક્ષીણ થાયછે, ને સ્વર્ગનો ધ્વંસ થાયછે. છાંદોગ્યોપનિષદ્માં કહ્યુંછે કે "જેમ અત્ર પ્રયાસવડે કરીને મેળવેલી સમૃદ્ધિ કાલે કરીને નાશ પામેછે, તેમ તત્ર (સ્વર્ગાદિસ્થિતિમાં) પુણ્ય (કામ્યકર્મ) થી પ્રાપ્ત કરેલો સ્વર્ગલોક પણ નાશ પામેછે." માટેજ શ્રીકૃષ્ણ પરમાત્મા કહેછે કે કામની કામનાવાળા એટલે કામ્યભોગાદિની વાસનાને વળગનારા, જે વેદત્રય અથવા ત્રયીના કર્મમાર્ગને અનુસરનારા છે, તે તેમનાં શુભકર્મથી પ્રાપ્ત કરેલા સ્વર્ગમાંથી પુણ્યનો ક્ષય થતાં, પાછા મર્ત્ય એટલે મૃત્યુલોક, અર્થાત્ નવા કર્મ ઉપાર્જન કરી નવી વાસના બાંધવાનું સ્થાન, તેમાં પેસેછે. એટલે કે જન્મમરણના કષ્ટમાં, ને અધ્યાસદ્વારા દુ:ખપરંપરાના અનુસરણમાં, રખડેછે; વળી એવાંજ કામ્યકર્મથી વાસના વહોરેછે, ને વળી એમનું એમ થાયછે. એમ ગતાગત

એટલે ગત (જવું) અને આગત (આવવું) તેમને કદાપિ છૂટતું નથી. તેવાં કર્મમાંજ પડવાથી તેમને એજ લાભ છે. જ્યારે કેવલ કામ્યમાર્ગમાં પડવાથી આવાં ફલ થાયછે ત્યારે નિષ્કામમાર્ગવાળાને શો લાભ છે; ને તેનો શો પ્રકાર છે તે હવે કહેછે. જેમને પરબ્રહ્મવિના અન્ય કોઇ નથી તે અનન્ય કહેવાય, ને એવા અનન્ય હોઈ જે મારું એટલે પરબ્રહ્મનું સર્વદા ચિંતન કરે. ને ક્ષણપણ બ્રહ્મદૃષ્ટિવિના ન રહે, એવા નિત્ય અભિયુક્ત એટલે નિરંતર ઉત્તમપ્રકારના યોગમાં લાગેલા, તેમને હું યોગક્ષેમ આપુંછું. યોગ એટલે અપ્રાપ્તનીપ્રાપ્તિ, અને ક્ષેમ એટલે પ્રાપ્તનું રક્ષણ તે હું પરબ્રહ્મ પોતેજ સદસા કરી આપુંછું; બીજા ભક્તોતો તો પ્રયત્નદ્વારા યોગ અને ક્ષેમ કરેછે, પણ આમને તો સહજજ તેમ થાયછે એટલો વિશેષ છે. અથવા યોગ એટલે બ્રહ્મસ્થિતિરૂપ સમાધિની પ્રાપ્તિ અને ક્ષેમ એટલે તે સમાધિ નિરંતર ટકે એવો વિક્ષેપાદિ વિઘ્નાભાવ, તે હું સહજ સાધી આપુંછું, એમ પણ અર્થ થઇ શકેછે. હું કરી આપુંછું આમ પરમાત્મા વદેછે તેથી તેમને કર્તાપણાનો દોષ લગાડવો નહિ. સિદ્ધાન્ત એવો છે કે વૃક્ષ ફૂલી ફાલીને જામી રહ્યું હોય તેની નીચે જે જાય તે હાથ લાંબોકરે તેને તેનું ફલ મળે, બીજાને નમળે, એમાં વૃક્ષનો કાંઈ પક્ષપાત કે તેને કાંઇ કરવાપણું ગણાય નહિ. ભક્તિ છે તે એવો વિષય છે કે જેટલો જેને વેગ તેટલો તેને સાક્ષાત્કાર. આવો સિદ્ધાન્ત હોવાથી અતિ તીવ્ર સવેગવાળાને સુદૃઢ અને સુલભ યોગક્ષેમ થાય. તેથી મંદ હોય તેને મંદ થાય, કે જેનામાં કાંઈ ન હોય તેને કાંઈ ન થાય. તેમાં પરમાત્માનો દોષ નથી, કે પરમાત્માને કોઇપ્રકારે કર્તાપણુંપણ નથી. હું કરી આપુંછું એમ જે કહ્યું એ તો એકમાત્ર સમજાવવાનો પ્રકાર છે. વાસ્તવિક વાત તો જે સિદ્ધાન્ત કહ્યો તેમ સમજવાની છે. એ સિદ્ધાન્ત ઉપર દૃષ્ટિ રાખીનેજ શ્રીકૃષ્ણ પરમાત્મા આગળ કહેછે, કે જ્યારે એક ને યોગક્ષેમ કરી આપે. ને બીજાને નહિ ત્યારે તો સમવિષમ ભાવ થયો; ને વળી જ્યારે બ્રહ્મ સર્વત્ર છે ત્યારે ગમે તે માણસ ગમે તેને ભજે. તેમાં શી હાનિ આવી ? આવી બે શંકા થાયછે,તો તેનું ઉત્તર એ છે કે શ્રદ્ધાથી કરીને ગમે તે દેવની ભક્તિ રાખી ગમે તે દેવને કોઇ પૂજે કે ભજે તેમાં કશી હાનિ નથી, એપણ બ્રહ્મનુંજ રૂપછે, પરંતુ તે પૂજા અવિધિપૂર્વક એટલે અજ્ઞાનપૂર્વક છે. ને એટલેજ અંશે પરમફલપદવે ઉણી છે. એમ છતાં પૂજા ભક્તિ તો, ગમે તેનું જણાય, છતાં બ્રહ્મનુંજ થાયછે, કેમકે સર્વમય બ્રહ્મ તેજ સર્વ યજ્ઞ અર્થાત્ સર્વકર્મનું ભોક્તા, એટલે તે તે દેવતારૂપે ભોગવનાર છે, ને પ્રભુ એટલે સર્વેના અંતર્યામીરૂપે ફલ આપનાર છે. પણ બ્રહ્મને તત્ત્વથી ન જાણવાને લીધે તેમની આવી પ્રવૃત્તિ તેમને છેવટ પ્રચ્યુત, પતિત, કરેછે; આગળ

કર્મયોગની જે ગતિ કહી તે ગતિમાં નાખેછે. કોઇ કહેશે કે શાકર ને શાકર ન જાણીને ખાધી તોપણ કાંઇ ગળી નહિ લાગે એમતો નથી? પણ આ ઠેકાણે એમ સમજવાનું છે-કે શાકર ખાવાની તકરાર નથી. પણ તેને ઉંઘતે ઉંઘતે ખાવાની વાત છે. તત્વથી વાત જાણી નહિ. એટલે એ અર્ચન અશ્રદ્ધાપૂર્વક થયું ને તેથી શુદ્ધ જ્ઞાન હોવાનેલીધે જે નિત્ય મોક્ષની અપરોક્ષ બ્રહ્મના નિર્વિકલ્પરૂપે પરિણમે તેને બદલે અજ્ઞાનને લીધે તે તે દેવાદિની ભાવનામાંજ વાસના બંધાવાથી કામ્યકર્મના કરનારને જે ફલ કહ્યું છે તેજ ફલ આવે. શુદ્ધ બ્રહ્મસાક્ષાત્કારમાટે જ્ઞાનપૂર્વક તીવ્ર સંવેગવાળી ભક્તિની જરૂર છે, તે ન હોવાથી ફલ વિપરીતજ થાય. એજ કહેછે. દેવને પૂજનારા દેવનેજ પામેછે, પિતૃની ઉપાસનાવાળા પિતૃનેજ પામેછે, ને ભૂતપ્રેતાદિને યજનારા તેને પામેછે, એમ સત્વ, રજસ્, કે તમસ્ એ ત્રણગુણથી અનુક્રમે ત્રણ ફલ થાયછે; પણ ત્રિગુણાતીત એવા બ્રહ્મનો સાક્ષાત્કાર તો તત્વવિવેકપૂર્વક જ્ઞાન અને તેવીજ ભક્તિ તે સિવાય થતો નથી. અત્ર દેવવ્રતી આદિશબ્દોમાં વ્રતશબ્દનો અર્થ પૂજા, યજન, એમજ લેવાનો છે. મને યજનારા મને પામેછે એમ કહીને ત્રિગુણાતીત બ્રહ્મસાક્ષાત્કારની સૂચના કરી છે. "મને પામેછે." "હું આપુંછું" આવા વચનોનો આશ્રય કરી આ અધ્યાયને આધારે ઘણાક એમ પ્રતિપાદન કરવા મથે કે બ્રહ્મ તે સાવયવ, સગુણ, જગદતિરિક્ત, પરમપુરુષ, કે પુરુષોત્તમ છે, પણ તે કલ્પનાનો ગંધ પણ મૂલ શ્લોકોમાં નથી, એમ અધિકારી સહજમાં ઘટાવી શકશે. જ્યારે લખીને કે કહીને સમજાવવાનો વિષય આવ્યો ત્યારે તો કહેનારને સાંભળનારનો ભેદ કલ્પીનેજ વાત ચાલી શકે, બાકી અભેદની વાત તો કહેવાય તેવી કે વર્ણવાય તેવી નથી; આમ છે એટલે યદ્યપિ દ્વૈતવાળા જેવાં વાક્યો આવે તથાપિ તેની પૂર્વાપર સંગતિ જોઇ અર્થયોજના કરવી એજ બુદ્ધિમાનનું કર્તવ્ય છે. આવી વ્યવસ્થા છે માટે દેવનું વ્રત મૂકી ભગવદારાધન કરવું એજ સુલભ છે. તે કરવું પણ કાંઇ કઠિન નથી માટે કહેછે કે પત્ર પુષ્પ ફલ જલ જે કાંઇ મને અર્પવામાં આવે તે હું પોતેજ સ્વીકારૂં છું, પણ તેમાં વાત એટલીજ જરૂરની છે કે તે પ્રયતાત્મા એટલે અયન આસક્ત ચિત્તવાળાએ અર્પવું જોઇએ, ને બહુ શ્રદ્ધાથી અર્પવું જોઇએ. "ઇશ્વર ભાવના ભુખ્યા છે" એવું કહેવત ચાલેછે તેમાં પણ એજ ઉત્તમ મર્મ સમાયલોછે. બ્રહ્મસાક્ષાત્કાર થવામાટે દૃઢ શ્રદ્ધા અથવા દૃઢ ભાવના જોઇએ, ને તે પૂર્વક જે થાય તે બધું ફળે, બાકી સોનાના ઢગલાથી પણ બ્રહ્મ પ્રસન્ન થતું નથી. આપ્રમાણે માર્ગ છે, તેટલે હવે અર્જુનને અર્થાત્ સર્વ મુમુક્ષુને કહેછે કે

જ્યારે સકામ અને નિષ્કામ કર્મનાં ફલમાં આવો અંતર છે, ને જ્યારે બ્રહ્મ-સાક્ષાત્કારને માટેજ કરેલું સર્વ સિદ્ધ છે, ત્યારે જે ખરા ભક્ત અથવા ખરા જ્ઞાની છે તેમણે કામ્ય, નિષિદ્ધ, નિત્ય, નૈમિત્તિક, આદિ સર્વ કર્મ, તેમ એકનિમિષમાત્રપર્યંત પણ, બ્રહ્મનેજ અર્પવાં, ને બ્રહ્મદૃષ્ટિથીજ કરવાં. એમાંથી બ્રહ્મવૃત્તિ ઘડાય છે, ને અનન્ત મોક્ષ ફલેછે, એટલુંજ નથી પણ એમ થવાથી "હું કર્તા કે ભોક્તા છું" એવી ભાવના રહેતી નથી, ને તેથી કર્મમાત્રનાં જે શુભાશુભ ફલ, અથવા કર્મથી થતું જે બંધન, તે એવા જ્ઞાનીને કાંઈ બાધ કરી શકતાં નથી. આનુંજ નામ સન્યાસયોગ, કેમકે કર્મમાત્રના કર્તા ભોક્તા ન રહેતાં, બ્રહ્મ દૃષ્ટિથીજ તે આચરવાં. કર્મ કરવાં એ કર્મ યોગ અને તેના ફલનો ત્યાગ એ કર્મસંન્યાસ, એમ આ યોગ સન્યાસયોગ કહેવાય. એનાથી કર્મમાત્રથી માણસ વિમુક્ત થઇ, નિર્વિકલ્પમાં ઠરેછે આવો યોગ, જે જેટલો કરશે તે તેટલુંજ ફલ પામશે; બાકી બ્રહ્મને તો કોઇ પ્રિય નથી, કોઇ દ્વેષ્ય નથી, સર્વ સમાન છે. એ વાત આગળ કહીજ છે. તીવ્ર સંવેગપૂર્વક ભક્તિ અને જ્ઞાનથી જે બ્રહ્મને જાણેછે, તે મોનેજ બ્રહ્મ છે, ને બ્રહ્મ તેમના રૂપ છે. આ જ્ઞાન અથવા આ રાજ-યોગની હવે પ્રશંસા કરેછે કે કોઇ પ્રથમ વયમાં સુ એટલે અત્યંત દુરાચારી હોય, પણ પછીથી અનન્યભાક્ એટલે અનન્યવૃત્તિવાળો થઇ બ્રહ્મનેજ ઉપાસે તો ને ખરો સાધુ જાણવો; તે ક્ષિપ્ર ધર્માત્મા થાયછે: બ્રહ્મભજનમાં મળેલી એક નિમિષ જેટલી પણ વૃત્તિ નિષ્ફળ થતી નથી, બ્રહ્મનો ભક્ત નાશ પામતો નથી. એવ.પણ અગ્નિશિખાદિની પેઠે શાશ્વત શાન્તિ, અત્યંત વાસનાક્ષયરૂપ મુક્તિ, અનુભવેછે. બ્રહ્મજ્ઞાન અમુક કાલેજ થાય એમ નિયમ નથી, પાપીને પણ પૂર્વપુણ્યના ઉદયથી તે થઇ શકે, એટલે જેને જ્યારથી એ જ્ઞાન થવું લાગ્યું તેની વૃત્તિજ બદલાઇ ને નવોજ મનુષ્ય થયો, તેનો બીજો જન્મ થયો, તે દ્વિજ થયો. એને સાધુજ કહેવાય. નિમિત્તદ્વારા આગંતુક દોષવિષે આવું કહ્યું પણ જે પ્રકૃતિથીજ દુષ્ટ કે નીચ ગણવામાં આવેછે તેનું પણ આમ સમજવું કે નહિ ? એ શંકાથી ઉત્તર કરેછે કે સ્ત્રીઓ વૈશ્ય અને શૂદ્રપણ બ્રહ્મજ્ઞાનરૂપ ભક્તિના સ્પર્શે લોહ સ્વર્ણ પેઠે સન્માર્ગ પામી શકેછે. આ ઠેકાણે, ટીકાકારોએ, સ્ત્રી વૈશ્ય અને શૂદ્રને વેદાન્તવિચારનો અધિકાર નથી. માટે આ વચન તો ગૌણ અર્થવાળું છે એમ પાંડિત્ય કર્યું છે, પણ એવો અર્થ અમને સાર્થ લાગતો નથી. વેદાન્તમાં તો શ્રવણ મનન નિદિધ્યાસન પ્રક્રિયાપૂર્વ વિરાગ, વિવેક, શમદિસંપત્તિ, ને મુમુક્ષુતા, એ સાધન ચતુષ્ટય હોય તેજ અધિકારનું લક્ષણ છે. સિદ્ધાન્તલેશાદિ ગ્રંથોમાં આવો પક્ષ પણ નથી એમ નથી.

અર્થાત્ બ્રહ્મજ્ઞાનથી સ્ત્રી શૂદ્રાદિ પણ શુદ્ધ અને મુક્ત થાય, તો ઉત્તમ એવા જે બ્રાહ્મણ ક્ષત્રિય તેમને ઉત્તમોત્તમ લાભ થાય એમાં તો કહેવું શું? ત્રીશમા શ્લોકનો અર્થ શ્રી શંકરાનંદે એમ પણ કરી બતાવ્યો છે કે જે બ્રહ્મનિષ્ઠ છે ને સ્થિર લક્ષમાં રહ્યાં કરે તો તે અભક્ષ્યભક્ષણાદિ ગમે તેવા આચાર કરતો સતો પણ શુદ્ધનો શુદ્ધ સાધુજ છે. જેને અભેદ બુદ્ધિ થઈ તેને પછી દોષ કે શુદ્ધિ એ ભાવ છેજ નહિ, ને જ્ઞાનીનો કોઈ આચાર વિધિ નથી; તેમ પૂર્વનો દુષ્ટ બ્રહ્મજ્ઞાનથી પવિત્ર થના ભેદભાવ સુધી એકભાવ રહે તેથીજ તેપણ અંતઃપર સાધુજ છે એપણ સમજવા જેવુંજ છે. આમ બ્રહ્મજ્ઞાનનો મહિમા છે, ને શૂદ્રાદિને જેથી લાભ છે તેથી બ્રાહ્મણ ક્ષત્રિયને તો અપૂર્વ ફલ હોય એમ છે ત્યારે હે અર્જુન! હે મુમુક્ષુ! તું પણ આ અસાર સંસાર, દુઃખમય ભવ, અનિત્ય આડંબરમાં ગબ્બે છે ત્યાં કલ્યાણ ચહાતો હોય તો બ્રહ્મના અનુભવની લહેમાં લાગ. તે શી રીતે? મન કર્મ વાણી ત્રણેથી બ્રહ્મનેજ જો, અનુભવ. બ્રહ્મનેજ સંભાર, બ્રહ્મનેજ યજ, નેતોજ ભક્તથા, ને એમ મત્પરાયણ એટલે મારામય, બ્રહ્મમય, થા; એજ સાક્ષાત્કારનો રસ્તો છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥ ९ ॥

---

## ગુલાબસિંહ.

---

સ્થિર ચિત્ત અને નિશ્ચલદૃષ્ટિથી તથા ઘણી સૂક્ષ્મ ગણનરીથી સિદ્ધ થઇ શકે એવા કેટલાક પ્રયોગમાં મત્સ્યેન્દ્રનો શિષ્ય કેટલોક સમય ગુંથાયલો રહ્યો. ઘણા આશ્ચર્યકારક પરિણામો જોઇ એને બહુ આશ્ચર્ય અને આનંદ થતાં ચાલ્યાં. તેમાં કેવલ રસાયણ પ્રયોગોજ હતા એમ નહિ, પણ તેજસ્તત્ત્વના કોઈ ગૂઢ પ્રયોગથી જીવન શક્તિઉપર જે અમલ કરી શકાય છે તે રહસ્યવિદ્યાની વાતોનો પણ સમાયશી હતી. સર્વવ્યાપી પણ અદૃશ્ય એવા આકાશતત્ત્વદ્વારા જીવ જીવને, વિચાર વિચારને, ને આત્મા આત્માને, ગમે તે સ્થલે અને ગમે તે કાલે પણ સંબંધ છે એમ મત્સ્યેન્દ્ર અને તેના વર્ગના યોગીઓ માનતા; અને એ તત્ત્વદ્વારા હાલના તારકરતાં પણ વધારે જલદીથી સંકલ્પે સંકલ્પ જોડાઇ શકતા, મનોમન એક થતા, અને ભૂતકલ વર્તમાનમાં પ્રત્યક્ષ થતો. માણસજાતે કે કોઇ જીવધારી જંતુ એ જે જે કાલે ને જે જે સ્થલે જે કાંઈ વિચાર્યું સંકલ્પ્યું, સિદ્ધ કર્યું હોય, તે એ તત્ત્વમાં રમનારને એક સૂક્ષ્મ યાત્રાના વેગપૂર્વક સંકલ્પથી દૃષ્ટિગોચર થઇ શકે છે; ને આ વિશ્વના અંધારામાં અંધારા ખુણાની વાત પણ

છાની રહી શકતી નથી. આ પ્રકારેજ ઉપનિષદાદિમાં કહેલું "એક જ્ઞાનથી સર્વ જ્ઞાન" એ યોગીઓ સાનુભવ સિદ્ધ માનતા. લાલાજીને આ બધું જોઇ બહુ આશ્ચર્ય લાગ્યું, ને આવી યોગવિદ્યામાં મત્સ્યેન્દ્ર રમી રહ્યો છે એ જોઈ એને બહુ ભાવ પેદા થયો. એજ વિદ્યાદ્વારા ભવિષ્યપણ વર્તી શકાતું * * * * * પણ લાલજીને એમ લાગ્યું કે પ્રત્યેક પ્રયોગમાં જે છેવટનો ક્રમ છે, ને જેનાથી આખરનું બાહ્યપરિણામ નીપજે છે, તે તો મત્સ્યેન્દ્ર પોતાની પાસેજ રાખે છે. આ ગુરુભાગવિષે વાત કરતાં એક વખત મત્સ્યેન્દ્રે આવું ઉત્તર આપ્યું.

"શું તું એમ ધારેછે કે હું એક શિષ્યમાત્રનેજ, આખા જનમંડલની આકૃતિ ઉથલાવી નાખે તેવું સામર્થ્ય, એમને એમ. આપી દઈશ? જેના સદાચારની ગુરુને પક્કી ખાત્રી થાયછે તેનેજ છેવટનો મર્મ અપાય છે. ધીરજ રાખ, પ્રયત્ન એ પોતેજ મનોવિકારને વિશુદ્ધ કરનારી વસ્તુ છે, તે ધીમે ધીમે જે ગૂઢ મર્મ છે તે આપોઆપ તારી બુદ્ધિમાં ઉગી નીકળશે"

આખરે લાલાજીની આજસુધીની સાધનસંપત્તિવિષે મત્સ્યેન્દ્રે સંતોષ દર્શાવ્યો, ને એ કહ્યો કે "ગૂઢ માર્ગમાં પેસવાની મર્યાદાને ઓળંગવાનો. તથા પેલા વિકરાળ ભૈરવના સામા થઈ તારી વિશુદ્ધિની કસોટી બતાવવાનો, હવે વખત આવ્યો છે. તારો પરિશ્રમ કાયમ રાખ, ને જેમ હાલ તું ફલની આકાંક્ષા કરતો નથી તેમજ ધીરજથી ચાલ્યો જા; એમજ તને જે મહાકારણ છે જેનો અનુભવ થશે. હું અહીંથી જાઉંછું ને એક મહીને આવીશ; હું પાછો આવીશ ત્યારે, જો તને સોંપેલું તેં પૂર્ણ કર્યું હશે. ને તારું મન ધ્યાન અને તત્ત્વવિચારથી દૃઢ થયું હશે, તો તને નિઃસંશય હું કસોટીએ ચઢાવીશ. પણ તને એક ચેતવણી આપતો જાઉંછું. કે આ ઓરડામાં કદાપિ પેસીશ નહિ; હું પાછો આવું ત્યાંસુધી કદાપિ એ તરફ જઈશ નહિ, કદાપિ કાંઇ સેવા કરવા તારે અંદર જવુંજ પડે તો પેલાં પાત્રોમાં જે પદાર્થ છે તેને કદાપિ સળગાવીશ નહિ, ને તેમની પાસેના કુંભ ઉઘાડીશ નહિ; એ ઓરડાની કૂચી હું તનેજ સોંપી જાઉંછું, કે એમ તારી પૂરે પૂરી કસોટી થાય, બેટા! યાદ રાખ કે આ લાલચ જે તને બતાવી છે તેપણ તારી કસોટીમાંનોજ એક ભાગ છે."

આટલું કહી કૂંચી લાલજીને સોંપીને મત્સ્યેન્દ્ર સાયાન્હ સમયે રસ્તે પડ્યો.

થોડાક દિવસસુધી તો લાલાજી ગુરુએ બતાવેલાં કામોમાં રોકાઇ રહ્યો એમાં એની બુદ્ધિ બહુજ ખીલવા લાગી, અને એનું ચિત્ત માત્ર એમાંજ પરોવાઇ ગયું. એ કાર્યમાં થોડાગાં થે ઉપયુ જય થાય તેનો સંભવ, ચિત્તની એકાગ્રતા, ચિત્તનો અત્યંત લય, અને બહુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ ગણુતરી, એ ઉપર

એટલો બધો આધાર રાખતો હતો કે, એ કાર્યમાં જે રીતે ચિત્ત રોકાયલું રહેવું તેમાં ભિન્ન વિચારને અવકાશ સરખો પણ મળવો અશક્ય હતો. મત્સ્યેન્દ્રનો હેતુ પણ એજ હતો કે આ પ્રકારે વૃત્તિમાત્ર નિરંતર એકાગ્ર રહેવાથી સમાવસ્થા સહજમાં સિદ્ધ થતી જશે. જેમ ગણિતશાસ્ત્રના મૂલતત્ત્વોનો અભ્યાસ મ્હોટા ક્હોયડાનો નિશ્ચય કરવામાં ક્વચિત્ ઉપયુક્ત થતો નથી, કે દુનીયાંદારીના વ્યવહારમાં જે તીવ્ર બુદ્ધિની જરૂર પડેછે તેને કામ લાગતો નથી, છતાં એ શક્તિ તો તે મૂળ તત્ત્વોના અસાધારણ અભ્યાસમાંથીજ આવેછે, તેમ યોગમાર્ગે પણ છેવટની સમાધિદશા માટે ઉપયુક્ત જે ચિત્તૈકાગ્ર્ય તે સાધવામાં કામ આવેછે

પણ લાલાજીએ તો ધાર્યું સર્વ ધારવા કરતાં અર્ધાજ સમયમાં સિદ્ધ કર્યું, ને એનું ચિત્ત આ પ્રમાણે નવરૂં પડવાથી અનેક તરંગ અને કલ્પનામાં ભટકવા લાગ્યું. મત્સ્યેન્દ્રે જે કરવાની ના કહી હતી તે નાનેલીવેજ તે વિષય ઉપર વધારે વૃત્તિ લાગવા માંડી, અને વારંવાર બંધ ઓરડાની કુંચી ઉપર એની નજર ઠરવા લાગી, અચાનક પણ એમ થતું ચાલ્યું. પોતાના ધૈર્યની આવી કસોટી કરવાનો પ્રકાર એને કાંઇ અર્થ વગરનો અને છોકરવાદી જેવો લાગ્યો. એને એમ લાગ્યું કે આ બાવાએ આવી હાઉ બનાવવાની વાતથી મને ડરાવવાની યોજના કરી છે તેની મારે ડરવાની જરૂર નથી, જે ઓરડામાં મેં અનેકવાર પ્રયોગો કર્યા છે તની ભીંતો એકાએક જીવતી થઇ મને શીરીતે ખાઇ જનારી છે? ને કદાપિ એમાં કોઇ વાઘવરુ ગોંધ્યો હશે તો એ કાંઇ મને ખાઇ જનારો નથી, કેમકે એ શું છે ને શી રીતે થાય છે તે હું જાણી ચુક્યો છું આવા તર્ક વિતર્કમાં એણે એમ ધાર્યું કે જેની બુદ્ધિને પોતેજ જાગ્રત કરી છે તેને આવી જુઠી યુક્તિથી ભડકાવવાનું મત્સ્યેન્દ્રનું પ્રયત્ન યોગ્ય નથી આમ ધારવાથી એને પોતાના ગુરુ માટે જે ભક્તિભાવ હતો તે પણ ઉડી ગયો આટલું છતાં પણ એના અભિમાનથી ને એની કુતુહલબુદ્ધિથી એને જે કરવાનું મન થાય તેમાંથી છૂટવા માટે એ વારંવાર અરણ્યના જંગલોમાં ફરવા નીકળી જતો. કે જેમ તેમ કરતાં શરીરના શ્રમથી વખતે મન પણ થાકીને ટાઢું પડે એક દિવસ એ રીતે ફરતા ફરતાં, આગળ જે ગામનું આપણે વર્ણન કરી ગયા છીએ ત્યાં લાલાજી આવી પહોંચ્યો

જન્માષ્ટમીનો ઉત્સવ હતો. લોકો રાગે રાગે નાચતા હતા ને ગાતા હતા. વર્ષાઋતુના સમયે પણ વાદળાં ન હોવાથી પછીની રાત્રીએ ચંદ્રપ્રકાશ ખીલી રહ્યો હતો ને જન્મ થવાનો સમય નજીક હતો એ લોકમાં નીતિ તો કાંઇ હતીજ નહિ, એટલે તે આમ જાગરણ કરતાં પણ ગમે તેવી મોજ-

મઝામાં આનંદ લેતા હતા. કૃષ્ણજન્મને નામે જે રાસ અને જે ખેલ રમાતા હતા તેમાં નીતિ સચવાય એવું હતું પણ થોડુંજ. કોઈ ગાંજાની ચલમોના ભડકા કરતા હતા, કોઇ ચંદ્રપ્રકાશમાં ચળકી રહેલું મદ્ય પીતા હતા, કોઇ સ્ત્રીઓ પણ ભાંગનો રગડો ગળે ઉતારતી હતી. કોઇ વીણા, કોઇ વાંસળી, કોઈ ઢોલક, એમ અનેક વાદિત્ર બજાવતા હતા, ને કોઇ કેફના ઘેનમાં પડતા આખડતા ઉઠતા ને નાચતા હતા. સ્ત્રી પુરુષ ભેગાં થઈ રાસ ખેલતાં હતાં, ને "નંદ ઘેર આનંદ ભયો જે કનૈયા લાલકી" એમ ઉચ્ચ સ્વરે કૂદી કૂદીને બોલતાં, હાથમાં રાખેલા ડાંડીઆ પરસ્પરથી ઠોકી નાચતાં જતાં હતાં. ઘણીક સ્ત્રીઓ કુંડે પડી હીચ લઈ લઇને અનેક ગામડીઆ સુરનાં ધોળ ગાતી હતી. આ બધી આનંદરચના જોઇ લાલાજીને ઓછું આવ્યું કે સંસારમાં બંદીવાનના જેવું દુઃખ કોઇને નથી. કોઇ ખરા બંદીખાનામાં, તો કોઇ પોતાને હાથે કલ્પેલા બંદીખાનામાં, તો કોઇ લોકાપવાદના બંદીખાનામાં, એમ સર્વે દુઃખી છે. આવું સ્વતંત્ર સુખ મારા ભાગ્યમાં નથીજ! આવો વિચાર હજુ એના હૃદયમાં ધીમે ધીમે સ્ફુરેછે એટલામાં ગુરુદાસ એને જોઇને દૂરથી દોડતો આવ્યો, ને "રામ રામ" કહી પાસે ઉભો. લાલજી તેની સાથે વાતે વળગ્યો, પણ નજર તો એ ગુરુદાસને હાથે, એક લલિત લતાના વેલીની પેઠે વીંટાઇ રહી હતી તેના ઉપર ઠરાવી રહ્યો. તે સ્ત્રી પણ અતિ નાજુક છતાં સર્વ કુલટા ભાવનું ગૃહ હતી. તેનામાં જેટલું કૃત્રિમ બલ હશે તે બલથી તેણે આંખનો એવો અણસારો કર્યો કે લાલાજીનું કાળજું વીંધાઇ ગયું. એવામાં ગુરુદાસે પૂછ્યું "મહેરબાન! આપ આ રાસમાં ભાગ નહિલો! અત્યારે તો ગરીબ તવંગર સર્વે એક છે, આજના ઉત્સવમાં તમારે મળવુંજ જોઈએ." એટલામાં હો હો ને રેરેના ભણકારા પેલા આનંદમર્ગ ટોળામાંથી લાલાજીને કાને પડ્યા ને નાચ ચાલતો થયો, તે સાથે લાલાજીનું મગજ પણ ભમવા લાગ્યું. ગુરુદાસે ઉમેર્યું "ચાલો ચાલો સાહેબ! આ મારી લટકાળીને એ રાસમાં તમારા જેવો કદ્દાન જોઈએ છીએ" પેલી લટકાળી પણ આવું સાંભળતાંજ ગુરુદાસનો હાથ મૂકી દઇ, જાણે બહુ અપમાન થયું હોય એમ તેને તરછોડી, ને નાસી ગઇ. જતે જતે તેણે લાલાજીને પોતાનાં ચક્ષુથી નોતરું દીધું; થોડેક જઇને ઉભી; લાલાજીની નજર તેની નજરમાં મળી. ગુરુદાસ તો ચાલતો થયો, દુરનજર પેલી લલનાએ કાંઇ ઉચ્ચાર કર્યો, ને અધ્યાત્મ રહસ્ય શોધનારા સાધુને પોતાની સમીપ બોલાવ્યો. લાલાજીએ માથું ધુણાવ્યું, પણ રહીને એક બાજુ લટકો તે તરફ આવતો હતો તેના ભણી આંગળી બતાવી. લાલા! ખરે ખરું માથું ધુણા-

વતો હોય તો, તને શામાટે અદેખાઈ આવી? લાલાજીએ હાથ લાંબો કર્યો, પેલીએ જેટલી થઈ શકે એટલી કૃત્રિમ શાલીનતાથી તેનું ગ્રહણ કર્યું; બન્ને પેલી રાસમંડળીમાં ભળ્યાં! અહા! વનસ્પતિનાં સત્ત્વ કાઢવાં, રસાયણનો પ્રયોગ કરવા, ને તારાનાં ધ્યાન ધરવાં, એ કરતાં આ અનેક પ્રકારે રસ ભર્યું છે! રે મત્સ્યેન્દ્રના શિષ્ય! રે ભાવિ શંકર! રે જ્ઞાનિ! વેદાન્તિ! યોગિ! તારાં કૃત્યથી અમને શરમ આવેછે! શું આટલા માટે તેં સાક્ષાત્ રમા જેવી રમાનો તિરસ્કાર કર્યો? સંભાળ સંભાળ, શું કરેછે? શામાટે પેલીનો હાથ પકડી તેને સરસી તાણેછે? દૂર લઇ જાયછે? મસ્ત થઈ કૂદી કૂદીને શી હોય લે છે! ગયો, પડ્યો. પેલા વૃક્ષ નીચે જઈને બન્ને પડ્યાં. બીજાં તો દૂર રહ્યાં કૂદેછે, નાચેછે, એમને હસેછે, પણ એ સાંભળતાં નથી. એ બેતો પરસ્પર બેનેજ દેખેછે! પીઓ, પીઓ, દારૂની મઝાથી, ય-તારૂં નૃત્ય બમણું મીઠું લાગશે.

"અરે લલના! તું તો કોઈ ઠગારી છે"

"તમારીજ છું, વળી.મ્ગીશ."

"વાહ જવાન! એમજ જોઇએ." એક એંશી વર્ષના બૂઢાએ પાસે આવી લાલાજીને કહ્યું "જવાની તો એમજ ભોગવાય. ભોગવાય નહિ તો જવાની શા કામની. અમે હવે મરવાને ભોંય સુધીએછીએ, પણ અમે જવાની બરાબર ભોગવી નહિ તેથી પસ્તાઇએ છીએ, ને આજે પણ "ચંદ્રવદન મૃગલોચની કાકા કહત મુઝાય" એથી બહુ બળીએ છીએ. માટે પાછા ન હઠશો ભાઇ, ભોગવાય તેમ ભોગવજો; ભોગવ્યું એજ જીવ્યું છે." (અપૂર્ણ.)

---

## શાસ્ત્રાર્થ.

પંચતંત્રમાં એક વાત છે કે કાશીથી, ભણીને ચાર પંડિતો આવતા હતા તે, રસ્તામાં જતાં ચાર રસ્તા હતા તેવે ઠેકાણે આવ્યા. સંશય પડ્યો કે કીયે રસ્તે જવું એટલે તુરત શાસ્ત્રનાં પોથાં છોડીને વાચવા મંડ્યા. તેમાંથી એવું વાક્ય નીકળ્યું કે "જે રસ્તેથી મહાજન જાય તેજ ખરો રસ્તો," આ ઠેકાણે "રસ્તો" અને "મહાજન" એ શબ્દનો અર્થ 'એરેખરો રસ્તો' અને 'ઘણા માણસ' એમ તેમણે કર્યો અને એક મડદું લઇને ઘણા લોક જતા હતા તે રસ્તે ચાલવા મંડ્યા સ્મશાનમાં પહોંચ્યા તો ત્યાં એક ગધેડો દીઠો. કે પાછાં પાનાં પોથાં તપાસવા માંડ્યા. તેમાંથી નીકળ્યું કે "દુઃખ સુખ સર્વકાલે અને રાજ્યદ્વારમાં તેમ સ્મશાનમાં જે સાથે હોય તે બંધુ જાણવો" આ ઉપ-

રથી પેલા ગધેડાને તેઓ ભાઈ જાણીને ભેટવા લાગ્યા. આની અનેક રીતે એ પંડિતોની મશ્કરી કરેલી છે. આપણાં શાસ્ત્રોનો અર્થ કરવામાં પણ આ પંડિતોના જેવું ઘણી વાર થઇ જાયછે; શાસ્ત્રમાં જે કહ્યું હોય તેનો અક્ષરે અક્ષર અર્થ લેવો એનાથી એ ભુલ થાયછે. આનો વિચાર રાખવાનું ધોરણ આપણને વેદનો અર્થ કરનારાં શાસ્ત્રોજ બતાવેછે. વેદનાં વચનને તો અક્ષરશઃ સત્ય માનવાં તથા પાળવાં એવો નિયમ છે તથાપિ તેમાં પણ વિધિ, નિષેધ, અર્થવાદ, એવા ત્રણપ્રકાર માન્યા છે. જે વચનમાં 'અમુક કરવું' એવી આજ્ઞાછે, તે વચન તેમનું તેમજ પળાય છે; તેમ જેમાં 'અમુક ન કરવું' એવી આજ્ઞા છે તેપણ એમનું એમજ અનુસરાય છે. એ બેનું નામ વિધિ અને નિષેધ. પણ ઘણાં વાક્ય, ઘણી કથાઓ, એવી હોય છે કે જેનો અક્ષરે અક્ષર પાળવામાં આવતો નથી, માત્ર તેમનો સારજ ગ્રહણ થાયછે, અથવા કોઇવાર માત્ર તેમનો હેતુજ લક્ષમાં લેવાય છે. એવાં વચનોનો હેતુ માણસને રુચિ ઉત્પન્ન કરી, શુભ માર્ગમાં વાળવાનો, કે કોઇ ગૂઢ વાતો સરલ રીતે સમજાવવાનો હોયછે. વેદના કેટલાક ભાગ અર્થવાદ છે એટલુંજ નથી પણ ઘણાંક પુરાણ અને તંત્ર આખાં ને આખાં અર્થવાદ હોયછે. આટલામાટે શાસ્ત્રને નામે કહેવાતી વાતોનો નિશ્ચય કરવો કે તે વિધિ છે, નિષેધ છે, કે અર્થવાદ છે, ને પછી તે પ્રમાણે આચાર કરવા વળવું.

સાધારણ વ્યવહારમાં પણ એવો નિયમ છે કે જે કામ કરવું હોય તેનાં ઉદ્દેશ, ફલ, અને સ્વરૂપ, ત્રણનો યથાર્થ નિશ્ચય સમજ્યાવિના કરવા માંડીએ તો તેમાંથી લાભ નથી થતો, વખતે હાનિ પણ થાયછે. જ્યારે સાધારણ વ્યવહારનું આવું છે, ત્યારે અતિ ઉત્તમ ફલ આપનાર, અને શરીર મન અને આત્મા ત્રણેને સાધવામાં ઉપયોગી, એવા ધર્માચારમાં તો એ વાત કેટલી વધારે જરૂરની હોય એ સમજવું સહજ છે. વેદવિનાનાં બીજાં જે જે શાસ્ત્ર છે તે, એક રીતે, વેદની ટીકા જેવાં છે, એટલે તેમનો ઘણો ભાગ અર્થવાદ જેવોજ હોય છે, માટે શાસ્ત્રોની શ્રુતોને અક્ષરે અક્ષર ખરી માની તેપ્રમાણે વર્તવા પૂર્વે તેમનો અર્થ બરાબર નક્કી થવો જોઇએ. આપણા ધર્મમાંની જે જે રીતભાત નિત્ય પાળીએ છીએ તે કોઇ એકજ નિયમથી ઉત્પન્ન થયેલી હોતી નથી; જો કે તે બધા નો હેતુ આપણા પોતાના કલ્યાણ વિના બીજો હોતો નથી. પ્રથમ વેદની આજ્ઞાઓ, તેને વધારે સ્પષ્ટ કરવા સ્મૃતિનાં વચનો, તે બન્નેનું ખરૂં રહસ્ય નિયમરૂપે બતાવવા યોગવેદાન્ત ન્યાય ઇત્યાદિ છ શાસ્ત્રો. ને એ સર્વનો થોડો થોડો આધાર રાખી બધું વિસ્તારથી સ્પષ્ટ કરવા માટે પુરાણની કથાઓ છે. ત્યારે આપણે જે આચાર કે નિયમ ને વિચારતા હોઇએ તેના વિષે એટલું પ્રથમ જાણવું જોઇએ કે તે વેદમાંનો છે, સ્મૃતિ-

માનો છે છ શાસ્ત્રમાનો છે, કે પુરાણમાનો છે એટલુ જાણ્યા પછી એમ પણ જાણી શકાય કે તેમાનો જે અર્થ છે તે વિધિરૂપ છે નિષેધરૂપ છે કે અર્થવાદરૂપ છે આ બે વાત જાણ્યાપછી એક ત્રીજી વાત પણ જાણવા જેવી છે શાસ્ત્રના વચનો ને તેમા પણ મુખ્યત્વે કરી અર્થવાદરૂપ વચનો, ત્રણપ્રકારે અર્થ બોધછે એક તેનો સ્થૂલ એટલે આ જે દેખીએ છીએ તેની વ્યવહારદ્રષ્ટિમા લાગુ પડે તેવો અર્થ હોય છે, બીજો સૂક્ષ્મ એટલે આપણે હાલ દેખી શકતા નથી, પણ જે વિચારમાત્રથી ગમ્ય થતી છે તે સૃષ્ટિને લાગુ પડતો અર્થ હોય છે, ને ત્રીજો જે સર્વકાર આત્મા સર્વત્ર એકરૂપે રહેલો છે તેને લાગુ થતો અર્થ હોય છે આ ત્રણને આધિભૌતિક આધિદૈવિક, ને આધ્યાત્મિક એમ કહેછે

આ બધી વાત કેટલાક ઉદાહરણોથી સ્પષ્ટ કરીએ, પુરાણોમા શિવ વિષ્ણુ, એવા ઘણા દેવના નામ આવેછે ને તે દેવ એક એકની જોડે માણસોનીપેઠે દ્વેષ કલહ, યુદ્ધ ઇત્યાદિ કરતા પણ જણાય છે આવા યુદ્ધ અને જય અથવા પરાજયની વાર્તાઓ એક અર્થવાદ જેવીજ છે કેમકે જે દેવ છે તે એવા ક્ષુદ્રભાવને અવલંબી યુદ્ધ કરવા જતા નથી, ને એટલે ઊંચે પદે •રહ્યા પછી તેમને એવી વાસના પેદા થતી નથી, પણ, જે લોક જે દેવના ભક્ત હોય તેમને તે દેવ ઉપર દૃઢ શ્રદ્ધા કરવામાટે તેમની શક્તિ સામર્થ્ય, પરાક્રમ, ઇત્યાદિનુ વર્ણન કરેલુ હોય છે ને એમ કરવામા કાંઇ બાધ પણ નથી, કેમકે ગમે તે દેવને ભજીએ તોપણ બધાએ એકજ સર્વવ્યાપી આત્માના અંશ છે ને બધાએ મોક્ષ આપે તેમ છે શ્રીમદ્ભાગવતમા કહ્યુ છે કે "આકાશમાથી વરસતુ જળ જેમ સમુદ્રમા જાયછે, તેમ ગમે તે દેવની કરેલી ભક્તિ •પરમાત્માનેજ પહોચે છે દૃઢ ભક્તિ તોજ જરૂર છે, ને તે પેદા કરવામાટે આવો અર્થવાદ રચેલા છે એમજ કાંઇક હેતુ લક્ષમા રાખીને જે જે ક્રિયાઓ કરવાની કહી છે તે પણ એકપ્રકારે અર્થવાદ જેવીજ છે સ્ત્રીઓ અથવા પુરુષોએ સ્નાન સંધ્યા દેવપૂજા વ્રત જપ, આદિ કરવા, તેમા જે જે હેતુ રહેલા છે તે હેતુ નગાણે તે બધા થાય તો લાભ છે, બાકી તે કામ એમલુજ કરવામા લાભ નથી. નહાવા ધોવાનો હેતુ શરીરને અત્યંત સ્વચ્છ રાખવાનો છે તો તેબરાબર સધાય માટે ન નહાવામા પાપ છે ઇત્યાદિ ભયરૂપ અર્થવાદ મૂકેલો છે સંધ્યા વખતે પ્રાણાયામ નામની ક્રિયા થાયછે તેથી શરીર અને મન શુદ્ધ તથા સ્થિર થાયછે તે જો ન થઇ શકતુ હોય તો શાસ્ત્રમા કહેલા "ત્રણ દિવસ સંધ્યા ન કરે તે શૂદ્ર થાય" એ અર્થવાદરૂપ ભયનેલીધે નાક માત્ર પકડીને કાંઇ બબડી જવામા કશો લાભ નથી

રથી પેલા ગધેડાને તેઓ ભાઈ જાણીને ભેટવા લાગ્યા. આવી અનેક રીતે એ પંડિતોની મશ્કરી કરેલી છે. આપણાં શાસ્ત્રોનો અર્થ કરવામાં પણ આ પંડિતોના જેવું ઘણી વાર થઇ જાયછે; શાસ્ત્રમાં જે કહ્યું હોય તેનો અક્ષરે અક્ષર અર્થ લેવો એનાથી એ ભુલ થાયછે. આવો વિચાર રાખવાનું ધોરણ આપણને વેદનો અર્થ કરનારાં શાસ્ત્રોજ બતાવેછે. વેદનાં વચનને તો અક્ષરશઃ સત્ય માનવાં તથા પાળવાં એવો નિયમ છે તથાપિ તેમાં પણ વિધિ, નિષેધ, અર્થવાદ, એવા ત્રણપ્રકાર માન્યા છે. જે વચનમાં 'અમુક કરવું' એવી આજ્ઞાછે, તે વચન તેમનું તેમજ પળાય છે; તેમ જેમાં 'અમુક ન કરવું' એવી આજ્ઞા છે તેપણ એમનું એમજ અનુસરાય છે. એ બેનું નામ વિધિ અને નિષેધ. પણ ઘણાં વાક્ય, ઘણી કથાઓ, એવી હોય છે કે જેનો અક્ષરે અક્ષર પાળવામાં આવતો નથી, માત્ર તેમનો સારજ ગ્રહણ થાયછે, અથવા કોઇવાર માત્ર તેમનો હેતુજ લક્ષમાં લેવાય છે. એવાં વચનોનો હેતુ માણસને રુચિ ઉત્પન્ન કરી, શુભ માર્ગમાં વાળવાનો, કે કોઇ ગૂઢ વાર્તા સરલ રીતે સમજાવવાનો હોયછે. વેદના કેટલાક ભાગ અર્થવાદ છે એટલુંજ નથી પણ ઘણાંક પુરાણ અને તંત્ર આખાં ને આખાં અર્થવાદ હોયછે. આટલામાટે શાસ્ત્રને નામે કહેવાતી વાતોનો નિશ્ચય કરવો કે તે વિધિ છે, નિષેધ છે, કે અર્થવાદ છે, ને પછી તે પ્રમાણે આચાર કરવા વળવું.

સાધારણ વ્યવહારમા પણ એવો નિયમ છે કે જે કામ કરવું હોય તેનાં ઉદ્દેશ, ફલ, અને સ્વરૂપ, ત્રણનો યથાર્થ નિશ્ચય સમજ્યાવિના કરવા માંડીએ તો તેમાંથી લાભ નથી થતો, વખતે હાનિ પણ થાયછે. જ્યારે સાધારણ વ્યવહારનું આવું છે, ત્યારે અતિ ઉત્તમ ફલ આપનાર, અને શરીર મન અને આત્મા ત્રણેને સાચવવામાં ઉપયોગી, એવા ધર્માચારમાં તો એ વાત કેટલી વધારે જરૂરની હોય એ સમજવું સહજ છે. વેદવિનાનાં બીજાં જે જે શાસ્ત્ર છે તે, એક રીતે, વેદની ટીકા જેવાં છે, એટલે તેમનો ઘણો ભાગ અર્થવાદ જેવોજ હોય છે, માટે શાસ્ત્રોની વાતોને અક્ષરે અક્ષર ખરી માની તેપ્રમાણે વર્તવા પૂર્વે તેમનો અર્થ બરાબર નક્કી થવો જોઇએ. આપણા ધર્મમાંની જે જે રીતભાત નિત્ય પાળીએ છીએ તે કોઇ એકજ નિયમથી ઉત્પન્ન થયેલી હોતી નથી; જો કે તે બધા નો હેતુ આપણા પોતાના કલ્યાણ વિના બીજો હોતો નથી. પ્રથમ વેદની આજ્ઞાઓ, તેને વધારે સ્પષ્ટ કરવા સ્મૃતિનાં વચનો, તે બન્નેનું ખરું રહસ્ય નિયમરૂપે બતાવવા યોગવેદાન્ત ન્યાય ઇત્યાદિ છ શાસ્ત્રો. ને એ સર્વનો થોડો થોડો આધાર રાખી બધું વિસ્તારથી સ્પષ્ટ કરવ માટે પુરાણની કથાઓ છે. ત્યારે આપણે જે આચાર કે નિયમ ને વિચારતા હોઇએ તેના વિષ એટલું પ્રથમ જાણવું જોઇએ કે તે વેદમાંનો છે, સ્મૃતિ-

માંનો છે, છ શાસ્ત્રમાંનો છે, કે પુરાણમાંનો છે. એટલું જાણ્યા પછી એમ પણ જાણી શકાય કે તેમાંનો જે અર્થ છે તે વિધિરૂપ છે, નિષેધરૂપ છે, કે અર્થવાદરૂપ છે. આ બે વાત જાણ્યાપછી એક ત્રીજી વાત પણ જાણવા જેવી છે. શાસ્ત્રનાં વચનો, ને તેમાં પણ મુખ્યત્વે કરી અર્થવાદરૂપ વચનો, ત્રણપ્રકારે અર્થ બોધેછે. એક તેનો સ્થૂલ એટલે આપણે દેખીએ છીએ તેવી વ્યવહારદૃષ્ટિમાં લાગુ પડે તેવો અર્થ હોય છે; બીજો સૂક્ષ્મ એટલે આપણે હાલ દેખી શકતાં નથી, પણ જે વિચારમાત્રથી સમજાય તેવી છે. તે સૃષ્ટિને લાગુ પડતો અર્થ હોય છે; ને ત્રીજો જે સર્વાકાર આત્મા સર્વત્ર એકરૂપે રહેલો છે તેને લાગુ થતો અર્થ હોય છે. આ ત્રણને આધિભૌતિક, આધિદૈવિક, ને આધ્યાત્મિક એમ કહેછે.

આ બધી વાત કેટલાંક ઉદાહરણોથી સ્પષ્ટ કરીએ., પુરાણોમાં શિવ વિષ્ણુ; એવા ઘણા દેવનાં નામ આવેછે ને તે દેવ એક એકની જોડે માણસોનાપેઠે દ્વેષ, કલહ, યુદ્ધ ઇત્યાદિ કરતા પણ જણાય છે. આવાં યુદ્ધ અને જય અથવા પરાજયની વાર્તાઓ એક અર્થવાદ જેવીજ છે કેમકે જે દેવ છે તે એવા ક્ષુદ્રભાવને અવલંબી યુદ્ધ કરવા જતા નથી, ને એટલે ઊંચે પદે રહ્યા પછી તેમને એવી વાસના પેદા થતી નથી; પણ, જે લોક જે દેવના ભક્ત હોય તેમને તે દેવ ઉપર દૃઢ શ્રદ્ધા કરવામાટે તેમના શક્તિ, સામર્થ્ય, પરાક્રમ, ઇત્યાદિનું વર્ણન કરેલું હોય છે. ને એમ કરવામાં કાંઇ બાધ પણ નથી, કેમકે ગમે તે દેવને ભજીએ તોપણ બધાએ એકજ સર્વવ્યાપી આત્માના અંશ છે, ને બધાએ મોક્ષ આપે તેમ છે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે "આકાશમાંથી વરસતું જલ જેમ સમુદ્રમાં જાયછે, તેમ ગમે તે દેવની કરેલી ભક્તિ પરમાત્માનેજ પહોચે છે." દૃઢ ભક્તિનીજ જરૂર છે, ને તે પેદા કરવામાટે આવો અર્થવાદ રચેલો છે. એમજ કાંઇક હેતુ લક્ષમાં રાખીને જે જે ક્રિયાઓ કરવાની કહી છે તે પણ એકપ્રકારે અર્થવાદ જેવીજ છે. સ્ત્રીઓ અથવા પુરુષોએ સ્નાનસંધ્યા, દેવપૂજા વ્રત, જપ, આદિ કરવાં, તેમાં જે જે હેતુ રહેલા છે તે હેતુ પ્રમાણે તે બધાં થાય તો લાભ છે, બાકી તે કાય એકલુંજ કરવામાં લાભ નથી. નહાવા ધોવાનો હેતુ શરીરને અત્યંત સ્વચ્છ રાખવાનો છે. તો તેબરાબર સધાય માટે ન નહાવામાં પાપ છે ઇત્યાદિ ભયરૂપ અર્થવાદ મૂકેલો છે. સંધ્યા વખતે પ્રાણાયામ નામની ક્રિયા થાયછે તેથી શરીર અને મન શુદ્ધ તથા સ્થિર થાયછે તે જો ન થઇ શકતુ હોય તો શાસ્ત્રમાં કહેલા "ત્રણ દિવસ સંધ્યા ન કરે તે શૂદ્ર થાય", એ અર્થવાદરૂપ ભયનેલીધે નાક માત્ર પકડીને કાંઇ બબડી જવામાં કશો લાભ નથી.